ૐ

# વસંત-વિજય

યાને

## ચઢતી પડતીના ચમત્કાર.

### ભાગ ૩ જો.


લેખકઃ-સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.
શાહપુર વડવાળીપોળ—અમદાવાદ.



પ્રકાશકઃ—
જી. એમ. જાગુષ્ટે.
ત્રણ દરવાજા—અમદાવાદ.

સોલ એજન્ટ,
મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.
ત્રણ દરવાજા—અમદાવાદ.

મૂલ્ય રૂ. ૩-૪-૦ સવાત્રણ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૭. સને ૧૯૨૦.

जिस भूमि भारत वर्षपर, प्रियवर ! हमारा जन्म हे ।
करना उसीकी मातृवत् सेवा हमारा धर्म हे ॥

અમદાવાદ—સલાપોસરોડ,
ધી " ડાયમંડ જ્યુબિલી " પ્રીન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.



રા. મોહમદ કાસમ સૈયદ,

મીનજાન, (બરમા)

Lakshmi Art, Byculla, Bombay.

# સમર્પણ.

રા. રા. મોહમદ કાસમ સૈયદ.

મીનજાન. (બરમા).

માણસના શુદ્ધ-નિર્મળ સ્નેહથીજ અન્યજનો તે માણસની તરફ આકર્ષાય છે અને તે નિર્મળ સ્નેહમાંજ શુદ્ધ ભાવનાઓ અને સ્વર્ગિય આનંદ રહેલો હોય છે.

મારા પ્રતિની તમારી નિર્મળ સ્નેહભાવના, મમતા, પૂજ્ય ભક્તિભાવ તે સાથે ગરીબીમાં અને અમીરીમાં સમાનતા, ગરીબો પ્રત્યે ઉદારતા, ધર્મમાં વિશુદ્ધ ધાર્મીકતા અને ગૂજરાતિ વાંચન પ્રત્યે અત્યંત પ્રિતી અને શુદ્ધ સ્વદેશભક્તિ ઈત્યાદી ગુણો જાણી મને અપાર આનંદ થાય છે; અને તે આનંદના ઉમળકાથીજ આ નવલકથા તમારા કરમાં સમર્પણ થાય છે. પ્રભુ નિરંતર તમારી સદ્દભાવના-ઓમાં વધારો કરો એજ મારી શુભેચ્છા.

શુભાકાંક્ષી,

સત્યેન્દ્રપ્રસાદ મહેતા.

# "અમે સંતાન ભારતનાં."

ગઝલ.

ભલી ભૂમિ અમારી ને અમે સંતાન ભારતનાં;
મળી મેળા બધા ભાંડું ગઇશું ગાન ભારતનાં.

નસોમાં રક્ત ભારતનૂં: જીવન પણ ભક્ત ભારતનૂં;
બધૂં એ શકય ભારતનૂં: ભલાં અવસાન ભારતમાં.

નથી દુનિયાં તણી પરવા, ઉઝવશૂં ઉત્સવો ગરવા;
વિજય–વરમાળને વરવા, અટલ નિશાન ભારતમાં.

અજબ ઉર ચેતના જાગી, લગની અમ દેશની લાગી;
હવે રાગી છતાં ત્યાગી, બધૂં કુરબાન ભારતમાં.

લૂંટવાની નહિ દરકાર, 'રહ્યું' તેનો કરી સત્કાર;
ભુલી સૌ મોહભર વિકાર સ્વીકાર્યો જ્ઞાન ભારતમાં.

ચડાવી દેવનો ટંકાર, ઉતારીશૂં ભૂમિનો ભાર;
સજી બખતર ઉભા તૈયાર ચહી સન્માન ભારતનાં.

જગાવી ધર્મનો ઝૂંડો ઝનૂની ઝીલશૂં રંગો;
ઝખમ રૂઝાવવા ઉંડો જીવન કુરબાન ભારતમાં.

કેશવ હ. શેઠ.

# પ્રસ્તાવના.

આ પુસ્તકના સંબંધમાં જે કહેવાનું અને લખવાનું હતું તે પ્રથમ ભાગમાં લખાઈ ચૂકયું છે. એટલે અત્રે ફરીથી ઉલ્લેખ કરવો તે યોગ્ય નથી. દ્વિતીય ભાગ બહાર પડયા પછી આ ત્રતિય ભાગ પ્રભુ કૃપાથી ઘણોજ વ્હેલો બહાર પડયો છે. ગત યુદ્ધના કારણે ઉત્પન્ન થએલી મોંઘવારી ઓછી થવાને બદલે વધતીજ રહી છે. આવી સ્થિતિમાં જે સાધન્ન સંપન્ન છે તેજ પોતાનું કાર્ય આગળ ચલાવી શકે છે; શ્રીમાનોને તેમના દ્રવ્યથી અને ગરીબોને મળતી મજુરીથી તેઓ પોતાનો સમય આનંદથી વ્યતિત કરે છે. ત્યારે સામાન્ય સ્થિતિના માણસો આવા સખ્ત મોંઘવારીના સમયમાં પોતાની પ્રમાણીકતા જાળવવા અને પોતાનો નિર્વાહ ચલાવવાને માટે શું કરતા હશે એ તો તેમના મનને પૂછવાથીજ જાણી શકાશે.

આપ સમાન બળ નહિ અને મેઘ સમાન જળ નહિ એ સૂત્રાનુસાર દરેક મનુષ્યોએ પોતાના કલ્યાણને અર્થે પોતાનેજ પ્રયત્ન કરવાના છે. પારકાની આશા રાખનાર અંતે પાછો પડે છે. માટે પારકાની આશા નહિ રાખતાં દરેકે હિંમતથી અને સત્યથી પોતાના ઇષ્ટ કાર્યને પૂર્ણ કરવાને મચ્યા રહેવું જોઇએ. જે કાર્ય કરવાનું હોય તેમાં તન્મય થવું જોઇએ. અસાધ્ય વસ્તુ કંઇ છેજ નહિ. કેટલાક નિર્બળ મનના મનુષ્યો કહે છે કે આ આપણાથી થઈ શકશે નહિ. અમુક કાર્ય ફલાણાની મદદ વિના બની શકશેજ નહિ, આવા મનુષ્યો જગતમાં કંઇ પણ કરી શકતા નથી. પરંતુ ખરો મનુષ્ય તો કાર્યનો આરંભ કર્યા પછી ગમે એટલાં વિઘ્નો આવી પડે, પણ તે લીધેલા કાર્યને પડતું મૂકતો નથી. વિઘ્ન આવી પડવાથી તે નિરાશ નહિ થતાં વધુ ઉત્સાહિત થઈ કાર્ય કરે છે અને આવોજ માણસ અંતે વિજય પ્રાપ્ત કરી શકે છે. આ નવલકથામાં જુલ્મીઓની સામે થનારાં સ્વદેશ

ભક્તોને કેટલાં બધાં સંકટો સહન કરવાં પડે છે; જુલ્મીઓના જુલ્મથી તેમને ઘરબાર વિનાનાં થઇ રાનેરાન રઝળવું પડે છે; પણ તેઓ આરંભેલા કામને છોડી દેતાં નથી. ગમે એ ભોગે પણ માતૃભૂમિનો ઉદ્ધાર કરવો એજ મહામંત્ર તેઓ જપે છે અને અન્ય સ્વદેશ ભક્તોની સાથે મળી સંતોષથી સંપથી અને સત્યથી કાર્ય કરે છે. આવી ભાવનાવાળાઓજ પોતાની અને સાથે પોતાના દેશની પણ ઉન્નતિ કરી જગતમાં અમર નામના મૂકી જાય છે.

ભારતનાં ભાગ્યવંતા સંતાનો! તમે પણ સર્વ સદ્દગુણયુક્ત મહાન નર બનો અને તમારા દુ:ખી ભારતવર્ષને પુનઃ સ્વર્ગીય ભૂમિ બનાવો. તમારા સિવાય તેનો ઉદ્ધાર અન્ય કોઇ કરી શકનાર નથી.

પરમાત્મા આ શુભ ભાવના દરેકના હૃદયમાં પ્રકટાવો એજ અમારી સર્વેશ્વર પ્રત્યે પ્રાર્થના છે.

આ પુસ્તકનો ચોથો ભાગ છપાવવો શરૂ થઇ ચૂક્યો છે. પ્રભુ કૃપાએ એકાદ બે માસમાં વાચકોના કરકમળમાં સમર્પણ થઇ જશે. પરમાત્મા સર્વનું મંગળ કરો.

વિક્રમાર્ક ૧૯૭૭,
માગશીર્ષ પુર્ણીમા.
શાહપુર—અમદાવાદ.
તા. ૨૫—૧૨—૨૦.

સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.

# અનુક્રમણિકા.

## ભાગ ત્રીજો.

# આ ગ્રંથકારકૃત નવલકથાઓ.

| | કીંમત. રૂ. આ. પા. |
|---|---|
| કુસુમકાન્ત યાને સંસાર શેત્રંજ. ભા. ૧ લો. ... | ૨—૦—૦ |
| ,, ,, ,, ,, ભા. ૨ જો. ... | ૨—૮—૦ |
| તરૂણતપસ્વિની ભા. ૧ લો. સચિત્ર. ... ... | ૨—૮—૦ |
| ,, ,, ભા. ૨ જો. ,, ... ... | ૨—૮—૦ |
| કાળરાત્રિનું ખૂની ખંજર. ભા. ૧ લો. સચિત્ર. ... | ૨—૮—૦ |
| ,, ,, ,, ભા. ૨ જો. ,, ... | ૨—૮—૦ |
| પદ્મલતા યાને કંટકમાં ગુલાબ. સચિત્ર. ... ... | ૨—૦—૦ |
| જુલ્મી જાલીમ યાને ધ્રુજતી ધરા. ,, ... ... | ૨—૮—૦ |
| ઝેરી જમાનો ભા. ૧ લો. ... ... ... | ૨—૮—૦ |
| ,, ,, ભા. ૨-૩ જો. ભેગા. ... ... | ૩—૦—૦ |
| ,, ,, ભા. ૪-૫ મો. ભેગા. ... ... | ૩—૦—૦ |
| વસંતવિજય યાને ચઢતી પડતીનાચમત્કાર. ભા. ૧ લો. | ૨—૦—૦ |
| ,, ,, ,, ,, ભા. ૨ જો. | ૩—૦—૦ |
| ,, ,, ,, ,, ભા. ૩ જો. | ૩—૪—૦ |
| ,, ,, ,, ,, ભા. ૪ થો. | ૩—૮—૦ |
| કુન્જકિશોરી. (સચિત્ર). ... ... ... | ૨—૪—૦ |
| કુમુદકુમારી. ,, ... ... ... | ૨—૦—૦ |
| રત્નગઢની રંભા. ,, ... ... ... | ૨—૦—૦ |
| માયાવી મોહિની. ... ... ... ... | ૨—૦—૦ |
| બહાદુર બાળા. ... ... ... ... | ૩—૦—૦ |
| આદર્શ રમણી અથવા જીવનનો મહામંત્ર (છપાય છે.) | ૨—૮—૦ |

મળવાનું ઠેકાણું—

**સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.**

શાહપુર, વડવાળીપોળ-અમદાવાદ.

ॐ.

# વસંત-વિજય
યાને
## ચઢતી પડતીના ચમત્કાર.

---

## ભાગ ૩ જો.

## પ્રકરણ ૧ લું.

---

### ગયબી ગુફા.

તુલશી સાગર હય ભર્યો, સરીતા અપરંપાર;
બિના સ્વાતી જલ ના પીયે, ધન્ય ચાતકકો પ્યાર.

જે વખતે કનકે સરીતાના જળમાં ઝંપલાવ્યું, તે સમયે મોટું પરોઢ થએલું હતું. જોઇએ તેટલો પ્રકાશ પૃથ્વી પર પથરાયો નહોતો. જાંખી પડેલી ચંદ્રની ચંદ્રિકા આકાશમાં અદૃશ્ય થતી હતી. શીતળ પવન સુસવાટાબંધ વાતો હતો. સરિતામાં પડેલો કનક તરતો-તરતો વ્હાણુ તરફ જતો હતો. પવન સામેનો હોવાથી વ્હાણુની ગતી પણ ધીમી હતી. કિશોર ઝડપથી એ તરફ જતો હતો. તેણે પ્રભાતનો પૂર્ણ પ્રકાશ પૃથ્વીને પ્રકાશીત કરે એ પહેલાં તો વહાણુને પકડી પાડ્યું અને વ્હાણુની બાજુમાં નીચાણુ તરફ આવેલા એક કડાને પકડી કિશોરે વ્હાણુની સાથે જવા માંડ્યું. વ્હાણુમાં બેઠેલા પાપાત્માઓમાંના બે માણુસો સિવાયના બાકીના નિદ્રાધિન થઈ પડેલા હતા. કમળા બંધન દશામાં હતી. તે જાગૃત છે કે નિદ્રામાં છે તે સમજી શકાતું નહોતું; કારણુકે કમળા વ્હાણુના નીચેના ભાગમાં હતી.

જાગૃત અવસ્થામાં બેઠેલા બે બદમાસો પરસ્પરમાં વાતો કરતા હતા. વ્હાણુની સાથે કનક છે એવું તેઓ જાણી શકયા નહિ. પ્રભાત થતાં પવન બદલાયો. પાછળનો પવન મંદ ગતીએ જતા વ્હાણને તીરવેગે લઇ જવા લાગ્યો. બીચારા ખલાસીના હાથ પણ હલેસાં મારીને થાકી ગયા હતા. પવન અનુકુળ થવાથી તે હલેસું નીચે મૂકી થાક ખાવા બેઠો. વ્હાણુ સડસડાટ ચાલ્યું જતું હતું. વ્હાણુની સાથે કનક પણ ચાલ્યો જતો હતો. તરવાથી તેના હાથ પગ થાકી ગયા હતા. જો તે વ્હાણુને પકડી શકયો ન હોત તો સરીતાના અથાગ જળમાં ડુબી જાત. કનકે પ્રભુનો ઉપકાર માન્યો. સૂર્યનારાયણનો ઉદય થઈ ચૂકયો હતો. વ્હાણુમાં નિદ્રાવશ થયેલા માણસો જાગૃત થયાં અને હાથ મુખ ધોઇ સ્વસ્થ થયા. કમળા પણ જાગૃત થઇ હતી. તેના હાથ પગ બાંધવામાં આવેલા હતા. પ્હાડસિંહે વિજય મેળવ્યો હોય એવી રીતે પ્રથમ કમળાના તરફ દૃષ્ટિ કરી. તે ચોંકયો, કંઇક ગભરાયો. કારણકે તે વસંત નહોતી. સરદાર દુર્જનસાલની આજ્ઞા વસંતને લઇ આવવાની હતી. પ્હાડસિંહે થોડીવાર વિચારમાં રહી પછી પાસેના એક માણસને કહ્યું, "હવે એને છૂટી કરો. ભય નથી; તેનાથી નાશી શકાશે નહિ."

પ્હાડસિંહની આજ્ઞાથી કમળાને બંધન મૂક્ત કરવામાં આવી. કમળાએ શોકાતુર વદને વ્હાણુના પાટીયા પર બેસી સરીતાના જળથી મુખ ધોયું અને પછી કંઇક વક્ર વદને આકાશમાં ઉદય થએલા ભાષ્કર ભગવાન સામે જોયું. તેને સર્વે જગત શૂન્યકાર જણાવા લાગ્યું. કમળાના હ્રદયમાં અનિવાર્ય દુઃખ ઉત્પન્ન થઈ રહ્યું હતું. પોતે હિંમતવાન હતી–બહાદુર હતી; પણ અત્યારે અસહાય અને અનેક શત્રુઓથી ઘેરાએલી હોવાથી તે નાહિંમત બની હતી. કમળા દીનવદને કિનારા તરફ જોઈ રહી હતી. વ્હાણુ પૂર વેગે ચાલ્યું જતું હતું. કિનારા પરનાં ઝાડ પણ જાણે દોડી જતાં હોય એમ જણાતું હતું. ધીમે ધીમે સૂર્ય ભગવાનની ઉષ્ણુતામાં વૃદ્ધિ થવા લાગી; પણ શીતળ પવન વ્હાતો હોવાથી વ્હાણુમાં બેઠેલાંઓને સૂર્યની ઉષ્ણુતા માલમ પડતી નહોતી.

બરાબર મધ્યાન્હકાળે વ્હાણુ કિનારે આવ્યું. તે સ્થળે એક મોટો

ડુંગર આવેલો હતો. ત્યાં વ્હાણુને અટકાવવામાં આવ્યું. આ સ્થળે બધાને ઉતરવાનું હોવાથી પ્રથમ કમળાને નીચે ઉતારી બધા કિનારે ઉતર્યાં. વ્હાણુવાળા ખલાસીએ વ્હાણુની આગળના કડામાં દોરડું બાંધી તે દોરડાને નજીકના એક ઝાડના થડે બાંધ્યું. આ પછી પ્હાડસિંહે બે માણસોને આગળ ચાલવાનું કહી તેમની પાછળ કમળાને ચાલવાનું સૂચવ્યું. આગળના બે માણસો ડુંગર પર ચઢવા લાગ્યા. તેમની પાછળ કમળા મંદ ગતીએ આસપાસ જોતી જવા લાગી. પ્હાડસિંહ અને બાકીનાં માણસો કમળાની પાછળ ચાલી પ્હાડ પર ચઢવા લાગ્યા. તેમને થોડે દૂર જવા દઇ વ્હાણુની બાજુમાં છૂપાએલો કનક નદીમાંથી બહાર નીકળી કિનારે આવ્યો અને પલળેલાં વસ્ત્રોને નીચોવી તે ઉતાવળે પગે ડુંગર પર ચઢવા લાગ્યો. આખી રાત્રિના ઉજાગરાથી, સરિતામાં ઘણે સુધી તરવાથી અને પાણીમાં રહેવાથી કનકનું શરીર શીથીલ બની ગયું હતું. ડુંગર પર ચઢતાં તેના પગ લથડતા હતા. તે ઠોકર વાગવાથી નીચે પડતો અને તત્કાળ ઉભો થઇ ચાલતો. તેનું મુખ નિસ્તેજ અને દીન બનેલું જણાતું હતું. તેનો પરીચિત માણસ તેને જુવે તો એકદમ ઓળખી શકે નહિ એવો તેનો દેખાવ થઇ રહેલો હતો. પગને બળાત્કારે ઉપાડતો, પગમાં વાગતા કંટકોની પરવાહ નહી કરતો કનક પડતો–આખડતો આગળ જનારાઓથી થોડેક દૂર આવી તેઓની પર નજર રાખી આગળનાઓ જુવે નહિ, જાણી શકે નહિ એવી રીતે પાછળ પાછળ જવા લાગ્યો. આગળ ચાલનારાઓમાંના એકાદની દૃષ્ટિ જો કદાચ પાછળ થતી તો તરત કનક પોતાની નજીકના એકાદ વૃક્ષના ઓથે છૂપાઇ જતો. આખરે સઘળું મંડળ ડુંગર ઉપર થઇને બીજી બાજુએ ઉતર્યું. તે બાજુએ લાંબી પ્હોળી ખીણ આવેલી હતી. અનેક જાતનાં જંગલી વૃક્ષોનાં ઝુંડ આવેલાં હતાં. મોટા પત્થરોની શીલાઓ પડેલી જણાતી હતી. હિંસક જાનવરોએ મારી ખાધેલાં પશુ–પંખીઓનાં હાડપિંજરો માર્ગ વચ્ચે પડેલાં હતાં. આવી વિકટ ખીણમાં સઘળા ઉતરી થોડેક દૂર

ચાલ્યા અને પછી ત્યાં આવેલી એક ગુફાના નાના દ્વાર નજીક આવી ઉભા. આ ગુફાના દ્વાર પર એક લાંબો-પ્હોળો પત્થર ઢાંકેલો હતો. એ પત્થરને પ્હાડસિંહે અલગ કરવાની પોતાના માણસોને આજ્ઞા કરી. ચાર માણસોએ પત્થરને દૂર કર્યો. ગુફાનું મુખ ખુલ્લું થયું. અંદર જવાની સાંકડી નેળ જણાઈ. પ્હાડસિંહે સૌને અંદર ચાલવાનું જણાવ્યું. કમળાને લઇ સઘળા અંદર પ્રવેશ્યા અને તે સાંકડી પણ લાંબી ચાલમાં આગળ વધવા લાગ્યા. તેમના અંદર દાખલ થયા પછી કનક પણ ત્યાં આવી પહોંચ્યો અને તરત ગુફામાં પ્રવેશી આગળ વધ્યો. ગુફાની અંદર અંધારૂં હતું. કંઇ પણ જણાતું નહોતું. પવનનું તો નામ નિશાન નહોતું. દુર્ગંધ પ્રસરી રહી હતી. કનક નાકે કપડું દબાવી આગળ ચાલ્યો જતો હતો. લગભગ અર્ધો કલાક ચાલી કનક તે સાંકડી ચાલ પૂરી કરી એક નાનકડા સમચોરસ મેદાનમાં આવી ઉભો. તે મેદાનની સામેની બાજુમાં એક દરવાજા જેવું આરકું આ-વેલું હતું. આગળ જનારાઓ તે આરકામાં થઇને ગયા છે એવું સમજી કનક પણ તે આરકામાં થઇને બીજી બાજુએ આવ્યો. ત્યાં મોટું વિશાળ મેદાન આવેલું હતું. તે મેદાનમાં ગોળ આકારની એક ગુફા આવેલી હતી. આ ગુફાના દ્વાર આગળ પ્હાડસિંહ અને તેના માણસો બેઠેલા જણાયા. કનક આગળ નહિ વધતાં તે ગુફાની બાજુમાં આવેલા એક પત્થરના પોલાણમાં છૂપાયો અને થાક-દુ:ખથી કંટાળી માથું પત્થર પર ટેકવી પાપીઓની હિલચાલ અવલોકવા લાગ્યો. કન-કનો ઇરાદો ગમે એ પ્રકારે કમળાને છોડાવવાનો હતો. તેને શી રીતે છોડાવી જવી તેના વિચાર તેને થયા કરતા હતા, પણ તે હજી સુધી કંઇ નિશ્ચય કરી શક્યો નહોતો. કનક બહાદુર હતો, લઢવૈયો હતો; પણ અનેકની આગળ એક હથિયાર વિનાનો બહાદુર શું કરી શકે ?

ગુફાના દ્વાર આગળ બેઠેલા પ્હાડસિંહે એક સીસોટી વગાડી. સીસોટીના અવાજથી તે ઓરડા જેવી ગુફામાંથી આશરે વીસ-પચીસ કદાવર શસ્ત્ર માણસો બહાર નીકળી આવ્યા અને ત્યાંના મેદાનમાં બેઠેલાઓની સાથે હાથ મેળવી રામ રામ કર્યા.

આ આવનાર માણુસો જંગલી જેવા જણાતા હતા. પણ તેમનાં મુખ આ નોતમ નગરના નિવાસી સુધરેલા પણ શયતાન માણસોનાં જેવાં ક્રૂર જણાતાં નહોતાં. તેઓ રંગે શ્યામ હતા, પણ તેમનાં હૃદય શ્યામ હોય એવું તેમની ભોળી આંખ્યો જોતાં અનુમાન કરી શકાતું નહોતું. આ માણસો આ પ્હાડી ગુફામાં જ રહેતા હતા. તેઓ મર્હુમ દુર્મદસિંહના વિશ્વાસુ સેવકો હતા. આ લોકો જેવા લઠૈયા હતા, તેવા અંતઃકરણથી ભોળા હતા. રાજા દુર્મદસિંહના તરફથી તેમને સારો પગાર મળતો. આવી રીતે આ લોકોને કંઇ પણ કામ વિના પગાર શા માટે આપવામાં આવતો હશે તેનો પ્રશ્ન સૌના મનમાં સ્વાભાવિક જ ઉત્પન્ન થાય. પણ પ્રશ્નના જવાબમાં જણાવવાનું કે નૌત્તમનગરનો ખજાનો આ પ્હાડી અને ગયબી ગુફામાં રહેતો. આ વાતની કોઇને પણ ખબર નહોતી. એ ખજાનાનું આ અજ્ઞાન ભીલ લોકો રક્ષણ કરતા. વળી આ ગુપ્ત ગુફાનો ઉપયોગ કોઇ નિર્દોષ જનોને પૂરી રાખવામાં, કોઇ રાજદ્રોહીને કેદ કરવામાં પણ થતો. રાજા દુર્મદસિંહને અને તેના અમલદારોને આ અજ્ઞાન લોકો દેવ તુલ્ય માનતા. રાજા અને અમલદારો ભયંકર પાપીઓ છે એવી આ લોકોને ખબર નહોતી. ખબર ક્યાંથી હોય ? કારણકે આ જંગલના જનો નૌત્તમનગરમાં કદાપી ગયા હતા નહિ. તેમ તેમણે તેમની આખી જીંદગીમાં કોઈ સારૂં નગર અગર ગામ જોયું પણ નહોતું. આ કારણથી જ આ જંગલી લોકો નિર્મળ હૃદયના આજપર્યંત રહી શકયા હતા. રાજા દુર્મદસિંહના મરણ સમાચારથી તેમને ઘણું લાગી આવ્યું હતું. દુર્મદસિંહના મરણ પછી રાણી ગાદીપર આવી. આ લોકો તેને દેવી માની તેની આજ્ઞા માનવા લાગ્યા. જેને આ ગુફામાં લાવીને રાખવામાં આવતાં; તેને આ લોકો રાજદ્રોહી માની ક્રૂર નજરે જોતા અને ઘણો ત્રાસ આપતા.

આવા અજ્ઞાન લોકોએ ઓરડામાંથી બહાર આવી પ્હાડસિંહને રામ રામ કહી નમન કર્યું. પ્હાડસિંહે તેમના તરફ જોઇ કહેવા માંડ્યું,

"મારા રાજ્યભક્ત બહાદુરો! અમે આજે એક રાજદ્રોહી છોકરીને આ ગુફામાં પકડી લાવ્યા છીએ. તેને મહારાણીના હુકમથી આ ગુફામાં રાખવામાં આવશે; અને તેની દેખરેખનું કામ તમારે રાખવાનું છે. આ છોકરી ઘણી હરામખોર–પ્રપંચી છે. માટે તેની બરાબર સંભાળ રાખજો." આટલું કહી પ્હાડસિંહે તે લોકોના સરદારને પોતાની છેક નજીક બોલાવી તેના કાનમાં કંઇક ગુપ્ત સૂચના કરી. સરદારે ગુપ્ત સૂચના સમજ્યો છું એમ જણાવવાને માથું હલાવ્યું. પછી પ્હાડસિંહે સર્વને જવાની રજા આપી. તે લોકો પોતપોતાના કામ માટે ચાલ્યા ગયા. ફક્ત તે લોકોનો સરદાર ત્યાં બેસી રહ્યો. આ પછી પ્હાડસિંહે કમળા તરફ જોઇ કહ્યું, "ઉદ્ધત છોકરી! તારા પ્રપંચનું ફળ હવે તને બરાબર મળશે. તારી ચાલાકી કંઇ પણ ચાલી શકશે નહિ. તારે સરદાર દુર્જનસાલ સાથે પરણવું પડશે. તને પકડી લાવ્યાના સમાચાર આજેજ તેમને જણાવીશ અને પછી તેમની આજ્ઞા થશે ત્યારે તને નૌત્તમનગર લઇ જઇશ. તારે ત્યાં સુધી અત્રે જ રહેવાનું છે."

તેનું બોલવું કમળાએ સાંભળ્યું. પ્હાડસિંહે તેની તરફના કંઇક જવાબની આશા રાખી હતી, પણ કમળા કંઇ પણ નહિ બોલતાં તેની તરફ એક ધિક્કારની નજર ફેંકી મૌન રહી. આથી પુનઃ પ્હાડસિંહ બોલ્યો, "કેમ આમ મુંગી થઇ ગઇ છે? તારી જીભ તો લાંબી હતીને? પ્હાડસિંહનું અપમાન યાદ છે કે? આ તેજ અપમાનનો બદલો છે."

કમળા વિકળ અવાજે બોલી, "પાપી! તારૂં અપમાન કરનાર આ વીર બાળાને સતાવી સાર નહિ કાઢે એ નક્કી સમજજે. હું તારા પંજામાં સપડાઇ છું; પણ તેથી તું લગીર પણ ખુશી થઇશ નહિ. મારૂં રક્ષણ પરમાત્મા જરૂર કરશે."

"એ તો તારે સમજવાનું છે. કમળા! હજી પણ તારા બચાવનો એક રસ્તો મારી પાસે છે." પ્હાડસિંહે કહ્યું.

"તે શું?" કમળાએ પૂછ્યું.

"તું મારી સાથે રાજી ખુશીથી લગ્ન કર. બાદ આપણે દૂર દેશાવર ઉપડી જઇશું." પ્હાડસિંહે કહ્યું.

"તું આ શબ્દો કોને સંભળાવે છે?" કમળાએ ઉશ્કેરાઇને પૂછ્યું.

"તને."

"હું કોણ છું તે તું જાણે છે?"

"હા."

"તું કોણ છે એ સમજે છે?"

"હા."

"કોણ?"

"સરદાર."

"નહિ, મારાં પગરખાં સાચવનાર ગુલામ."

"કોણ હું ગુલામ?"

"હા, ગુલામનો પણ ગુલામ."

"છોકરી! જીભ સંભાળ. અપમાનનું ફળ વીપરીત આવશે."

"તારા જેવા નામર્દથી આ વીરતનયા કદાપિ નહિ ડરશે."

"જોવું છે?"

"હા, તારાથી થાય તે કરી લે."

"એમ તો જોયા કરજે." કહી પ્હાડસિંહે સિપાહીઓને ઉદ્દેશી કહ્યું, "આ અભીમાની છોકરીના હાથ પગ બાંધી તેને ઝાડ પર લટકાવો."

"સરદારની આજ્ઞા ઉઠાવવા સિપાહીઓ આગળ વધ્યા કે તરત કમળા આવેશયુક્ત વદને બોલી, "અધર્મીઓ! આગળ આવતાં વિચાર કરજો. આ અન્યાયનો જવાબ તમારે દેવના દરબારમાં એક દિવસે જરૂર આપવો પડશે. ઇશ્વરના ગુન્હેગારો! વિચાર તો કરો કે તમે કોની પર ત્રાસ–જુલ્મ ગુજારવાને તત્પર થયા છો? ખરા–ખોટા કામની તો તપાસ કરો." આમ કહી કમળા સિપાહીઓની તરફ ભય અને ગુસ્સાથી જોઇ રહી. ક્રૂર સિપાહીઓને કમળાના શબ્દોથી કંઇ પણ અસર થઇ નહિ. ચાર સિપાહીઓ નજીક આવી કમળાને દોરડાથી

બાંધવા લાગ્યા. કમળા ઘણી ખેંચતાણુ કરવા લાગી. કરૂણુ બૂમો પાડવા લાગી, પણુ રાક્ષસી કદના અને બળવાન સિપાહીઓના પત્થર હૃદયમાં કરૂણા ઉત્પન્ન કરી શકી નહિ. પાપાત્મા પ્હાડસિંહ હાસ્યયુક્ત વદને કમળાની તરફ જોઈ રહ્યો. કમળાનું અંતર પ્રભુને પોકારવા લાગ્યું.

ત્યાં નજીકમાં છૂપાઈ ઉભેલા કનકથી આ દેખાવ જોઇ શકાયો નહિ. તેણે ગુસ્સા અને ક્રોધની નજરે એ તરફ જોયું. કમળાનું કલ્પાંત તેનું હૃદય ચિરવા લાગ્યું. શૌર્યથી તેનું સર્વાંગ ધ્રુજવા લાગ્યું. તેણે ગમે એ જોખમે પણુ કમળાને બચાવવાનો નિશ્ચય કર્યો. તેની પાસે હથીઆર નહોતું. કંઇ હથીઆર મળે તો ઠીક ધારી તેણે આસપાસ દૃષ્ટિ કરી; પણુ કંઇ માલૂમ પડયું નહિ. હથીઆર વિના દુશ્મનો સામે શી રીતે થવું ? ગમે એમ થાય પણુ શત્રુઓને હાથ તો બતાવવો. કમળાનું કષ્ટ જોઈ શકાતું નથી. મારા જીવતાં તે રાક્ષસો કમળાપર જુલ્મ ગૂજારે તો મારા જીવતરને ધિક્કાર છે. આમ વિચારતાં કનકે ઉગ્ર આવેશથી દોટ મૂકી અને કમળાને બાંધતા ચાર સિપાહીઓમાંથી એકને પાછળથી એવી તો ચોટ લગાવી કે તે ઉંધે માથે જમીનપર પડયો. કનકે બીજાઓનીપર હુમલો કર્યો. હથીઆર વિનાનો રાજકુમાર લાત-મુક્કા લગાવવા મંડયો. તેનો ક્રોધ અસીમ હતો. મુખ લાલચોળ બની ગયું હતું. આંખ્યોમાંથી આગના તનખા ઝરતા હોય એમ જણાતું હતું. તેણે કમળાને બાંધનાર ત્રણુ સિપાહીઓને લાત-મુક્કાના પ્હારથી જોતજોતામાં બેભાન બનાવી જમીનપર સુવાડયા.

પ્હાડસિંહ કનકને ત્યાં આવેલો જોઇ આશ્ચર્ય પામ્યો; અને આ શત્રુ અહિં કેવી રીતે આવ્યો ? આમ મનને પ્રશ્ન પૂછી તેણે કનક સામે જોઈ અટ્ટહાસ્ય કર્યું.

કનકે દાંત પિસી હાથની મૂક્કીઓ વાળી તેની તરફ જોયું. તેનું આ જોવું પ્હાડસિંહને ભયકારક ભાસ્યું. પ્હાડસિંહ બળવાન હતો, પણુ કનકના દેખાવથી આ વખતે ધ્રૂજ્યો.

એટલામાંજ કનકે મોટા અવાજે તેને પૂછ્યું, "નરાધમ! બોલ શું વિચાર છે? અમને જવા દેવાં છે કે લઢવાની ઇચ્છા છે?"

પ્હાડસિંહે ગર્વથી માથું ઉંચું કરી કહ્યું, "હાથમાં સપડાએલાં દુષ્મનોને સુખરૂપે જવા દે એવો આ પ્હાડસિંહ મૂર્ખ નથી. કનક! સારૂં થયું કે તું પણ વગર મહેનતે અહિં આવી મારા હાથમાં સપડાયો."

"સિંહને સપડાવતાં કેવું ભયંકર પરીણામ આવે છે તેની તને ખબર પડશે." કનકે કહ્યું.

"મારા આ બહાદુરોની આગળ તારૂ જોર નકામું છે."

"ત્યારે ચાલ હવે તારા સિપાહીઓને કહી દે કે તેઓ અમને કેદ કરે."

"હું એજ વિચારમાં છું." આમ કહી પ્હાડસિંહે બન્નેને બંધીવાન બનાવવાની પોતાનાં માણસોને આજ્ઞા આપી.

એક સિપાહી આગળ વધ્યો. તેને નજીક આવવા દઈ કનકે એવા જોરથી લાત લગાવી કે જેથી તે કેટલેક દૂર જઇ જમીનપર પછડાયો. આથી પ્હાડસિંહને ઘણો ક્રોધ ચઢયો. તેણે પેલા જંગલી-ઓના સરદાર તરફ જોયું. તે સરદારે પ્હાડસિંહની ઇચ્છા સમજી એક મોટો અવાજ કર્યો કે જેથી તેના જંગલી માણસો ત્યાં દોડી આવ્યા. સરદારે કનક–કમળાને બાંધવાની તેઓને આજ્ઞા આપી. ક્રૂર દેખાવના અને શ્યામ શરીરવાળા ભીલ લોકોએ કનકપર આક્રમણ કર્યું. કનકે ઘણીવાર સુધી તેમની સામે ટક્કર ઝીલી બે ચારને તો જમીન-પર સૂવાડયા. તેના બળથી ભીલ સરદાર પણ સ્તબ્ધ બની મન સાથે તેનાં વખાણ કરવા લાગ્યો. અંતે કનક થાકયો. બેભાન બન્યો. તરત તેના હાથ પગમાં લોખંડી સાંકળ નાખવામાં આવી. પ્હાડસિંહે તેને ત્યાંથી ઉપાડી જઇ ઓરડામાં પૂરવાની આજ્ઞા કરી. કનકને ઓરડામાં લઇ જવામાં આવ્યો.

પ્હાડસિંહે થોડીકવાર વિચાર કરી કમળાને બાંધેલું દોરડું છોડી કનકની સાથે રાખવાનું કહ્યું. સિપાહીઓ તેને છૂટી કર્યા પછી કમળાને

કટકની સાથે ઓરડામાં મૂકી આવી બહાર આવ્યા.

આ પછી પ્હાડસિંહે ભીલ સરદારને બરાબર સંભાળ રાખવાનું સૂચવ્યું અને પોતે નોત્તમનગર જવાને તૈયાર થયો. તેની સાથેના સિપાહીઓ પણ તૈયાર થયા. ગુફાની બહાર તેમના ઘોડા સાથે એક માણસ બેસી રહ્યો હતો. સઘળા બહાર નીકળી ઘોડેસ્વાર થયા અને અશ્વોને નોત્તમનગરના માર્ગે દોડાવી મૂકયા.

## પ્રકરણ ૨ જું.

### જુલ્મીનો જુલમ.

નોત્તમનગરના એક એકાન્ત સ્થાનમાં દુર્જનસાલનું એક નાનું મકાન આવેલું હતું. આ મકાનની આસપાસ ઈંટોથી ચણેલો એક નાનો કોટ આવેલો હતો. બહારની બાજુએ વૃક્ષોની ઝાડી આવેલી હતી. આ સ્થળ હમેશાં જનશૂન્ય રહેતું. આ મકાનની ચોકી કરવાને ફક્ત એક બુઢ્ઢો માણસ રહેતો. આ મકાન પાપકર્મ કરવાનું સ્થાન હતું. પોતાની પાપમય ઇચ્છા પરીપૂર્ણ કરવાને માટે દુર્જનસાલ આ મકાનનો ઉપયોગ કરતો. આ મકાનમાં અનેક અબળાઓપર અત્યાચાર થયા હતા અને સતીઓનાં સતીત્વ નષ્ટ થયાં હતાં. અનેક નિર્દોષ આત્માઓ સ્વર્ગે સિધાવ્યા હતા. મકાન લોહીથી અને પાપથી ખરડાએલું હતું. અકાળે મરણને શરણ થએલાં મનુષ્યો અવગતીયાં થઇ આ મકાનમાં રહે છે એવી પણ લોક વાયકાઓ હતી. મકાનનો દેખાવ દિવસે પણ ભયકારક લાગતો.

સાંજ પડવા આવી હતી. સૂર્યનારાયણ સંધ્યાસુંદરીને આનંદ અર્પવાની ઇચ્છાથી નભમંડળમાં પ્રવેશ કરવાની તૈયારીમાં હતા. આ પાપસ્થાનના મકાનના દરવાજા આગળ રખેવાળ બુઢ્ઢો બેસી રહ્યો હતો.

સર્વત્ર શૂન્યકાર જણાતું હતું. આ વખતે આ મકાનના વચલા ભાગમાં આવેલા એક નાનકડા દિવાનખાનામાં એકરૂપલાવણ્યમયી કુમારીકા જમીનપર ઉંધા માથે પડી ચોધાર અશ્રુએ કલ્પાંત કરી રહી હતી.

આ કુમારીકા મંગળદાસ શેઠની પુત્રી તારાલક્ષ્મી હતી. દુર્જનસાલે અને દાસીઓએ તેને ઘણી સમજાવી હતી, અનેક લાલચો આપી હતી; પણ આ કુમારીકા તેના નિશ્ચયથી વિચલીત થઇ નહોતી. આથી છેવટે દુર્જનસાલની આજ્ઞાથી તેને એકલી આ એકાન્ત સ્થળના મકાનમાં લાવીને પૂરવામાં આવી હતી. આ મકાનમાં લઈ જતાં પહેલાં દુર્જનસાલે તેને જણાવ્યું હતું કે જો તું એક મહિનાની અંદર મારૂં કહેવું કબુલ નહિ કરે તો તારીપર બળાત્કાર કરવામાં આવશે.

તારા આ સૂચના સાંભળીને પોતાના ભાગ્યને નિંદતી આ ભયાનક સ્થળમાં આવીને રહી હતી. તે બાલીકા હતી, જગતના કાવાદાવાથી તદ્દન અજાણ હતી. છૂટા પડેલા હરણના બચ્ચાની માફક તે આ એકાન્ત સ્થાનમાં આવી ગભરાટ–ભયથી ચોધાર અશ્રુએ રડતી હતી. સુખવૈભવમાં ઉછરેલી બાલીકા પાપીના કોપથી નર્કસ્થાનમાં આવી દારૂણ કષ્ટથી મુંઝાવા લાગી. તેના મુખપરથી રૂપ–તેજ નાશ પામ્યાં. તેના ગૌર ગાલમાં ખાડા પડયા. આંખ્યો અશ્રુ વહાવાથી લાલચોળ રહેવા લાગી. મહિનો થતામાં તો તે ફીક્કી પડી ગઈ અને તેને ઓળખનાર પણ એકાએક જોતાં તેને ઓળખી શકે નહિ એવું તેનું સર્વાંગ બની ગયું. તારાલક્ષ્મી નિરંતર ભય અને ત્રાસથી કાષ્ટવત્ બની ગઈ હતી. દુઃખદરિયામાં ડૂબેલી કુમારીકાએ છેવટે મરવાનોજ નિશ્ચય કર્યો હતો. તારા વયના પ્રમાણમાં જો કે બાળા હતી; પણ ધર્મનું યથાર્થ જ્ઞાન સમજતી હતી. ધર્મના નાશથી જીવનનો નાશ થાય છે એ સારી રીતે જાણતી હતી; અને તેથીજ તે દુષ્ટ દુર્જનની લાલચોને તાબે થઇ નહોતી. આ એકાન્ત વાસમાં તારાને બે વખત ખાવાનું મળતું. રખેવાળ બુઢ્ઢો ખાવાનું આપી જતો. તારા ખાધું ન ખાધું કરતી. રખેવાળ બુઢ્ઢાને પણ તારાની દશા જોઇ કરૂણા ઉત્પન્ન

થતી; પણ તે શું કરે? દુર્જનસાલને હજારો ગાળો આપતો તે બુઢ્ઢો તારાને ધિરજ આપતો અને દિવસ–રાત્રિનો ઘણો ભાગ તારાની સાથે ગુમાવતો. તારાને ધિરજ આપતી વખતે તે બુઢ્ઢો વારંવાર બોલતો કે, આ દુષ્ટ દુર્જન કરતાં રાજા દુર્મદ ઘણો સારો. દુર્મદ આ નર-પિશાચ દુર્જન જેવો જાલીમ જુલ્મી નહોતો.

તારાને આ મકાનમાં આવી રહે આજે એક મહિનો પૂરો થવા આવ્યો હતો. આજ રાતના દુર્જનસાલ આવવાનો છે એવા સમાચાર રખેવાળ બુઢ્ઢાએ તારાને આપ્યા હતા. તારા આજે આખો દિવસ ચોધાર અશ્રુએ રડી હતી અને સાંજ પડવા આવી હતી તે વખતે પણ જમીનપર પડી રડતી હતી. સાયંકાળ થતાં બુઢ્ઢો ખાવાની થાળી લઇ તારાની પાસે આવ્યો. આજે તારાએ ખાવાનું ખાધું નહિ. બુઢ્ઢા-એ તેને ઘણુંએ સમજાવી; પણ તેણે માન્યું નહિ. રાત્રિ પડતાં તે બુઢ્ઢાએ દીવો સળગાવ્યો. તારા દિપકના પ્રકાશને અંધકાર સમાન લેખવા લાગી. કારણકે આજે તેના નિશ્ચયની પૂર્ણાહુતી થનાર હતી. તારા તેના નિશ્ચયમાં દ્રઢ રહી પાપીના આગમનની રાહ જોઇ રહી હતી. બુઢ્ઢાનું હૃદય પણ કાંપતું હતું. આજે પાપાત્મા રાક્ષસી જુલ્મ ગુજારશે. ઓ ઇશ્વર તું રક્ષણ કરજે એમ બુઢ્ઢાનું હૃદય બોલી રહ્યું હતું. રાત્રિ વિતવા લાગી. કાળો અંધકાર જગતમાં ભય ઉત્પન્ન કરવા લાગ્યો, એક પ્રહર વિતતાં કાળા અંધકારમાં કોઇના ચાલી આવવાનાં પગલાંના અવાજ સંભળાયા. બે કાળાં કર્મ કરનાર કર્મચંડાળોએ મકાનમાં પ્રવેશ કર્યો. બન્ને ઉપર આવ્યા. બુઢ્ઢો અને તારા તે બન્નેને જોતાંજ ભયથી ધ્રુજી ઉઠયાં. તારાએ પોતાના બે હાથે મુખ ઢાંકી રડી દીધું. પોતાની સાથે આવેલા સેવકને બાજુપર ઉભા રહેવાની ઇસારત કરી દુર્જનસાલે તારા તરફ નજર કરી પૂછ્યું, “તારા! તું આવી રીતે ક્યાં સુધી રડયા કરીશ?”

“મારા નશીબમાં રડવાનું નિર્માણ થયું હશે ત્યાં સુધી મારે રડવાનુંજ છે.” તારાએ કકળતા હૃદયે કહ્યું.

" તારા નશીબમાં તો સુખી થવાનું લખાએલું છે. " દુર્જને કહ્યું.

" મારા ભાગ્યમાં સુખ છે એવું કોણ માને છે ? " તારાએ પૂછ્યું.

" હું માનું છું અને હું પોતેજ કહું છું. "

" હું માની શકતી નથી. "

" તું મારી ઇચ્છાને આધીન થાય તો આ પળેજ સુખી થાય."

" એ સુખ નથી પણ ઝેર છે. "

" ઝેર નહિ પણ અમૃત છે. "

" તમે ક્હો એ ખરૂં, પણ હું તો તેને હળાહળજ માનું છું."

" શું ત્યારે તું મારૂં કહેવું નહિ માને ? "

" ના, આપની અઘટિત ઇચ્છા મારૂં સર્વસ્વ નાશ કરનારી છે, તે હું પ્રાણુાંતે પણ કબુલ કરનાર નથી. "

" મારી ઇચ્છા તને સુખી કરવાની છે. "

" પણ મારે સુખી થવું નથી. "

" કારણુ ? "

" મારો ધર્મ ત્યાગવા કરતાં હું દુઃખ વેઠી મરણુને વધુ પસંદ કરૂં છું. "

" તું મારી સાથે પરણે-સ્નેહગાંઠ બાંધે એમાં ધર્મ અધર્મ શું ? આગળના ક્ષત્રીયોને બ્રાહ્મણની પુત્રીઓ પરણુતી હતી; તો તું તો એક વણીક પુત્રી છે; એમાં ધર્મ ક્યાં રહ્યો ? "

" અમે વણીક બાળાઓ સ્વતંત્ર નથી કે અમારી મરજી મુજબ વર્તી શકીએ. અમને પરણાવવાનો હક્ક અમારાં માતા-પિતાને છે."

" હું તારાં માતાપિતાને આ પળેજ અહિં બોલાવી મંગાવું છું અને મારી ઇચ્છા તેમને જણાવું છું. બોલ પછી કાંઇ ? "

" મારા પિતાનું પવિત્ર હૃદય હું સારી રીતે જાણું છું. તે પ્રાણુાંતે પણ તમારી ઇચ્છાને પૂર્ણ કરનાર નથી. "

" કેમ વારૂ ? "

" તે તમેજ વિચારી જુઓ. "

"મેં તો વિચારી જોયું છે. તારે વિચારવાનું બાકી છે. શું હું તારે લાયક નથી?"

"બીલ્કુલ નહિ."

"કેમ વારૂ?"

"તમે વૃદ્ધાવસ્થાની નજીક પહોંચવા આવ્યા છો. તમને અને અને જોતાં અન્યજનો એમજ કહેશે કે આ બાપ–છોકરી છે. જ્યારે જગતના લોકો આવું કહે ત્યારે શું પિતા–પુત્રીનાં લગ્ન કદી થઇ શકે? વળી તમે રજપૂત અને અમે વણીક. ચાલુ સમયમાં આ લગ્ન કદી પણ થઈ શકેજ નહિ."

"તારા! હું હવે વધુ કંઇ સાંભળવા ઇચ્છતો નથી. તારે રાજી ખુશીથી માનવું છે કે નહિ?" દુર્જને કંટાળીને પૂછ્યું.

"મારો નિશ્ચય તમને જણાવી દીધો છે."

"શું તારો એ નિશ્ચય હજી કાયમ છે?"

"હા."

"બહુ દુઃખી થઇશ."

"ધર્મને માટે ખુશીથી દુઃખ સહન કરીશ."

"હું બળાત્કાર કરીશ."

"હું તત્કાળ પ્રાણ ત્યાગીશ."

"પ્રાણ ત્યાગવાનું મુખથીજ બોલી શકાય છે."

"મુખથી બોલી શકાય છે કે અમલમાં મૂકી શકાય છે એની આપને સમયે ખબર પડશે."

"ખરેખર તું બહુ હઠીલી છે."

"આ હઠમાંજ મારૂં પરમ કલ્યાણ રહેલું છે."

"કલ્યાણ નથી પણ ભયંકર દુઃખ છે."

"નહિ, મારા ધર્મની કસોટી છે."

"ઠીક છે; હું તારી હઠ પલકવારમાં દૂર કરીશ." આમ બોલી દુર્જનસાલે દૂર ઉભેલા સેવક પ્રતિ કહ્યું, "તું હાલને હાલ જા અને

પેલા......મકાનમાંથી મંગળદાસ શેઠ અને તેમનાં પત્ની પુત્રને ગાડીમાં બેસાડી અહિં લઇ આવ."

દુર્જનસાલની આજ્ઞા સાંભળી તે સેવક ચાલતો થયો. તેના ગયા પછી દુર્જનસાલ પણ ત્યાંથી ચાલતો થઇ તે દિવાનખાનાની બાજુમાં આવેલા એક ઓરડામાં જઇ બેઠો.

દિવાનખાનામાં બુઢ્ઢો અને તારા રહ્યાં. થોડીવાર તારાએ અશ્રુ વિસર્જન કરી બુઢ્ઢા રખેવાળને પોતાની નજીક બોલાવી કહ્યું, "મારી એક વાત સાંભળશો?"

તે બુઢ્ઢાની આંખ્યોમાં પણ અશ્રુ ઉભરાયાં. તે બોલ્યો, "કહે બ્હેન! તારે જે કહેવું હોય તે કહે."

બુઢ્ઢો આગળ બોલી શકયો નહિ. તેની આંખ્યોમાંથી વહેતો અશ્રુ પ્રવાહ તેનાં બેસી ગયેલા ગાલ ઉપર થઇને નીચે પડવા લાગ્યો. તારા કરૂણસ્વરે કહેવા લાગી, "તમે વૃદ્ધ છો, મારા પિતા સમાન છો. વળી તમારૂ હૃદય દયાથી ભરેલું છે. તમે મારા દુઃખથી દુઃખી થાવ છો. બાપુ! ન રડશો, મારૂં હવે શુભ થવાનું નથી. આજે મારૂં આયુષ્ય પૂર્ણ થનાર છે. મને લેવાને આવેલા દુતો મને દુઃખમાં હિંમત ધરી મરણને જલદી મળવાનું સૂચવી રહ્યા છે. પિતા! આ અંતકાળે તમે મારી પાસે છો. અંત વખતે જે પાસે હોય તેજ ખરેખરો હિતસ્વી ગણાય છે. તો તમે મારી એક છેલ્લી ઇચ્છા પૂર્ણ કરો."

"બેટા! તું કહે એ કરવાને હું તૈયાર છું." બુઢ્ઢાએ હાથ-વતી અશ્રુ લ્હોતાં કહ્યું.

"મને એક છરી અથવા કટાર લાવી આપો." તારાએ કહ્યું.

"શું કરવા?" બુઢ્ઢાએ ચમકીને પૂછ્યું.

"ધર્મનું રક્ષણ કરવા."

"આત્મત્યાગ જેવું મહા ભયંકર કામ કરવાને માટે કટાર લાવી આપતાં મારૂં મન ધ્રુજે છે."

"ત્યારે શું તમે તમારી પુત્રીને શીયળ ભ્રષ્ટ થતી જોઇ રહેશો?" તારાએ પૂછ્યું.

બુઢ્ઢો કંઇ પણ જવાબ આપી શકયો નહિ. તારાના અત્યંત કાલાવાલાના અંતે તે લથડતે પગે ઉભો થયો અને નીચે જઇ એક કટાર લઇ આવી ધ્રુજતા હાથે તારાને આપી. તારાએ પહેરેલા વસ્ત્રમાં કટાર છૂપાવી દીધી. તેની હિંમતમાં વધારો થયો. તારા પિતા-માતા અને ભાઇને મળવાની ઇચ્છાથી તેમના આવવાની રાહ જોઇ રહી.

લગભગ એક કલાક વિતતાં નગરમાં ગયેલો પાપીનો સેવક તારાના પિતા મંગળદાસ, તેની પત્ની અને પુત્રને એક ગાડીમાં બેસાડી ત્યાં લઇ આવ્યો. ગાડીની સાથે ચાર હથીઆર બંધ સૈનિકો પણ આવ્યા હતા. તેઓને ગાડીમાંથી ઉતારી દુર્જનસાલનો નોકર ઉપરના ભાગમાં જયાં તારા હતી, ત્યાં લઈ આવ્યો. મંગળદાસ તારાને જોતાંજ અને તારા માતા-પિતાને જોતાંજ પિતા-માતાને વળગી પડી. સઘળાંની આંખ્યોમાંથી અસ્ખલીત અશ્રુધારાઓ નીકળવા લાગી. કરૂણ દેખાવ થઈ રહ્યો. પાષાણુ હૃદય પણ પીંગળે એવો હૃદયભેદક દેખાવ થઇ રહ્યો. બુઢ્ઢો પણ છાનો-છાનો રડવા લાગ્યો. મંગળદાસ હજી દુર્જનસાલની પાપી ઇચ્છાથી અજાણુ હતો. તેણે ઘણીવાર સુધી તારાને હૃદય સાથે દાબી રાખી અને પછી કંઇ પૂછવાને મુખ ઉંચું કરે એ પહેલાંજ રાક્ષસ સ્વરૂપ દુર્જનસાલ તેની ક્રૂર-ઝીણી આંખ્યો ચારે તરફ ફેરવતો ત્યાં આવી ઉભો રહ્યો. તારા દૂર ખશી માતાની પાસે જઇ ઉભી.

દુર્જનસાલને જોતાંજ મંગળદાસ સ્તબ્ધ બન્યો. એટલામાંજ દુર્જનસાલ બોલ્યો, “ કેમ શેઠ સાહેબ ! ખુશીમાં તો છો ને ? ”

મંગળદાસ કકળતા અંતઃકરણે બોલ્યો, “ દુઃખીની મશ્કરી કરવી એ તમારા જેવા મોટા માનવંતા સરદારને યોગ્ય નથી. ”

“ શું તમે દુઃખી છો ? ” દુર્જનસાલે કૃત્રિમ આશ્ચર્યથી પૂછ્યું.

“ તે તમે નજરે જોઇ શકો છો; છતાં શા માટે મારા મુખેથી જાણુવા ઇચ્છો છો ? ” મંગળદાસે પૂછ્યું.

“ હું તમને હવે વધુવાર દુઃખમાં રાખવા ચાહતો નથી. ” દુર્જને કહ્યું.

" આપનો ઉપકાર હું જન્મ પર્યંત વિસરનાર નથી." મંગળદાસે તેના બોલવાનો ભાવાર્થ નહી સમજતાં કહ્યું.

" મારી આપ પ્રત્યે એક માગણી છે ? "

" વિના સંકોચે જણાવો ?" શેઠે આતુર હૃદયે પૂછ્યું.

" હું તમારી સાથે તૂટે નહી એવો ગાઢ સંબંધ બાંધવા ઇચ્છુ છું."

" એટલે ? " શેઠે આશ્ચર્યતા દર્શાવતાં પૂછ્યું.

" હું તમારી પુત્રી તારાલક્ષ્મીની સાથે લગ્નની પવિત્ર ગાંઠથી જોડાવા ઇચ્છું છું. "

" ઓ પ્રભુ ! હું આ શું સાંભળું છું. " મંગળદાસને દુર્જનસાલનું બોલવું તોપના ગોળા સમાન લાગ્યું. તેણે થોડીકવાર વિચારવશ વદને મૌન્ર રહ્યા પછી કહેવા માંડયું, "દુર્જનસાલ! તમારૂં બોલવું મારી છાતી વીંધી નાખે છે. તમારી દયા કરવાની દાનાઇ હું સમજી ચૂકયો છું. તમારા હૃદયમાં હળાહળ ઝેર ભરેલું છે. તમે દયાના બદલામાં ભયંકર કામ કરવા ઇચ્છો છો. મારે તમારી દયા નથી જોઇતી. હું આ સ્થિતિમાંજ મરણને શરણ થવા ઇચ્છું છું. "

દુર્જને શાન્ત સ્વરે બોલવા માંડયું, " શેઠ! આમ એકદમ વ્યાકુળ શા માટે થઈ જાવ છો ? હું તો તમારા હિતને માટે કહું છું. માનવું યા ન માનવું એ આપની મરજીને આધીન છે. તમે એક વખતે આ નૌતમનગરના માનનીય શેઠ હતા, આથી મારે તમારૂં હિત ઇચ્છિવું અને કરવું એ મારો ધર્મ સમજું છું. જો તમે મારૂં કહેવું વગર વિલંબે કબુલ કરશો તો ઘણા સુખી થશો અને મારા કહેવાનો અસ્વીકાર કરશો તો ભયાનક યાતનાઓથી તમે, તમારી પત્ની અને તમારો પુત્ર આખરે રીબાઇ–રીબાઇને મરશો. "

મંગળદાસ કંઇક રોષથી બોલ્યો, " દુર્જનસાલ ! તમે મને આ ઝેરી શબ્દો વારંવાર શામાટે સંભળાવો છો ? તમે રાજપૂત છો, ગૌબ્રાહ્મણ પ્રતિપાળ કહેવાઓ છો; તમારે આવી રીતે વર્તવું જોઇએ નહિ. અમે રંક વણીક છીએ. અમારો તમારો સંબંધ બની શકે નહિ. માટે અમારી પર દયા કરો. પ્રભુ તમારૂં ભલું કરશે. "

"પ્રભુ ભલું કરે યા ન કરે તેની મને કંઈ પરવાહ નથી. હું ધારૂં છું એ કરૂં છું અને બોલ્યા પ્રમાણે ચાલું છું. મારા શબ્દોનું તમારે પાલન કરવું પડશે. હું તમને એક કલાકનો વખત આપું છું. તે અરસ્સામાં પૂર્ણ વિચાર કરી મને હા ના નો જવાબ આપો. હું આ પાસેના ઓરડામાં બેઠો છું. એક કલાક પૂરો થતાં અહિં આવીશ." કહી દુર્જનસાલ ચાલતો થયો. મંગળદાસ અવાચક-દીન વદને તેની પાછળ જોઇ રહ્યો.

## પ્રકરણ ૩ જું.

### ભયંકર પાપ અને કુમારીકાનો શ્રાપ.

દુર્જનસાલની અધમ ઇચ્છા જાણી મંગળદાસના શોકનો પાર રહ્યો નહિ. તે સંતપ્ત હૃદયે નિઃશ્વાસ નાખી આત્મગત બોલવા લાગ્યો કે, "ઓ પરમ કૃપાળુ પરમાત્મા ! અમારી આ કેવી અધમદશા ? પ્રભુ ! જો આપને મારી દયા ન આવતી હોય તો મારાં આ ગરીબડાં બાળકોની તો દયા લાવો ? હા ! વિધી ! અમે તારૂં શું બગાડ્યું છે કે જેથી તું આટલી બધી નિષ્ઠુર થઇ છે ? પ્રભુ ! દયા કરો-દયા કરો, અમારાથી આ નારકી ત્રાસ સહન થતો નથી ! હા મારી તારા ! હું શું કરૂં ? તમારૂં રક્ષણ હું કેવી રીતે કરી શકું ?" આમ બોલતા મંગળદાસની આંખ્યોમાંથી અશ્રુ વ્હેવા લાગ્યાં. તેના મુખમાંથી નિઃશ્વાસ નીકળવા લાગ્યા. તેનું માથું ભમવા લાગ્યું. આસપાસ અંધકારનો પડદો ફરી વળેલો જણાયો. તે બે હાથે પોતાનું માથું પકડી જમીન પર બેસી ગયો અને એક નાના બાળકની માફક રડી પડ્યો. રમણ-તારા અને શેઠની પત્ની તેની આસપાસ બેસી અશ્રુ વહાવા લાગ્યાં. આ વખતે તેમને આશ્વાસન કે ધીરજ આપનાર કોઇ નહોતું. રખેવાળ બુઢ્ઢો પણ નજીકમાં બેસી સજળ નયને આ કરૂણ દ્રશ્ય અવલોકી

રહ્યો હતો. આવી અવસ્થામાં લગભગ અર્ધો કલાક વીતી ગયો. હવે બાકી રહ્યો અર્ધો કલાક. મંગળદાસને હા કે નાનો જવાબ આપવો પડશે. મંગળદાસ પ્રાણ કરતાં ધર્મને શ્રેષ્ઠ માનનારો હતો. ધર્મને માટે પ્રાણાર્પણ કરવાને તૈયાર હતો, પણ પછી પોતાનાં સ્ત્રી બાળકોની શી દશા થશે વગેરેના વિચારથી કંપતો હતો. તેના હૃદયમાં આ વખતે અપાર કષ્ટ ઉત્પન્ન થતું હતું. પિતાની દુર્દશા નિહાળી તારાએ હિંમત એકત્ર કરી કહેવા માંડ્યું, "પિતા તમે હિંમતવાન થઇ આમ શું કરો છો ? તમારે તો આ દુઃખના સમયે હિંમત આપવી જોઇએ. બાપુ ! સ્વસ્થ થાવ, શામાટે ગભરાવ છો. આ આપણા ધર્મની કસોટી છે. ભલે આપણાં શરીરનો નાશ થાય. જગતમાં આવનારને એક દિવસે જરૂર મરવાનું છે. તો શામાટે આપણે ડરવું જોઇએ ? બાપુ ! ગભરાવ નહિ. થનાર હશે તે થશે. આવી રીતે કલ્પાંત કરવાથી અને હિંમત ત્યાગવાથી આપણું કષ્ટ દૂર થનાર નથી. માટે ધૈર્ય ધારણ કરો અને જે થાય એ જોયા કરો. આપણા પ્રારબ્ધમાં હશે તે થશે."

પુત્રીના શબ્દો શ્રવણ કરી મંગળદાસ અશ્રુ લુછતાં બોલ્યો, "દીકરી મને અપાર વેદના થાય છે. હું શું કરૂં ? તમારૂં રક્ષણ કેવી રીતે કરૂં? હા ! મને કંઇ પણ સમજ પડતી નથી. તારા ! આપણે એક ક્રૂર કસાઇના પંજામાં ફસાયા છીએ. આ પિશાચખાનામાંથી આપણો ઉદ્ધાર થઇ શકે એમ નથી. આપણે આપણો ધર્મ સંભાળવા કદાચ દેહોત્સર્ગ પણ કરવો પડશે. બેટા ! શું કહું ? આ દુઃખમાંથી છૂટવાને માટે આપણે આત્મહત્યા કરવી પડશે. તારા ! પુત્રી ! મારૂં હૃદય ભસ્મ થાય છે. હાય શું થશે ? "

તારાઃ—" પિતાજી ! પરમ દયાળુ પરમાત્માએ ધાર્યું હશે તે થશે. આપણા નશીબમાં જો દુઃખી લેખ લખાએલા હશે તો કોઇનાથી મિથ્યા થઇ શકશે નહિ. બાપુ ! તમે મારી એક વાત કબુલ કરશો ?"

મંગળદાસઃ—" મારો ધર્મ છે કે મારાં બાળકોનું મારે કલ્યાણ કરવું. અરેરે ! તમારૂં કલ્યાણ કરવાને બદલે હું તમને દુઃખના દાવા-

નળમાં સળગતાં જોઇ રહ્યો છું. હા ! ધિક્કાર છે મારા જીવનને. કહે, તારા! બેટા ! કહે ? તું શું કહેવા ચાહે છે ? ”

તારાઃ–“ મારી દુઃખીયારી માતા, ભાઇ અને તમે દુઃખ મૂક્ત થવાને માટે મને દુર્જનસાલ સાથે પરણાવી દયો. કારણકે તે મને પરણવાની ઇચ્છાથીજ આપણી પણ આટલો જુલ્મી જુલમ ગુજારી રહ્યો છે. જો તેની ઇચ્છા પૂર્ણ નહિ થાય તો તે રાક્ષસ ભયંકર યાતનાથી આપણને રીબાવશે. માટે મને તેને સોંપી તમે દુઃખ મૂક્ત થઇ આ નગરનો ત્યાગ કરી કોઇ સારા રાજ્યમાં જઇ રહેજો. ”

મંગળદાસ વ્યાકુળ હૃદયે છાતી પર હાથ મૂકી આત્મગત બોલી ઉઠયો, “ ઓ વિશ્વંભરા ! હું આ કેવા ભયંકર શબ્દો સાંભળી રહ્યો છું. ઓ મ્હોત ! તું જલ્દીથી મને તારા કબજામાં લઇલે. તારા ! મારા આત્મા ! તું મને આજે આ શું કહે છે ? વિચાર કર ? હું તારો બાપ છું પણ સાંપ નથી. હું તારા કલ્યાણમાં સુખી છું. હું તને તે ભયંકર પાપીની સાથે પરણાવી નર્કમાં નાખવા નથી ચાહતો. મારો ધર્મ જવા કરતાં હું સળગતી આગમાં કુદી પડી મરવાનું પસંદ કરીશ. ભલે દુર્જનસાલ મને ચાહે એટલું દુઃખદે; પણ હું મારા ધર્મને માટે મારી પુત્રીના કલ્યાણને માટે સર્વ દુઃખ ખુશીથી સહન કરીશ.”

પિતાનાં વચનો સાંભળી તારાએ પુનઃ સજળ નયને કહ્યું, “ બાપાજી ! મારૂં કહેવું સત્ય છે. સુખી થવાનો ફક્ત આ એક જ ઉપાય છે. મારા જેવી એક કમનશીબ છોકરીને માટે તમે શું કરવા દુઃખના ડુંગરાઓ તળે કચરાઓ છો અને મારા આ ભાઇ તથા માતાને દુઃખી કરો છો? માટે મારૂં કહેવું માનો. મારૂં ગમે એ થાય તેની ચિન્તા ન કરો. ”

તારાનું બોલવું પૂર્ણ થતાંજ તારાની માતા અને ભાઇ બોલી ઉઠયાં, “ અમે તને દુઃખી કરી સુખી થવા નથી ઇચ્છતાં. અમે તારી સાથે દુઃખ સહન કરી મરીશું અને આપણો ધર્મ સંભાળીશું.”

“ પિતા ! મારી ચિન્તાનો ત્યાગ કરો. હું કમનશીબ છું, તમને દુઃખી કરવાને જ જન્મી છું.” તારાએ ગદ્‌ગદ્‌ કંઠે કહ્યું.

મંગળદાસ ઉંચ્ચ સ્વરે બોલ્યો, "હું તારી ચિન્તા ન કરૂં તો કોની કરૂં ? તું કમનશીબ નથી. વળી તું અમને દુઃખી કરવા નથી આવી; પણ પરમ સુખી કરવાને જ આવી છે. તારાથી હું પરમ સુખી છું; અંતે સુખમાં મરીશ અને ધર્મ સંભાળતાં પ્રાણ ત્યાગી જગતમાં અમર નામના કરીશ. બેટા ! મનમાં ઓછું આણીશ નહિ. તું તો મારા રંકનું રત્ન છે. હું પ્રાણાંતે પણ તને તે પાપીની સાથે પરણાવી ધર્મ ભ્રષ્ટ થનાર નથી તે નથી જ."

તારાઃ—"બાપુ ! આપના આ નિશ્ચયથી હવે મરણ સિવાય બીજો એક પણ રસ્તો આપણે માટે નથી."

મંગળદાસઃ—કંઇ ફિકર નહિ. ધર્મના નામ પર જીવ કુરબાન કરીશું. આપણા જીવનની સફળતા ધર્મના રક્ષણમાં છે. જે જનો ધર્મ કરતાં પોતાના જીવને વ્હાલો ગણે છે; તેના જીવનને ધિક્કાર છે."

તારાઃ—"તમારા મરણ પછી આ તમારાં પ્રિયજનોનું શું થશે ?"

મંગળદાસઃ—"તેમની સંભાળ શ્રીહરી લેશે. હું હવે બધાંને ઇશ્વરના શરણમાં સોંપું છું. કારણ કે મારે તેમ કર્યા વિના હવે છૂટકો નથી. હું અસહાય છું. પિશાચના પંજામાં ફસાઇ આ પિશાચખાનામાં પૂરાયો છું; શસ્ત્ર હિન છું, દુઃખ–શોકથી બળું છું. તારા ! વ્હાલી પુત્રી ! હવે થવાનું હોય તે થાય. હું અત્યંત સંકટો સહન કરવાને તૈયાર છું પણ પિશાચની માગણી કબુલ કરનાર નથી. તે નરાધમ ચાહે એટલું કષ્ટ દે; અને ભલે મારો જીવ પણ લે પરંતુ હું હવે મારા નિશ્ચયથી ડગનાર નથી તે નથી જ. તારા ! ભાઇ રમણ, હું તમને અને તમારી માતાને છેલ્લી વખત કહું છું તે ધ્યાન પૂર્વક શ્રવણ કરી તે પ્રમાણે વર્તજો, તમે કુળવાન માતા પિતાનાં સંતાન છો. તમારા જીવનની શ્રેષ્ટતા તમારા ધર્મમાં છે. એક કલાક પૂરો થવા આવ્યો છે, હમણાં જ પેલો કાળમૂખો ઝેરી સાંપ આપણી સન્મુખ આપણો જવાબ લેવા ઉપસ્થિત થશે, બસ તે વખતે હું તેને સ્પષ્ટ જણાવી દેનાર છું. તારા અને રમણ ! તે પછી કદાપિ મારૂં

મૃત્યુ થાય તો તમે કોઇ પણ ડરશો નહિ, ગભરાશો નહિ અને આક્રંદ પણ કરશો નહિ. તમારો પિતા ધર્મના નામ પર મરી સ્વર્ગમાં ગયો છે જાણી આનંદ પામજો. તમે મારાં બાળકો છો. તમને વધું કહેવું પડે એમ નથી. પણ પિતા તરીકેની ફરજ સમજી કહું છું કે ધર્મ જવાનો સમય આવતાં; તમે પણ સુખેથી તમારાં દેહનાં બળીદાન આપજો. બેટા તારા! હવે વધારે બોલી શકાતું નથી. સમય પૂરો થવા આવ્યો છે. તું મારી ડાહી અને ગુણવાન પુત્રી છે. તું બાળક છે પણ જ્ઞાનમાં યુવાન છે, સ્મરણમાં રાખજે કે મનુષ્યનું જીવન સ્વપ્નવત્ છે; પાણીના પૂરની માફક છે અને ચાંદની રાત જેવું છે. એવા ક્ષણ ભંગુર જીવનનો મોહ રાખીશ નહિ. તારી પર વિપત્તિનું વાદળ ટૂટી પડે; તારી પર ઘાતકી જુલ્મ ગુજરે તો પણ તું ધર્મ ભ્રષ્ટ થઇશ નહિ. એવો સમય આવતાંજ આત્મહત્યા કરજે." આટલું લંબાણ વિવેચન કરી મંગળદાસ મૌન રહ્યો.

પિતાના ઉપદેશને હૃદયપટમાં કોતરી તારા પિતાના કંઠે વળગી અશ્રુ વરસાવતાં કહેવા લાગી, "બાપુ! તમારા મરણ પછી હું આ સંસારમાં જીવતી રહેનાર નથી. તમે મારી ફીકર કરશો નહિ. હું જીવ જતાં પણ મારા ધર્મથી વિમુખ થનાર નથી."

મંગળદાસે પુત્ર અને પુત્રીને છાતી સરસાં દાબ્યાં અને જાણે આ તેમનું છેલ્લું મિલન હોય એમ જણાવા લાગ્યું.

આ પછી મંગળદાસે પોતાની પત્નીને પણ શુભ ઉપદેશ આપ્યો, અને તેને છેલ્લું આલીંગન આપી. મંગળદાસ ભાવીની ભયંકરતા નિહાળવાને તત્પર થઈ ઉભો.

રાત્રિની શાન્તતા આ વખતે ભયકારક ભાસતી હતી. શ્વાનના કરૂણ રૂદન ધ્વની કાળી રાત્રે ભયની વૃદ્ધિ કરી રહ્યા હતા. સમય પૂર્ણ થતાં દુર્જનસાલ સર્વની સમક્ષ આવી ઉભો. સઘળાંએ તેની તરફ ધિક્કારમય નજર ફેંકી મુખ બીજી બાજુએ ફેરવી દીધાં.

દુર્જનસાલે સર્વ રંગ અવલોકી ગંભીરતાથી પૂછ્યું, "કેમ કંઇ નિશ્ચય પર આવ્યો કે?"

"હા." મંગળદાસે તેની તરફ તિરસ્કાર યુક્ત નજરે નિહાળી કહ્યું.

"ત્યારે તમારો નિશ્ચય જણાવી દ્યો?" દુર્જનસાલે પુછ્યું.

"મારી સ્પષ્ટ ના છે."

"હેં? શું ના?"

"હા."

"કેમ વારૂ?"

"એમજ."

"શું હું તારાને લાયક નથી?"

"ના, બીલકુલ નહિ. મારી તારા દેવી છે, તું દૈત્ય છે."

"મંગળદાસ! તારી જીભ વધુ લંબાય છે, પરીણામ વિપરીત આવશે."

"વિપરીત પરીણામમાં જ અમારી ઉત્તમ ગતી છે, પણ નિર્દોષ જનોને સંતાપનાર પાપી! યાદ રાખજે કે તારી તો ગતી વિપરીતજ છે."

"તારા શબ્દો તને ભયંકર દુ:ખમાં ડૂબાવશે."

"તેની તૈયારી હું આગળથી જ કરી ચૂકયો છું."

"શું તું મારી માગણીનો અસ્વીકાર કરે છે?"

"એક વખત જણાવી દીધું છતાં શું પુછે છે? આ આસમાન અને પૃથ્વી એક થશે તો પણ મારાથી તારી કુટિલ ઇચ્છાનો સ્વીકાર થશે નહિ. તું અમને રીબાવીશ, સતાવીશ અને છેવટે મારા આ શરીરના ટૂકડે–ટૂકડા કરી નાખીશ; તદપિ તારી કુટિલ ઇચ્છા પુર્ણ થનાર નથી તે નથી જ. તારાથી થાય તે હવે કરી લે."

"શેઠ! યાદ રાખજે કે પાછળથી પસ્તાવું પડશે. નૌત્તમનગરના રાજા જેવા દુર્જનસાલનું અપમાન તને મ્હોતના મુખમાં ફેંકશે."

"હું મ્હોતથી ડરતો નથી. તેને તો મ્હેં કયારનુંએ આમંત્રણ કરી મૂકેલું છે."

"હજી પણ કહું છું કે વિચાર ફેરવ; નહિ તો પરીણામ ભયંકર આવશે."

"પરીણામ ભયંકર આવશે તો અન્ય દુનિયામાં જઇ તારાં કાળાં કામની ફરીયાદ પ્રભુના દરબારે દાખલ કરાવાશે."

"ખરેખર આ નૌત્તમનગરના રાજા જેવા માનવંતા સરદારનું ત્હેં આજે હડહડતું અપમાન કર્યું છે; પરંતુ તારી પ્રત્યેની કંઇક દયાથી હું એક વખત છેલ્લીવારને માટે તને કહું છું કે તું તારો વિચાર ફેરવ?"

"તારી આશા–ઇચ્છા મૃગજળ સમાન છે. નરાધમ! તું તારા મનમાં જરીક તો વિચાર કરી જો કે તારી ઇચ્છા કેવી અઘટિત છે? તું કોની માગણી કરે છે? આ તારા અને હું કોણ છીએ? ખ્યાલ કર; અને પછી અમને સવાલ કર. મૂર્ખના સરદાર! હું નૌત્તમનગરનો નગરશેઠ છું, કુળમાં–જાતમાં તારાથી શ્રેષ્ટ છું. તું ગમે એટલો કુળવાન, ગુણવાન, રૂપવાન અને કદાચ આખી પૃથ્વીનો રાજા હોય પણ તું તારાં પાપી કર્મોથી એક હલકામાં હલકો નીચ નરાધમ પશુથી પણ હલકો છે."

"એમ તો હવે થા તૈયાર અને જોયાકર તારી પુત્રીપર થતો અત્યાચાર." દુર્જને કોપથી કહ્યું.

"સબુર; અત્યાચારી; થોડીક્વાર થોભ." આમ બોલી મંગળદાસે આગળ વધતાં દુર્જનસાલને અટકાવી ભય–ત્રાસથી ધ્રુજતી તારા તરફ જોઇ કહેવા માંડ્યું. "પુત્રી! સ્વસ્થ થા. બહાદુર બાળા! આ ધર્મ સંકટ વખતે પૂર્ણ હિંમતવાન થા. ભયથી શામાટે ધ્રુજે છે? સાંભળ. હું હવે જાઉં છું. દુનિયાંમાંથી અદૃશ્ય થાઉં છું. મેં તને કહેવાનું કહી દીધું છે; છતાં ફરી એકવાર ધ્યાનપૂર્વક સાંભળી લે. બેટા! તારૂં સ્વરૂપવાન શરીર નાશવાન છે, જ્યારે ત્યારે તારૂં શરીર બળીને ખાક થવાનું છે. તો તું એવા નાશવંત શરીરપર પડતાં સંકટોથી કંટાળી ક્ષણીક સુખનો સ્વીકાર કરી પાપમાં પડીશ નહિ. ધર્મ-

ભ્રષ્ટ થવાનો સમય આવે તો સુખેથી પ્રાણનું વિસર્જન કરજે પણ ત્રાસ પામી કુળને કાળું કલંક લગાડીશ નહિ. મારા મૃત્યુ પછી આ જાલીમ જુલ્મી તને અત્યંત ત્રાસ આપશે; તેનો ત્રાસ તું ધૈર્યથી સહન કરજે." આમ બોલતા મંગળદાસે પુત્ર-પુત્રીને છેલ્લીવારને માટે છાતીસરસાં દબાવી પત્નીને પણ હિંમત ધરવાનું સૂચવ્યું.

એવામાંજ દુર્જનસાલે બૂમ મારી કહ્યું; "ચાલ, દૂર ઉભો રહે. હું તારી સામેજ તારી પુત્રીને ભ્રષ્ટ કરૂં છું."

આમ બોલતો દુર્જનસાલ તારાની નજીક જવા લાગ્યો. મંગળદાસ ક્રોધાક્રાન્ત બની ગયો. તેણે તત્કાળ દુર્જનસાલની નજીક દોડી જઇ એક એવો તો ધક્કો લગાવ્યો કે જેથી પાપાત્મા કેટલેક દૂર જઇ જમીનપર પછડાયો. આથી દુર્જનસાલે મોટી બૂમ મારી ગાડીની સાથે આવેલા ચાર સશસ્ત્ર સૈનિકોને નીચેથી ઉપર બોલાવી મંગળદાસને પકડવાનો હુકમ આપ્યો.

સિપાહીઓ નજીક જાય એ પહેલાં તો મંગળદાસે વાઘની માફક છલંગ મારી એક સિપાહીના હાથમાંથી તલ્વાર આંચકી લીધી અને તે તલ્વારથી પોતાનીપર આક્રમણ કરનાર ચાર સૈનિકોમાંથી બેને ગતપ્રાણ કરી જમીનપર સૂવાડયા. મંગળદાસના શરીરમાં જાણે પિશાચે પ્રવેશ ન કર્યો હોય એમ તેનું સમસ્ત શરીર શૌર્યાધિન થઇ ગયું. તેનું શાન્ત મુખ ઉગ્ર જણાવા લાગ્યું. તેણે ઉગ્ર કોપથી બાકીના બે સિપાહીઓ સાથે થોડીકવાર ટક્કર ઝીલી તે બેને પણ લોહીમાં તરબોળ કરી દુનિયાંમાંથી વિદાય કરી દીધા. આથી દુર્જનસાલ ગભરાયો. પોતાનું આવી બન્યું સમજી ભયથી કંપવા લાગ્યો; પણ તત્કાળ તેણે પોતાનો બચાવ કરવા કમ્મરમાંથી પિસ્તોલ ખેંચી નજીક દોડી આવતા મંગળદાસની તરફ તાકીને ફોડી, ગોળી છાતીમાં વાગી. પણ તેની દરકાર નહિ કરતાં મંગળદાસ પાપીને પૂરો કરવા દોડયો; અને તેના હાથમાંની તલ્વાર પોતાનીપર પડે એ પહેલાંજ દુર્જનસાલે વિજળીની ઝડપે દૂર ખસી પિસ્તોલનો બીજો બ્હાર કર્યો. મંગળદાસના માથામાં

ગોળી વાગી. તરત મંગળદાસ જમીનપર પડયો. તેની સાથેજ પિશાચે મ્યાનમાંથી તલ્વાર ખેંચી મંગળદાસના શિરને ધડથી જુદું કરી નાખ્યું. મંગળદાસ ઇન્સાફ માગવા કિરતારના દરબારમાં ગયો. પતીને મરણુ પામેલો જોતાંજ પત્ની બેશુદ્ધ થઈ ગઇ. બાળક રમણુ પણુ ગત-ચૈતન્ય થઇ જમીનપર પડયો.

આ વખતે તારાની સ્થિતિ અવનવી થઇ રહી હતી. તેના મુખપર શોક-દુઃખનું એક પણુ ચિહ્‌ન જણાતું ન હતું. તેનું ગોર મુખ લાલચોળ અને આંખ્યો અપૂર્વ તેજમય જણાતી હતી. પિશાચ સ્વરૂપ દુર્જનસાલ તેની સમિપ આવીને ઉભો રહ્યો હતો. તારાએ તેના તરફ અને પછી પિતાના મૃત શરીર તરફ જોઇ ઉગ્ર અવાજે કહ્યું, “ દુર્જનસાલ ! ચાલ, હવે હું તારી ઇચ્છા પણુ પૂર્ણ કરૂં છું.”

દુર્જનસાલે આશ્ચર્ય પામી કહ્યું, “ શું તું મારી આશા પૂર્ણ કરીશ ? ”

“ હા, અને તે વળી આ ક્ષણેજ. પણુ તે પહેલાં આ કુમારીકાના અંતરમાંથી નીકળતા ઉદ્દગાર ધ્યાનપૂર્વક સાંભળી લે. એ નરાધમ ! તેં અત્યારે જેવી મારા પિતાની દુર્દશા કરી છે; તેનાથી વધારે તારી દુર્દશા થજો અને અંતે રીબાઇ મરીને તારૂં શબ જાનવરોનું ભક્ષ થજો. જાલીમ ! તારૂં સુખ થોડા દિવસ પછી પૂર્ણ થશે; અને આ કકળતી આંતરડીના શ્રાપથી તું ભુંડી હાલતે મરણુ પામી નર્કનો નિવાસી થજે. ચાલ, એ નર્કના કીડા ! તારી ઇચ્છા મારી સાથે પરણુવાની છે તે પૂર્ણ કર. હું મારૂં આ શરીર તારે સ્વાધીન કરૂં છું. તેને તું ચાહે એમ કર. લે; આ દેહનું દાન. ” આમ બોલતાં તારાએ ઉગ્ર આવેશથી છૂપાવેલી કટાર બહાર કાઢી પોતાના હૃદયમાં ભોંકી દીધી; અને એક પણુ ચીસ અગર દુઃખનો ઉદ્દગાર કાઢ્યા વિના રક્તમાં તરબોળ થઇ થોડીવાર તરફડી પ્રભુના દરબારમાં પ્રયાણુ કરી ગઇ. એક પળવારમાં આ બધું બન્યું. પાપી દુર્જનસાલ પણુ સ્તબ્ધ બન્યો. ગભરાયો. ભયથી તારાના નિર્જીવ શરીર સામે જોઇ રહ્યો.

રખેવાળ બુઢ્ઢો પણ આવો હૃદયભેદક બનાવ નિહાળી બેશુદ્ધ બન્યો. પાપીની સાથે આવેલો નોકર થરથર ધ્રુજી પાપીની પર ધિક્કારનો વરસાદ વરસાવવા લાગ્યો. કાળી રાત્રિ ભયાનક જણાવા લાગી. દુર્જનસાલ શું કરવું અને શું ન કરવુંના વિચારમાં પડ્યો. તે ભય અને ગભરાટથી આસપાસ જોવા લાગ્યો. મરણ વખતના જેવી શાન્તિ સર્વત્ર વ્યાપેલી હતી. પાપીનું હૃદય ધડકવા લાગ્યું. તેણે દૂર ઉભા રહેલા નોકરને ચાલવાની ઇસારત કરી. નોકર આગળ ચાલ્યો અને દુર્જનસાલ તેની પાછળ ચાલી નીચે આવ્યો. બન્ને જણા નીચે આવી ગાડીમાં બેઠા, ગાડી નગર તરફ જવ લાગી; અને થોડીવારે પાપીઓને લઇ અંધકારમાં અદ્રશ્ય થઇ. કાળી રાત્રે કાળાં કર્મ થયાં, એકાન્ત સ્થાન શૂન્ય જણાવા લાગ્યું. દિવાનખાનામાં બળતો દીવો પણ આ ઘોર અત્યાચારથી મંદ–મંદ પ્રકાશવા લાગ્યો. થોડીવારે બેશુદ્ધ થએલો રખેવાળ બુઢ્ઢો સાવધ થઈ બેઠો થયો અને ભયથી ત્યાંનું ભયંકર દ્રશ્ય અવલોકવા લાગ્યો. તેનું હૃદય કંપ્યું. તે હૃદયથી હજારો શ્રાપ દુર્જનસાલને આપવા લાગ્યો. આ પછીથી તે ઉભો થયો અને ધ્રુજતે પગે તારાના શબ સમિપ આવી ઉભો. તે આ વખતે રડતો હતો. તારાના શબથી થોડેક દૂર તારાની માતા અને તેનો ભાઇ બેશુદ્ધાવસ્થામાં પડેલાં હતાં. વૃદ્ધ રખેવાળ તેમની નજીક ગયો અને તારાની માતાને સાવધ કરવાના ઇરાદે નીચે બેસી તેના મુખ પર કપડાથી પવન નાખવા લાગ્યો. લગભગ અર્ધા કલાકે તારાની મા સાવધ થઇ અને આંખ્યો ચોળતી બેઠી થઇ. તેણે પોતાની પાસે બેઠેલા વૃદ્ધને વિકળ નેત્રે પુછ્યું, "ભાઇ! હવે દયા કરી મને પણ મારી નાખ. હા! મારો રમણ–તારા ક્યાં છે ?"

વૃદ્ધે રમણને ઉપાડી લાવી તેની માના ખોળામાં સુવાર્યો. માતા કરૂણ રૂદન કરવા લાગી. રમણ પણ થોડીવારે સાવધ થયો. માતા પુત્ર હૃદયભેદક કલ્પાંત કરવા લાગ્યાં. વૃદ્ધ પણ મોટેથી રડી પડ્યો.

માતાએ રડતા વદને વૃદ્ધને પૂછ્યું, "ભાઈ! તું કોઇ દયાળુ હોય એમ જણાય છે. કહે ભાઇ! પાપી દુર્જનસાલ ક્યાં ગયો?"

"તે અહિંથી ચાલ્યો ગયો છે."

"મારી તારા ક્યાં ગઇ?"

"પાછળ જુઓ." વૃદ્ધ વધારે બોલી શક્યો નહિ. માતાએ પાછળ નજર કરી તો પુત્રીને રક્તના પ્રવાહ વચ્ચે મરેલી પડેલી જોઇ. એક કારમી ચીસ નાખી માતા તે તરફ દોડી ગઇ અને પુત્રીના શબપર પડી હૃદયફાટ રડવા લાગી. આખરે તે હૃદયવેગ સહન કરી નહિ શકવાથી ફરીવાર બેશુદ્ધ બની પુત્રીના શબ પર પડી. રમણ રડવા લાગ્યો. વૃદ્ધ રખેવાળે તેને ખોળામાં બેસાડી છાનો રાખવાનો પ્રયત્ન આરંભ્યો. પુત્રીના શબ પર પડેલી શેઠની પત્ની આખરે જાગૃત થઇ હૃદયવિદારક કલ્પાંત કરવા લાગી. મધ્યરાત્રિએ તેનું કરૂણ કલ્પાંત ઘણે દૂર સુધી સંભળાવા લાગ્યું. શાન્ત રાત્રિ અને ભીષણ અંધકાર પણ તેના દુઃખમાં દિલાસો આપતાં હોય એમ જણાવા લાગ્યું. તેના આક્રંદથી આકાશના તારાઓ, જંગલનાં વૃક્ષો અને પવન પણ સ્તબ્ધ બની તેની દયા ખાવા લાગ્યાં. આ સમયે એક અપૂર્વ ઘટના બની. ત્રણ ઘોડેસ્વારો આ એકાન્ત સ્થાનના મકાન સમિપ આવ્યા. તે ત્રણ સ્વારોમાંનો જે સ્વાર આગળ ચાલતો હતો, તેના હાથમાં એક પ્રકાશીત ફાનસ પકડેલું હતું. તે મકાન આગળ આવતાં જ અંદરથી આવતો રૂદનધ્વની તેમના કાને સ્પષ્ટ સંભળાયો. ત્રણેની વિસ્મયતાનો પાર રહ્યો નહિ, આ ત્રણે સ્વારો કાળાં કપડાંથી સર્વાંગે ઢંકાએલા હતા. તેમનો દેખાવ ભૂત સમાન ભાસતો હતો. તેઓ હથીઆર બંધ હતા. મકાનમાંથી રડવાનો અવાજ સાંભળી તેઓએ તે મકાનની નજીક જઇ અશ્વોને અટકાવ્યા અને નીચે ઉતર્યા. ફાનસવાળા સ્વારે ફાનસ ઉંચુ કરી મકાનનું નીરીક્ષણ કર્યું. આ પછી એક સ્વારે પેલા ફાનસવાળાને મકાનની અંદર ચાલવા કહ્યું. ફાનસવાળો આગળ થયો. તેની પાછળ બીજો ચાલ્યો અને

ત્રીજો બહાર ઘોડાઓની પાસે ઉભો રહ્યો. પેલા બન્ને સ્વાર આસપાસ જોતા રડવાના અવાજના આધારે છેવટે ઉપર આવી ઉભા અને ઉપરનું ભયાનક દૃશ્ય અવલોકતાં જ સ્તબ્ધ બન્યા. તેમના શરીરમાંથી કંપારીઓ નીકળવા લાગી, વૃદ્ધ રખવાળ આવનારાઓને જોઇ વધુ ગભરાયો. તારાની માતા આવનારને દુર્જનસાલ જાણી એકદમ ઉભી થઇ અને એક દિવાના માણસની માફક દોડી તે બન્ને સ્વારોમાંના એકના ચરણમાં પડી વિકળ અવાજે બોલી, "પાપી! છેલ્લીવાર દયા કર. તારી તલ્વાર અમારા પર ફેરવ. હું મારા પતિ અને પુત્રીની પાસે જવા ઇચ્છું છું. દૈત્ય! દયા કર."

આવું દૃશ્ય જોતાંજ તે સ્વારે તેના મુખપર પહેરેલો મુખવટો દૂર કર્યો; તો તે સ્વાર એક ગૌરવર્ણનો યુવાન જણાયો. તેનું શરીર પાતળું હતું. તેણે પગમાં પડેલી તારાની માતાને માથે હાથ મૂકી કહ્યું; "બાઇ! તમે શું કહો છો; તેની મને સમજ પડતી નથી. તમે જેને દૈત્ય કહો છો; તે દૈત્ય હું નથી, તમે શાન્ત થાવ અને આ બધું શું બન્યું છે?"

તારાની માતાએ તેના સામે જોયું. આ દુર્જનસાલ નથી જાણી કંઇક સ્વસ્થ થઇ. તે પુનઃ તેના પગ પકડી રડી પડી. યુવાને તેને આશ્વાસન આપવા માંડયું. દૂર બેઠેલો વૃદ્ધ રડતા રમણની સાથે યુવાનની નજીક આવી ઉભો. યુવાને તેની તરફ જોઇ સઘળી વિગત જણાવવાને કહ્યું. તે વૃદ્ધ રખવાળે દુર્જનસાલના ભયંકર પાપકર્મની વાત તેને કહી સંભળાવી. યુવાન કંપ્યો. તેનું ગૌર મુખ લાલચોળ બની ગયું; તેણે આગના ભડકા સમાન દેખાતી આંખ્યો વડે ઉંચે જોઇ કહ્યું, "આ ભયંકર કૃત્યનો બદલો તે પાપીને થોડા દિવસમાં મળશે અને મારી આ તલ્વાર મરણને શરણ થએલી કુમારીકાનો શ્રાપ સફળ કરશે." આટલું બોલી તે યુવાને તારાની માતાને અને વૃદ્ધને ઘણું સમજાવી શાન્ત કર્યાં; અને પછી પોતાનાં માણસોને એક મોટી ચિતા તૈયાર કરવાનું સૂચવ્યું. મકાનના ખૂણામાં પુષ્કળ લાકડાં પડેલાં

હતાં. બે મોટી ચિતાઓ તૈયાર કરી તેમાં તારાના અને તેના પિતાના શબને ભષ્મિભૂત કરવામાં આવ્યાં. મોટું મળસકું થવા આવ્યું હતું. યુવાને તારાની માતા અને રમણને લઇ ત્યાંથી જવાની તૈયારી કરી. પેલા વૃદ્ધ પુરૂષે યુવાનને અત્યંત આજીજી કરી પોતાને પણ સાથે લઈ જવાની વિનંતી કરી. દયામય હૃદયનો યુવાન સર્વને લઈ ત્યાંથી ચાલતો થયો.

## પ્રકરણ ૪ થું.

### સરદારની છાવણી.

રમણ તારા અને તેની માતાને કસાઇના કારાગૃહમાંથી પોતાની સાથે લઇ જનાર વિજયનો પરમ મિત્ર બન્શીલાલ હતો. આપણે પ્રથમ વાંચી ગયા છીએ કે બન્સીલાલ અને મોહનરાય નૌત્તમનગરમાં ગુપ્ત વેશથી આવીને સરદાર રણમલના મકાનથી થોડેક દૂર આવી બીજા મકાનમાં રહેતા હતા. આ બન્નેનો ઉદ્દેશ પ્રજાજનોને પોતાનાં કરી લેવાનો હતો. તેમનો એ ઉદ્દેશ છેવટે સફળ થયો હતો. ઘણો ખરો પ્રજાવર્ગ તેમને મળી ચૂક્યો હતો. સરદારો-અમલદારો અને લશ્કરી વર્ગમાંના ઘણા જનોને પોતાના વિચારને અનુકૂળ બનાવી દીધા હતા. બન્સી અને મોહનરાય નૌત્તમનગરમાં સર્વને પ્રિતીપાત્ર થઈ પડયા હતા. રાણી, દુર્જનસાલ અને તેનું દુષ્ટમંડળ આ બન્નેનીપર શંકાની દ્રષ્ટે જોતું હતું; પણ પ્રજા અને સરદારોના માનીતા એ બન્ને પુરૂષોને કંઇ પણ કહેવાનું સાહસ કરી શકતાં નહોતાં. બન્સી અને મોહનરાયે પોતાનાં તમામ માણસોને એક રાતમાં એકત્ર કરી રાણીને ગાદી ઉપરથી ઉઠાડી મૂકવાનો નિશ્ચય કર્યો. સઘળા સંમત થયા. આ કાર્ય ક્યારે કરવું તે પૂછવાને અને મદદ મેળવવાને બન્સીકુમાર સરદાર ભુજંગસિંહના ગુપ્ત મુકામે જતો હતો અને ગયા પ્રકરણમાં જણાવ્યા

મુજબ તારા–રમણ તેની માતા અને પેલા વૃદ્ધ રખેવાળને સાથે લઇ રવાના થયો.

રસ્તે ચાલતાં તારાની માતાએ તેને તમામ વિતક વાર્તા કહી સંભળાવી. પેલા વૃદ્ધ રખેવાળે પણ દુષ્ટની દુષ્ટતાનું હૃદયવિદારક વૃત્તાંત કહી સંભળાવ્યું. બન્સીએ સૌને આશ્વાસન આપી પોતાની ઓળખાણ કરાવી. ધર્માત્મા સાથે પરીચય થવાથી સઘળાંને અત્યાનંદ થયો.

સવાર થતાં તેઓ નૌત્તમનગરથી ઘણે દૂર નીકળી આવ્યાં. પ્હાડી પ્રદેશની રમ્યલીલા નીહાળતાં સૌ આગળ વધતાં હતાં. મધ્યાન્હકાળ થતાં તેઓએ એક નદી કિનારે મૂકામ કર્યો. બન્શીની સાથેના માણસોએ ભાતુ કાઢ્યું. સઘળાએ નદીમાં સ્નાન કરી નાસ્તો કરી લીધો. મધ્યાન્હકાળ પૂર્ણ થતાં પુનઃ મુસાફરી શરૂ થઇ. તેઓ જેમ જેમ આગળ વધતાં ગયાં; તેમ વિકટ રસ્તો આવવા લાગ્યો. ઝાડી પુષ્કળ આવવા લાગી. રસ્તો વાંકો–ચૂંકો અને ખાડા ટેકરાવાળો આવવા લાગ્યો. ઘોડા સંભાળપૂર્વક ચાલવા લાગ્યા. સઘળું મંડળ એક સાંકડી ખીણમાં થઇને છેવટે પ્હાડપર ચઢવા લાગ્યું. આ પ્હાડની બીજી બાજુએ આવેલી વિશાળ ખીણમાં સરદાર બહાદુરનું નિવાસસ્થાન હતું. પ્હાડને અર્ધે રસ્તે આવતાં સાંજ પૂરી થઇ. સાયંકાળનો સમય થયો. પંખીયો માળામાં છૂપાવા લાગ્યાં. વનલીલા સુરમ્ય જણાવા લાગી. પ્હાડની ટોચે આવતાં રાત્રિ પડી. નભમાં શશીકાન્ત પ્રકાશ્યા. પ્હાડી પ્રદેશ શ્વેત ચંદ્રકિરણોથી શોભવા લાગ્યો. શાન્તિનું રાજ્ય સ્થપાયું. થોડેક દૂર જતાં રમણે પૂછ્યું; "બન્શીભાઈ ! આપણે હજી કેટલે દૂર જવાનું છે ?"

"આ નીચેની ખીણમાં." બન્સીએ ખીણ તરફ હાથ લંબાવી કહ્યું.

"આ ખીણ તો નજીક દેખાય છે ?" રમણે પૂછ્યું.

"તે અહિંથી નજીક દેખાય છે; પણ લગભગ દસ માઇલ દૂર છે." બન્સીએ જણાવ્યું.

" શું દસ માઇલ દૂર ? " રમણે આશ્ચર્ય પામી પૂછ્યું.

" હા. "

" ત્યારે તો આપણે સવારમાં પહોંચીશું ? આપણે આજે આખી રાત ચાલવું પડશે. "

" ના, આપણે મધ્યરાત્રિએ ત્યાં પ્હોંચી જઇશું. કારણકે નીચે ઉતરવાનો રસ્તો સીધો અને ખાડા ટેકરા વિનાનો છે. "

" બન્સીભાઇ ! આવી વિકટ જગાએ કોણ રહે છે ? આપણે તેમની પાસે જવાનું શું કારણ છે ? " રમણે કંઇક વિચાર ઉત્પન્ન થતાં પૂછ્યું.

" ભાઇ ! આ ભયંકર સ્થાનમાં પુણ્યવાનોનું પાલન કરનાર, દેશનો ઉદ્ધારક એક વીર રહે છે. દુષ્ટોના જુલ્મથીજ તેને આ ભયાનક સ્થાન પસંદ કરવું પડ્યું છે. તે બહાદુર પુરૂપ ભવિષ્યમાં નોત્તમનગરનો ઉદ્ધાર કરનાર છે. આપણે તેના શરણમાં જઇએ છીએ. " બન્સીએ જણાવ્યું.

" તે વીર સરદારનું નામ ? " રમણે પૂછ્યું.

" ભુજંગસિંહ. "

" મેં તેમનું નામ ઘણી વખત સાંભળ્યું છે. તે સરદાર આ વિકટ સ્થાનમાં એકલાજ રહે છે ? "

" ના, તેની સાથે અનેક સ્વદેશ ભક્તો નિવાસ કરે છે. વળી પ્રજાનું પુત્રવત્ પાલન કરનાર મહારાજા સમરસિંહ અને તેમના ભાઇ સ્નેહસિંહ તેમનાં રાણી પરીવાર સૌ આ સ્થળેજ નિવાસ કરે છે, આપણે ત્યાં જઇએ છીએ. તમને હું તેમનાજ સંરક્ષણમાં રાખવાનો છું. "

રમણ અને તેની માતા આનંદિત્ થયાં. બન્નેએ પ્રભુનો ઉપકાર માન્યો. સઘળાં ધીમે ધીમે નીચે ઉતરતાં હતાં. રાત્રિનો સમય હતો. પૃથ્વી વલ્લભ પૃથ્વી પર્યટન કરી રહ્યો હતો. ચંદ્રિકા ખીલી હતી. રૂપેરી તેજ સર્વત્ર ફેલાયું હતું. નિશાચર પક્ષીઓ આમતેમ ઉડી રહ્યાં હતાં.

પ્હાડની પોલાણુમાં દૂર વાઘની બૂમ પણ સંભળાતી હતી. બન્સીલાલ તેની સાથેનાં માણસો સાથે છેક નીચે ઉતરી આવી થોડીકવાર વિશ્રામ ખાવા થોભ્યો. મધ્યરાત્રિ થઇ હતી. આશરે ત્રણેક કલાક વિરામ લઇ પુનઃ ચાલવું શરૂ થયું. ખીણુનો રસ્તો સીધો અને પહોળો હતો? નદી નાળાં વચ્ચે આવતાં હતાં. કેટલાક વહેળા ઓળંગી રાત્રિના પાછલા પહોરે સઘળું મંડળ એક નાની ટેકરી આગળ આવ્યું. આ ટેકરીની પાછળ ભુજંગસિંહનું નિવાસસ્થાન આવેલું હતું. આ વખતે ટેકરીની નીચેના ભાગમાં એક બળવાન બાંધાનો પહેલવાન જેવો સશસ્ત્ર માણસ તેના મુખ પર બુકાની બાંધી ત્યાં પડેલા એક પત્થર પર બેઠેલો હતો. આવનારાઓને જોઇ તે તત્કાળ ઉભો થયો અને કર્કશ સ્વરે બોલ્યો, "કોણ આવે છે?"

"મુસાફરો." બન્સીએ તેની નજીક પહોંચતાં કહ્યું.

તે પ્રચંડકાય પુરૂષે બન્સી અને તેની સાથેનાં તમામ માણસોનાં મુખ બારીક દ્રષ્ટે જોઇ પૂછ્યું.

"કયાંથી આવો છો?"

"એક નગરમાંથી."

"તે નગરનું નામ?"

"નૌત્તમનગર."

"નૌત્તમનગર નામ સાંભળી તે માણસની દૃષ્ટિ ધિક્કારના રૂપમાં ફેરવાઇ. પુનઃ તેણે પુછ્યું, "તમે અને આ માણસો કોણ છો?"

"આ માણસો મારાં સ્નેહિ જનો છે અને હું એક વણીક પુત્ર છું."

"આ તરફ કયાં જાઓ છો?"

"તે મારાથી જણાવી શકાશે નહિ."

"કેમ?"

"તમને ઓળખ્યા વિના."

"તમે મને કેવી રીતે ઓળખી શકશો?"

" તમારૂં ઓળખાણ કરાવો ? " બન્સીએ કહ્યું.

" તમને બરાબર ઓળખ્યા સિવાય મારૂં ઓળખાણ કેવી રીતે કરાવી શકું ? "

" મેં તમને મારો પરીચય કરાવ્યો. "

" પણ તેથી મને કંઇ સંતોષ થયો નથી. "

" ત્યારે વિશેષ પરીચય કેવી રીતે આપી શકું ? કારણકે ઘણા દિવસના અનુભવથી મને સમજાયું છે કે આ જગતમાં કોઇનીપર વિશ્વાસ મૂકતાં પસ્તાવું પડે છે. વળી હાલ અમારી આસપાસ ઘણા દુષ્મનો ભમે છે. આવી સ્થિતિમાં હું તમને મારી સત્ય હકીકત કેવી રીતે કહી શકું ? "

બન્સીનું બોલવું સાંભળી તે માણસ થોડીકવાર વિચારમાં પડી બોલ્યો, " તમે મારી પર પૂર્ણ ભરોંસો રાખો. હું પ્રભુને હાજર ગણીને કહું છું કે મારી તરફથી તમને કંઇ પણ દગો થશે નહિ. "

" પણ અમારી હકીકત જાણવાની તમારે શી જરૂર છે ? "

" તમારી પૂરતી તપાસ કર્યા વિના અને તમને ઓળખ્યા વિના તમને અહિંથી એક પગલું પણ આગળ ભરવા દેવામાં આવશે નહિ. આ ટેકરીથી તે પેલા વૃક્ષ સુધીના માર્ગનો રક્ષક હું છું. જો તમે મને સંતોષ આપી આગળ વધશો તો કંઇ પણ હરકત નડશે નહિ; કારણકે આગળ બીજી બાર ચોકીયો આવે છે. "

" આ ચોકીયો કોની તરફથી મૂકવામાં આવેલી છે ? "

" તે મારાથી કહી શકાશે નહિ. "

" તમે નહિ કહો તોપણ હું જાણી ચૂકયો છું કે આ ચોકીયો કોણે મૂકેલી છે અને કેમ મૂકેલી છે. "

બન્સીનું આવું બોલવું સાંભળતાં તે માણસ ગુસ્સે થએલો જણાયો. તે ઘોર અવાજે બોલ્યો, " બસ હવે મારી ખાત્રી થાય છે કે તમે જાસુસો છો. તમારાથી હવે આગળ જવાશે નહિ. તમને કેદ કરવામાં આવશે ? "

"અમને કેદ કરનાર કોણ છે ?" બન્સીએ ઉચ્ચ સ્વરે પૂછ્યું.

"તમારી સામે ઉભો છે તે."

"મારા હાથમાં હથીઆર પકડવાનું સામર્થ્ય છે."

"તેનો મુકાબલો હથીઆર ચલાવી કરી જુવો."

"પણ હું આ વખતે હથીઆર ચલાવવા ઇચ્છતો નથી. હું આ રાત્રિના વખતે અગત્યના કાય માટે જ આ પ્હાડી પ્રદેશમાં આવ્યો છું. ભાઇ ! અમે જાસુસ નથી. અમને આગળ જવા દે."

"ના, મારા માલીકની આજ્ઞા છે કે ખાત્રી કર્યા સિવાય કોઇને પણ આગળ આવવા દેવું નહિ."

"એમ તો લે જો; હું આ પળે જ તારી ખાત્રી કરી આપું છું." આટલું કહી બન્સી ઘોડેથી નીચે ઉતર્યો અને પોતાના ગજવામાંથી એક સુવર્ણ અંગુઠી કાઢી તે માણસને બતાવતાં પૂછ્યું, "જો, આ વસ્તુ ધ્યાનપૂર્વક જો અને અમારી ખાત્રી કરી અમને આગળ જવા દે." બન્સીકુમારે એક અંગુઠી બતાવી. એ અંગુઠીને જોતાં જ તરત તે માણસે બન્સીને સલામ કરી આગળ જવાનો માર્ગ આપ્યો.

બન્સી તેની સાથેનાં માણસો સાથે આગળ વધ્યો. થોડેક દૂર જતાં એક બીજી ચોકી આવી. ત્યાં પણ બન્સીએ વીંટી બતાવી. આવી રીતની અનેક ચોકીયો વટાવી બન્સી અને તેની સાથેનાં માણસો એક વિશાળ મેદાનમાં આવી અટક્યાં. આ મોટા મેદાનમાં અનેક તંબુઓ અને રાવઠીઓ ઉભી કરેલી હતી. આખું મેદાન સૈનિક માણસોથી ભરાએલું હતું. અશ્વો અને રણસામગ્રી સર્વત્ર નજરે પડતી હતી. સ્થળે સ્થળે સિપાહીઓના પહેરા હતા. એક મોટો અમલદાર બન્સી પાસે આવ્યો અને તેણે પૂછ્યું, "તમારે ક્યાં જવું છે ?"

"સરદાર બહાદુર પાસે." બન્સીએ જવાબ આપ્યો.

"તમારે એકલાને જવું છે કે આ બધાને સાથે લઇ જવાં છે ?" અમલદારે પૂછ્યું.

"આ બધાંની સાથે જ મારે સરદાર બહાદુરને મળવું છે."

" ક્યાંથી આવો છો ? "

" નૌત્તમનગરમાંથી. "

" તમારાં નામ જણાવશો ? "

" અમારાં નામ જાણતાં પહેલાં આ વીંટી તમને વધારે ખાત્રી કરી આપશે. " કહી બન્સીએ વીંટી બતાવી. તરત તે અમલદાર પોતાની પાછળ આવવાનું કહી આગળ ચાલ્યો. બન્સી અને તેની સાથેના માણસો ઘોડાપરથી નીચે ઉતરી તેની પાછળ ચાલ્યાં.

તે અમલદાર તેઓને એક મોટા તંબુ આગળ લઇ આવ્યો. બન્સીએ અને તેની સાથેનાંઓએ ઘોડા ત્યાંના પહેરેદારને સોંપ્યા. અમલદાર તંબુમાં ગયો અને થોડીવારે બહાર આવી બન્સીને અંદર જવાનું સૂચવ્યું. બન્સી પોતાનાં માણસોની સાથે તંબુની અંદર ગયો. આ વખતે તંબુના મધ્ય વિભાગે પાથરેલી ગાદીપર ત્રણ માણસો બેઠેલા હતા. આ ત્રણ માણસો અન્ય કોઇ નહિ પણ સરદાર બહાદુર ભુજંગસિંહ, રણમલસિંહ અને સુંદરસિંહ હતા.

રણમલ અને સુંદરસિંહ ઘણા વખત સુધી બહારવટુ કરી અંતે ભુજંગસિંહને આવી મળ્યા હતા. બન્સીએ તંબુમાં આવી ત્રણે જણાને પ્રણામ કર્યા. રણમલે તેને ઓળખ્યો અને કુશળ પૂછી પાસે બેસાર્યો. બન્સી અને તેની સાથેનાં માણસો ત્યાં બેઠાં. બન્શીએ નૌત્તમનગરમાં પોતે કરેલાં કાર્યની બીના ભુજંગસિંહને જણાવી. ભુજંગસિંહ પ્રસન્ન થયો અને માતૃભૂમિની કરેલી સેવાને બદલે તેનાં ઘણાં વખાણ કર્યાં. આ પછી બન્સીએ તારાલક્ષ્મીની માતા અને રમણનો પરીચય કરાવી તેમની પર ગૂજરેલા જુલ્મનું તમામ વૃત્તાંત નિવેદન કર્યું. રાક્ષસનો રાક્ષસી જુલ્મ સાંભળી બહાદુરોના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેમણે રમણ અને તેની માતાનું શાન્તવન કર્યું. થોડીવાર મૌન પ્રવર્તાઇ રહ્યું. આ પછી મૌનપણાનો ત્યાગ કરી બન્સીએ પૂછ્યું, " હવે આપ સર્વની શી ઇચ્છા છે ? "

"ટુંક વખતમાં નૌત્તમનપર ચઢાઈ કરી પાપીઓનો વિનાશ કરવાની પ્રબળ ઇચ્છા છે." રણુમલે જણાવ્યું.

"સધળાં સાધન તૈયાર થઇ ચૂકયાં છે?" બન્સીએ પૂછયું.

"હા, ફક્ત થોડી જ ખામી છે; અને તે મળી આવશે." સુંદરસિંહે જણાવ્યું.

"ત્યાંનો પ્રજામત કેવો છે?" ભુજંગસિંહે પૂછયું.

"પ્રજાજનો જુલ્મીઓના જુલ્મથી છૂટવાને અત્યંત આતુર થઇ રહ્યાં છે, તેઓની દ્રષ્ટિ આપણી તરફ જ વળેલી છે. સર્વ પ્રજાજનો આપણુને વધાવી લેવાને તત્પર થઇ રહ્યાં છે."

"સૈનિકો અને સરદારો?" સુંદરસિંહે પૂછયું.

"ધણા ખરા સૈનિકો અને સરદારો આપણા પક્ષમાં મળી ચૂકેલા છે. તેઓ આપણા આગમનની જ રાહ જોઈ રહ્યા છે."

"ત્યારે કરો તૈયારી." બન્સીની સાથે આવેલા એક સરદારે કહ્યું.

"ના, આ વખતે મારો વિચાર કંઇક જુદો જ છે." બન્સીએ કહ્યું.

"શું?" ભુજંગે વિસ્મયતાથી યુવાન સામે દ્રષ્ટિ કરી પૂછયું.

"અનેક માણુસોનાં લોહી વહાવ્યા વિના આપણું કામ પાર પડે એવી ઘટના મ્હેં ઘડી કાઢી છે. તે ઘટના...આ છે." બન્સીએ ભુજંગસિંહના કાનમાં ધીરેથી કંઇક વાત કરી. વાત શ્રવણુ કરતાં જ ભુજંગ આનંદ પામ્યો અને બન્સીને તેની કાર્યદક્ષતાને માટે ધન્યવાદ આપ્યો. ભુજંગસિંહે રણુમલ અને સુંદરસિંહને પણુ બન્સીનો વિચાર જણાવ્યો. તે બન્ને સંમત થયા. આ વિચાર અમલમાં મૂકવાનો નિશ્ચય થયો. તે પછી વસંત–વિજય–કમળા–કનકની તપાસ કરવાનો સૌએ ઠરાવ કર્યો. તપાસને અર્થે અનેક માણુસો નામ વેશ બદલી તેજ દિવસે રવાને થઇ ગયાં.

બન્સી અને તેની સાથેનાં માણુસો ત્યાં રહ્યાં. સાંજ પડતાં બન્સીએ ભુજંગસિંહ પાસે જઇ પૂછયું.

"મોહનરાય શેઠની પુત્રી સુધાસુંદરી હાલ ક્યાં રહે છે ?"

"મહારાણી ગુણસુંદરી પાસે."

"મહારાણી હાલ ક્યાં છે. ?"

"અહિંથી ત્રણ માઇલ દૂર એક પર્વત આવેલો છે. તે પર્વત કુમારી પ્હાડના નામથી ઓળખાય છે. તે પર્વતની તળેટીમાં એક જીર્ણ શીવાલય આવેલું છે. ત્યાં એક સંન્યાસી અને રાજા દુર્મદની પુત્રી રમાસુંદરી નિવાસ કરે છે. તે પવિત્ર સ્થાનમાં મહારાજા સમરસિંહ સ્નેહસિંહ, રાણી ગુણસુંદરી, વીરમતી તેમનાં બાળકો સાથે રહે છે. સુધાસુંદરી પણ ત્યાંજ છે."

એ સાધુ કોણ છે ?" બન્સીએ વિચારવશ થઈ પૂછ્યું.

"તે એક પવિત્ર સાધુ છે. વળી સ્વદેશભક્ત પણ છે. દેશની લાગણી તેને ઘણી છે; અને સાથે રાજકીય બાબતોમાં પણ ઘણો પ્રવિણ છે."

"સંસાર ત્યાગ કરેલા સંન્યાશીને રાજકીય બાબતો સાથે શા માટે સંબંધ રાખવો પડયો હશે ?"

"ફક્ત દેશની લાગણી માટે."

"મને શંકા ઉપજે છે."

"તમારી શંકા અસ્થાને છે."

"આપે તેની પરીક્ષા કરી છે ?"

"હા, તે મારી પરીક્ષામાં પૂર્ણ સ્વદેશભક્ત જણાયો છે."

"વારૂ રાજકન્યા રમાદેવી તેની સાથે કેટલા સમયથી છે ?"

"નોત્તમનગરથી નીકળ્યા પછી રમા તે સાધુની સાથે જ રહે છે."

"રાજકુમારી પૂર્ણ સ્વદેશ પ્રેમી છે એવી મને સંપૂર્ણ ખાત્રી છે; પણ આ નવીન સાધુને ઓળખ્યા સિવાય હું કંઇ કહી શકું નહિ. હું આજે ત્યાં જઇશ અને સાધુ મહારાજને મળીશ."

"બન્સીકુમાર! તે સાધુપર શંકા લાવવાનું કંઇ પણ કારણ

નથી. તે પવિત્ર સાધુના પ્રતાપેજ હું આટલા બધા સૈનિકો અને રણ-સામગ્રી એકત્ર કરવાને શક્તીવાન થયો છું. તે સંન્યાસી મહારાજના ઉપકાર આપણાથી વિસારી શકાય એમ નથી. વળી જુલ્મીઓના જુલ્મથી વસંત–રણમલ વગેરેનું રક્ષણ પણ તેમણે જ કર્યું હતું." ભુજંગે જણાવ્યું.

"ત્યારે હું પણ તે મહાન પુરૂષનાં દર્શન કરી પાવન થઇશ."

"હા, તેમનાં દર્શન કરવાં જોઇએ. કુમાર! તમારી સાથે રમણ અને તેની માતાને પણ લેતા જજો અને તેમને મહારાણીના શરણમાં મૂકતા આવજો."

"એમજ કરીશ. લ્યો ત્યારે હું રજા લઉં છું."

"પાછા ક્યારે આવશો?"

"કાલે સવારમાં."

"નૌત્તમનગર ક્યારે જવું છે?"

"પરમ દિવસે."

"ઠીક, જાવ હવે, સાધુ મહારાજને મારા પ્રણામ કહેજો." કહી ભુજંગસિંહ ત્યાંથી ચાલતો થયો. બન્સીએ રમણ અને તેની માતાને તૈયાર થવાનું જણાવ્યું. તે તૈયાર થાય એ પહેલાં બન્સી રણમલ અને સરદાર સુંદરસિંહને મળી આવ્યો. તેઓએ પરસ્પરમાં ઘણીવાર સુધી વાતો કરી. બન્સીની સાથે આવેલા સિપાહીઓએ અશ્વો તૈયાર કર્યા. બન્સી પોતાની સાથેનાં માણસો સાથે અશ્વારૂઢ થયો. સઘળાંએ જવાની તૈયારી કરી. એટલામાં જ એક સિપાહી બન્સીની પાસે દોડી આવ્યો અને તમને સરદાર બહાદુર બોલાવે છે એમ જણાવ્યું.

તરત બન્સી ઘોડેથી નીચે ઉતરી તેની સાથે ચાલ્યો અને એક મોટા તંબુમાં સરદાર બહાદુરની પાસે આવી ઉભો. ભુજંગસિંહે તેની સામે જોઇ કહ્યું, "કેમ જવાની તૈયારી થઇ ચૂકી?"

"હાજી."

"નૌત્તમનગરથી સમાચાર આવ્યા છે કે ઘણા વખતથી બહાર ગામ ગએલો પ્હાડસિંહ સરદાર પાછો આવ્યો છે અને તેની સાથે કોઇને કેદ કરી લાવ્યો છે."

"કોને કેદ કરી લાવ્યો છે?" બન્સીએ પૂછ્યું.

"જે માણસ આ ખબર લાવ્યો છે તેને હજી તે કેદીઓ કોણ છે તેની ખબર પડી નથી. આપણા બીજા અનેક જાસુસો નૌત્તમનગરમાં છે; એટલે થોડા વખતમાં તે કેદીઓ કોણ છે એની આપણને ખબર મળશે."

"હું પણ ત્યાં જઇ તરત તપાસ કરીશ."

"હા, અને સમાચાર મોકલજો. લ્યો; આ એક પત્ર રમાસુંદરીને આપજો." કહી ભુજંગસિંહે એક બંધ પાકીટ બન્સીના હાથમાં મૂક્યું.

બન્સીએ તે પત્રને ગજવામાં મૂકી પ્રણામ કરી ત્યાંથી પ્રયાણ કર્યું અને પછી પોતાનાં માણસો પાસે આવી ઘોડેસ્વાર થઇ કુમારી પ્હાડ તરફ જવા માંડ્યું. થોડીવારમાં જ બન્સી અને તેનું મંડળ મોટા પર્વતોમાં અદ્રશ્ય થઇ ગયું.

---

## પ્રકરણ ૫ મું.

### સુધા અને બન્સી.

બન્સીકુમાર તેની સાથેનાં માણસો સાથે સરદાર બહાદુરની છાવણીમાંથી બહાર નીકળ્યો, તે વખતે સાંજ પડવા આવી હતી. વર્ષાઋતુની ઉતરાવસ્થા ચાલતી હતી. આકાશ ઘડીકમાં વાદળથી છવાતું અને ઘડીમાં વાદળ વિખરાવાથી નિર્મળ જણાતું. બન્સી અને તેનું મંડળ કુમારીપ્હાડ તરફ જતું હતું. કુમારીપ્હાડ ઉંચો હોવાથી દૂરથી દેખાતો હતો. દૂરથીર તેનો દેખાવ વાદળની માફક જણાતો હતો. નાના

નાના ડુંગરોની હારમાં જાણે મોટો માતંગરાજ ઉભો હોય એમ જોનારને જણાતું. વર્ષાઋતુમાં પર્વત પ્રદેશની લીલા સુરમ્ય જણાતી હતી. વૃક્ષો લીલાંછમ જણાતાં હતાં. બન્સી અને તેનું મંડળ અશ્વોને ઉતાવળથી ચલાવી પ્રયાણ કરી રહ્યું હતું. ભુજંગસિંહની છાવણીથી લગભગ એકાદ માઇલ આવતાં નિર્મળ આકાશ એકાએક વાદળોથી ઘેરાયું. વર્ષાઋતુની સાંજે ઘનઘોર ઘટાનું સૌન્દર્યશાલી સ્વરૂપ ધારણ કર્યું. આકાશ મેઘથી છવાયું. પ્હાડોમાં, જંગલમાં–આકાશમાં નિઃસ્તબ્ધતા વ્યાપી રહી. થોડીવાર પછી મોટું તોફાન થશે જાણીને સમસ્ત સંસાર જાણે ભયથી સ્તબ્ધ બની રહ્યો હોય એમ જણાતું હતું. પ્હાડી રસ્તાઓ આછા–આછા જણાતા હતા. દૂરનાં મોટાં મોટાં વૃક્ષો ઓળાની માફક જણાતાં હતાં. પર્વતની ખીણો કાળા અંધકારથી ઢંકાઈ ગએલી માલમ પડતી હતી. પર્વતપરથી નીચાણના ભાગ તરફ વહેતાં પાણીનાં ઝરણાં અંધકારના સાલ્લાથી ઢંકાઇ–અદૃશ્ય થઈ કેવળ અવાજથીજ પોતાનું વહન સૂચવતાં હતાં.

બન્સી અને તેની સાથેનાં માણસો કુમારી પ્હાડપર પહોંચી જવાની ઇચ્છાથી ઝડપથી અશ્વોને ચલાવી રહ્યાં હતાં. ઘોડાઓ પૂર ઝડપે દોડતા હતા. અંધકારના યોગે ઠોકરો પણ ખાતા હતાં. ગરીબ જાનવરોનાં અંગ પસીનાથી ભીંજાઈ ગયાં હતાં. તોફાન પહેલાં મુકામે પહોંચી જવાની સૌની પ્રબળ ઇચ્છા હતી. ધીમે ધીમે વરસાદ વરસવા લાગ્યો. પવન જોસથી વાવા લાગ્યો. વૃક્ષોની ડાળીઓ એક બીજાની સાથે અથડાઇ અવાજ ઉત્પન્ન કરવા લાગી. આવું જોઇ બન્સીની સાથેનો બુઢ્ઢા રખેવાળે કહ્યું, "આપણે થોડીકવાર થોભી જઇએ તો સારૂં."

"હા, મારો પણ એવોજ વિચાર છે. આ ભયંકર તોફાનમાં આગળ વધવું એ ભયકારક છે." બન્સીએ કહ્યું.

"મારા ધારવા મુજબ આ તોફાન ઘણીવાર નહિ ચાલે. એકાદ કલાક પછી આ તોફાન સમી જશે," એક બીજા માણસે કહ્યું.

"આપણાથી દિવસ પહેલાં ધારેલા સ્થાને પહોંચી જવાય તો ઘણું સારૂં."

"હજી દિવસ ઘણો બાકી છે. આપણે દિવસ પહેલાંજ પહોંચી જઇશું."

સઘળાં ઘોડેથી નીચે ઉતર્યા અને એક મોટા વૃક્ષની નીચે ઉભાં. ધીમે ધીમે વરસાદનું જોર ઓછું થયું. પવનનો વેગ પણ શાન્ત પડયો અને મંદમંદ પવન વ્હાવા લાગ્યો. આકાશમાં મેઘગર્જના થતી હતી. મેઘગર્જનાથી પર્વતો ધ્રુજી ઉઠતા. આ મેઘગર્જના અને વિજળીઓ પણ આખરે બંધ થઇ. વરસાદ વરસતો તદ્દન બંધ થઇ ગયો. વાદળાં વિખરાવા લાગ્યાં. આકાશ સ્વચ્છ થવા લાગ્યું. વરસાદનું પાણી નીચાણ ભાગ તરફ વહેવા લાગ્યું. પાણીના વ્હેળા ખળખળ અવાજ ઉત્પન્ન કરતા હતા. તોફાન શાન્ત થતાં બન્સીએ આગળ પ્રયાણની તૈયારી કરી. સઘળાં અશ્વારૂઢ થયાં અને કુમારીપ્હાડ તરફ ચાલ્યાં. થોડેક દૂર ચાલ્યા પછી તેમને સૂર્યનો તડકો જણાવા લાગ્યો, બન્સીકુમાર સૌને મોખરે ઘોડેસ્વાર થઇને ચાલતો હતો.

સાયંકાળ પહેલાં સઘળું મંડળ કુમારીપ્હાડના શિખરપર આવી પહોંચ્યું. આ શિખરપર આવેલા મહાદેવની આસપાસ કોટ બાંધેલો હતો. ચંદ્રાવતીના ભૂતપૂર્વ મહારાજાઓએ આ કોટ બંધાવેલો હતો. શિવાલયમાં પ્રવેશવાને એક દરવાજો આવેલો હતો. મહારાજા સમરસિંહ વગેરેના નિવાસ દર્મીયાન એક ચોકીદાર રાત્રિ દિવસ આ દરવાજે બેસી રહી ચોકી રાખતો. કોટની નજીક આવતાં બન્સીએ ઘોડાને આગળ વધતો અટકાવ્યો, અને ભીંજાએલાં વાળનાં ગુંછળાં કપાળપરથી ખસેડી આસપાસ નજર કરી નીચાણ ભાગ તરફ જોયું. નીચે જુએ છે તો આખા પર્વતની હાર એક પછી એક તેની નજર આગળ ખડી થઇ અને તે લાંબી હારોનીપર ચારે તરફ નવપલ્લવથી શોભાયમાન લીલાછમ અનંત વૃક્ષોની ઘટા સુરમ્ય જણાતી હતી. પાણીના ધોધ પોતાના અસલ પ્રમાણના કરતાં એકદમ આગળ વધી ગૌરવથી એક શિખરપરથી બીજા શીખરપર પડી જાણે નૃત્ય કરતા હોય એમ જણાતા હતા. સ્વચ્છાકાશમાં મેઘધનુષ્યે નવ નવાં રંગ ધારણ કર્યા હતા.

બન્સી અને તેનું મંડળ થોડીવાર સુધી આવી મનોહર શોભા જોવામાં મુગ્ધ બની રહ્યું. આ પછી બન્સી કિલ્લાના દરવાજા નજીક જઈ ઘોડાપરથી નીચે ઉતર્યો. તેના નીચે ઉતરવાના અવાજથી દરવાજાની બાજુમાં બેઠેલો દ્વાર રક્ષક એકદમ ઉભો થઇ બન્સીની નજીક આવી ઉભો અને તિવ્ર નજરે બન્સી અને તેની સાથેનાં માણુસો તરફ નજર કરી બુલંદ અવાજે બોલ્યો, “ ક્યાંથી આવો છો ? ”

“ સરદાર બહાદુરની છાવણીમાંથી. ” બન્સીએ જવાબ આપ્યો.

“ અહિં કેમ આવ્યા છો ? ” પુનઃ પ્રશ્ન થયો.

“ અંદર રહેનારાંઓને મળવા અને અગત્યની વાત કરવા. ”

“ તમારૂં નામ ? ”

“ બન્સીકુમાર. ”

“ આ કિલ્લામાં આવવાનો કંઇ પરવાનો તમારી પાસે છે કે ? ” રખેવાળે પૂછ્યું.

“ અમારો પરવાનો આ રહ્યો. ” કહી બન્સીએ પેલી અંગુઠી બતાવી.

ચોકીદારે તે અંગુઠીને નમન કરી કહ્યું, “ તમે સારૂં થયું કે વખતસર આવી પહોંચ્યા છો. થોડીવાર પછી આ દરવાજો બંધ થાત; અને તમારે આખી રાત્રિ બહારની બાજુએ ગાળવી પડત. ”

“ વ્હેલા આવવાને માટે અમે પ્રભુનો ઉપકાર માનીએ છીએ. રસ્તામાં વરસાદનું તોફાન થયું ન હોય તો ક્યારનાએ આવી પહોંચત.” બન્સીએ કહ્યું.

આ પછી તે ચોકીદાર દરવાજો બંધ કરી આગળ ચાલ્યો. બન્સી વગેરે તેની પાછળ જવા લાગ્યાં. ચોકીદારે શીવાલયની પાછળ આવેલા એક ઓરડા આગળ આવી સઘળાને ઉભા રહેવાનું કહ્યું. બન્સી વગેરે ત્યાં ઉભાં રહ્યાં. ચોકીદાર ઓરડાની અંદર જઇ થોડીવારે પાછો આવ્યો અને બન્સી વગેરેને અંદર જવાનું કહ્યું.

બન્સીએ ઘોડા તેને સ્વાધિન કરી સૌની સાથે ઓરડામાં પ્રયાણ

કર્યું. આ ઓરડો ઘણો લાંબો પહોળો હતો. આ ઓરડાના મધ્ય-વિભાગે મહારાજા સમરસિંહ સ્નેહસિંહ તેમનાં આપ્તજનો સાથે વાર્તાવિનોદ કરી રહ્યા હતા. મહારાજાની બાજુમાં વૃદ્ધ સંન્યાશી અને રાજકન્યા રમાદેવી બેઠેલાં હતાં. નાનો રાજકુમાર રમાના ખોળામાં બેઠેલો હતો. બન્સીએ ઓરડામાં આવી સૌને પ્રણામ કર્યા. મહારાજા સમરસિંહ અને સ્નેહસિંહે તેને સ્નેહપૂર્વક બોલાવી પોતાની નજીકમાં બેસાર્યો. રમણ અને તેની માતા મહારાણીની નજીક બેઠાં. બન્સીની સાથેનાં બીજાં માણસો પણ થોડેક દૂર ગોઠવાઇ ગયાં. અન્ય વાતો ચાલ્યા પછી બન્સીએ નૌત્તમનગરમાં ચાલી રહેલા જુલ્મનું વર્ણન કરી દુષ્ટ દુર્જનસાલનું રાક્ષસી કર્મ સર્વને જણાવ્યું. દુઃખીયારાં રમણ અને તેની માતા સામે જોઈ સર્વેએ નિઃશ્વાસ નાખ્યો. દુષ્ટ દુર્જન-સાલને મારી નાખવાની સ્નેહસિંહે પ્રતિજ્ઞા કરી. આ પછી રાણીએ રમણ અને તેની માતાને આશ્વસન આપી પોતાની સાથે રહેવાનું સૂચવ્યું. રમણની માતાએ સજ્જનયને ઉપકાર માન્યો. આ પછી ભોજન આવ્યું. બન્સી વગેરેએ જમી લીધું. આ વખતે બન્સી કુમારની આંખ્યો ચારે તરફ ફરી કોઇને ખોળી રહી રહી. તેની આંખ્યો કોને ખોળી રહી હશે ?

જમ્યા બાદ સ્નેહસિંહે પૂછ્યું, “ મોહનરાય ખુસીમાં છેને ?”

“ હાજી. ”

“ નૌત્તમનગરમાં તમે ઘણું સારૂં કામ બજાવ્યું છે. તમને ધન્યવાદ ઘટે છે. ”

“ માત્રુભૂમિની દરેકે સેવા કરવી જોઇએ. માત્રુભૂમિની સેવાથી વિમુખ રહેનાર પૃથ્વીના ભારરૂપી છે. મનુષ્ય માત્રનો ધર્મ અને તેનું જીવન માતૃભૂમિની સેવાને અર્થેજ છે. મેં મારી માત્રુભૂમિને માટે જે કાંઇ કામ બજાવ્યું છે તે મારી ફરજ સમજીનેજ, તેને માટે હું ધન્ય-વાદને પાત્ર નથી.” બન્સીએ કહ્યું.

“ જનસમાજને પક્ષમાં મેળવતાં તમારે ઘણું સહન કરવું પડ્યું હશે ? ” સમરસિંહે પૂછ્યું.

"પ્રભુની કૃપાથી અમે કંઇ પણ સહન કર્યા વિનાજ અમારૂં કાર્ય કંઇક અંશે પૂર્ણ કરી શક્યા છીએ."

"હવે ભુજંગસિંહ સરદારનો શું વિચાર છે?" સંન્યાશીએ પૂછ્યું.

"તે આપની આજ્ઞાનીજ રાહ જુએ છે. તેમણે રમાદેવી ઉપર એક પત્ર લખી આપ્યો છે." બન્સીએ એક પત્ર કાઢી રમાસુંદરીના હાથમાં આપ્યો. રમાદેવીએ પત્ર વાંચી ફાડી નાખ્યો પછી સાધુએ બન્સી તરફ નિહાળી હસતે મુખે પૂછ્યું, "છોકરા! નાની ઉમ્મરમાં તું ઘણો સાહસીક અને હિંમતવાન જણાય છે. તારા જેવા યુવાનોના પ્રયાસથી આપણો વિજય હવે સમિપમાંજ છે. બહાદુર સરદાર ભુજંગસિંહને જણાવજે કે, તમે જે વિચાર દર્શાવ્યો છે તે બરાબર છે. હું તારા વિચારને પૂરેપૂરો સંમત છું. ભગવાન સદાશિવ આ વખતે આપણી મદદે છે. વિજયમાળ આપણા કંઠમાં પડશે. પાપીઓનો વિધ્વંસ થશે અને દુઃખના :અંતે પુનઃ શાન્તિ સુખનું સામ્રાજ્ય ચારે તરફ ફેલાશે."

"આપની આશિષ સફળ થાઓ." બન્સીએ પ્રણામ કરી કહ્યું.

બન્સીને પ્રથમ આ સંન્યાશી ઉપર શક ઉત્પન્ન થયો હતો; પણ સંન્યાશી મહારાજના મુખનું દર્શન કરતાંજ તેની શંકા જતી રહી. થોડીવાર શાન્તિ પથરાવા દઈ પુનઃ સાધુ મહારાજે પૂછ્યું, "તારા મિત્ર વિજયકુમારના કંઇ સમાચાર મળ્યા કે?"

"ના, હું તેના વિના ઘણો દુઃખી થાઉં છું. આ વખતે વિજયની ઘણી જરૂર છે. તે અને વસંતકુમારી ક્યાં અદૃશ્ય થઇ ગયાં છે તેની કોઇને ખબર પડતી નથી."

"તેમની શોધમાં આપણાં માણસો ગયાં છે કે નહિ?"

"સરદાર બહાદુરે ઘણાં માણસોને શોધમાં રવાને કર્યાં છે; છતાં હજી સમાચાર નથી. પ્રભુ જાણે કે તેમના સમાચાર ક્યારે મળશે?"

"કુમાર! દિલગીર ન થા. વિજય-વસંત બહાદુર છે. મારો આત્મા કહે છે કે તેઓ તને થોડા દિવસમાંજ નોત્તમનગરમાં મળશે."

"કનક-કમળા પણ ગૂમ થયાં છે." બન્સીએ જણાવ્યું.

"તે હું જાણું છું. આજે મારો એક માણુસ નોત્તમનગરથી આવ્યો છે ને તે ખબર લાવ્યો છે કે કનક અને કમળા પ્હાડસિંહના પંજામાં ફસાયાં છે."

"હેં! શું આ સત્ય વાત છે?"

"હા, દુષ્ટ દુર્જનસાલ કમળા સાથે લગ્ન કરવાની અધમ ઇચ્છા ધરાવે છે. જો તે માનશે તો કનક છૂટશે; નહિ તો બન્નેને ગરદન મારવામાં આવશે." સાધુએ જણાવ્યું.

"ખરેખર આ સમાચાર ઘણા ભયંકર છે. જો એમ હોય તો મારે કાલે જ નોત્તમનગર જવું જોઇએ."

"હા, તારી હાજરીની ત્યાં ઘણી જરૂર છે."

"હું જરૂર કાલેજ રવાના થઇશ."

આવી રીતની વાતો કર્યા પછી બીજી ઘણી વાતો થઇ. વાતો ને અંતે બન્સીએ ફરીથી રમણુ અને તેની માતાની ભલામણ કરી. પેલા વૃદ્ધ રખવાળને પણ ત્યાં મહારાજાની સેવામાં રાખ્યો. બાદ સમય થતાં સૌ પોત પોતાના શયન સ્થાને જઇ સૂતાં. સંન્યાશી મહારાજ શીવાલયની અંદર ગયા. બન્સી બહાર મેદાનમાં સૂતો. અજવાળી રાત્રિ હતી. સર્વત્ર રૂપેરી ચંદ્રિકા પથરાઇ રહી હતી. ધવલ ચંદ્રિકા સૃષ્ટિને શોભાવી રહી હતી. ઘણીવાર થઇ પણ બન્સીને નિદ્રા આવી નહિ. તે પથારીમાં બેઠો થઇ આસપાસ જોવા લાગ્યો. તેના મનમાં કંઇ છૂપું દર્દ થતું હોય એમ જણાવા લાગ્યું. તે વારંવાર નિઃશ્વાસ નાખવા લાગ્યો. જેને જોવાને-મળવાને બન્સીકુમાર નોત્તમનગરથી આટલે દૂર સુધી આવ્યો હતો, તે સુધાસુંદરીનાં દર્શન નહિ થવાથી તેનું હૃદય મુંઝાતું હતું. સુધાસુંદરીને આ સ્થાનમાં નહિ જોવાથી

બન્સીનું હૃદય અનેક પ્રકારના વિચાર સમૂહમાં ગોથાં ખાવા લાગ્યું. આવતાંની સાથે જ તેણે સુધાના વદન કમળનું દર્શન કરવાને આંખ્યો ચારે તરફ ફેરવી હતી. પોતાની પ્રેમ પ્રતિમાને નહિ જોવાથી તેને ઘણું દુઃખ ઉત્પન્ન થયું. તેની જીભ સુધાના નામનો ઉચ્ચાર કરી રહી હતી. થોડીવાર વિશારવશ રહી બન્સી મન સાથે બોલવા લાગ્યો, "શું મારી સુધા આ સ્થળે નહિ હોય? શું મહારાજાએ તેને અન્ય સ્થળે તો નહિ રાખી હોય? ના, તે અન્ય સ્થળે શામાટે જાય? મહારાજા અને મહારાણી તેને પોતાની પુત્રી પ્રમાણે અત્યંત પ્રેમથી ચાહે છે; એટલે બીજે રહેજ નહિ. અરેરે! જેને મળવા–જેના દિવ્ય દેદારનાં દર્શન કરવા ઘણા દિવસે આવ્યો; તે દિવ્ય સુંદરીનું મને મિલન થયું નહિ. તે મને મળવાને પણ કેટલી વ્યાકુળ હશે? સવારમાં મારે જવાનું છે. સુધાને ફરીથી ક્યારે મળાશે? આમ આત્મગત બોલતો બન્સી વ્યાકુળ ચિત્તે બેસી રહ્યો.

આ અરસ્સામાં એક કૌતક થયું. તે જે સ્થળે બેઠો હતો, તેની પાછળની બાજુએથી એક કંથાધારીણી દિવ્ય રમણી એકાએક ત્યાં ચાલી આવી અને બન્સીની પાછળ આવી ઉભી રહી. બન્સીને તેના આવવાની કંઇ ખબર પડી નહિ. તે બિચારો તો અત્યારે શોક સમૂહમાં ડુબેલો હતો.

તેની પાછળ ઉભેલી રમણીએ થોડીવાર શાન્તિથી ઉભા રહ્યા પછી પોતાનો હાથ ઉંચો કર્યો. હાથ ઉંચો થતાં તે રમણીના કરકમળમાં શોભી રહેલી બંગડીઓનો અવાજ થયો. બન્સી ચમક્યો. તેણે પાછળ જોયું. એક રૂપલાવણ્યમયી લલનાને ઉભેલી જોઇ. રાત્રિના સમયે દિવ્ય રમણીને જોતાંજ બન્સી સ્તબ્ધ બન્યો. તે અનીમેષ દૃષ્ટિએ જોઈ રહ્યો. તેના મનમાં જોગણી–ભૂત વગેરેની કલ્પના થવા લાગી. બન્સી ઘણીવાર સુધી કંઇ પણ બોલી શક્યો નહિ. રમણીને મનમાં હસવું આવ્યું. તે ધીમેથી બોલી "બન્સીલાલ"

મધુર મોહક અવાજ કાનપર પડતાં બન્સી સાવધ થયો અને

આ મનુષ્યજ છે એમ તેની ખાત્રી થતાં વિનયી શબ્દે બોલ્યો, "દેવી! તમ કોણ છો?"

"શું તમે મને હજી પણ ઓળખી શકયા નથી?"

"ના."

"તમે પોતાનાં ઓળખીતાં માણસોને આવી રીતે થોડીવારમાં ભૂલી જશો; તો બીજાં કામ કેવી રીતે કરી શકશો?"

"દેવી! કંઈક ચિંતાથી મારૂં મન વ્યાકુળ બનેલું છે. મેં તમારો અવાજ ઓળખ્યો છે. તમારા અવાજપરથી જાણી શક્યો છું કે તમે રાજકન્યા રમાદેવી છો."

"હા, હું રમા પોતેજ."

"અહિં કેમ આવવું થયું છે?"

"તમારી ખબર કાઢવા."

"મારી ખબર કાઢવા?" બન્સીએ આશ્ચર્યથી તેના સામે જોઈ પૂછયું.

"હા."

"મને શું થયું છે કે જેથી મારી ખબર કાઢવાની આપને તકલીફ ઉઠાવવી પડી?"

"તમે આ કુમારીપ્હાડપર આવ્યા છો; તેથી અમારા અતીથી થયા છો. અહિં આવનારાઓની સંભાળ રાખવાનું મારે માથે છે."

"ખરેખર તમે દયામયી છો."

"બન્સીલાલ! તમે પ્હાડી મુસાફરી કરી છે; છતાં આશ્ચર્ય પામું છું કે તમે હજી નિદ્રાધિન થયા નથી."

"દેવી! એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇ નથી. જે સુખી હોય છે; તે સુખેથી શાન્ત નિદ્રા લઇ શકે છે; પણ જે દુઃખી છે; જેનું ચીત્ત વ્યાકુળ છે તેનાથી નિંદ્રા દૂર ભાગે છે."

"ત્યારે શું તમે દુઃખી છો?"

" તે સિવાય હું શા માટે હજી સુધી જાગૃતાવસ્થામાં બેસી રહું ? "

" તમને શું દુઃખ છે ? "

" કંઇ કહેવાની વાતજ નહિ. "

" પણ જણાવો તો ખરા ? "

" તેથી ફાયદો શું ? "

" આ કુમારી શિખરપર આવેલા દુઃખીનું શ્રીભવાની માતા કષ્ટ દૂર કરશે. "

" તમારી આશિષ સફળ થાવ. "

" હવે તમારૂં કષ્ટ જણાવો ? "

" હું શું કહું ? દેવી ! મારા હૃદયની વાત જાહેર કરતાં મને સંકોચ ઉત્પન્ન થાય છે. "

" ઠીક...હું તમારૂં કષ્ટ સમજી ગઇ. " રમાસુંદરીએ હસ્તાવદને કહ્યું.

" દેવી ! દુઃખીની મશ્કરી કરવી આપને યોગ્ય નથી. " બન્સીએ કહ્યું.

" હું સત્ય જ કહું છું. "

" શું તમે મારૂં આંતરીક કષ્ટ સમજી ગયાં છો ? "

" હા. "

" ત્યારે જણાવો કે મને અત્યારે કેવું કષ્ટ ઉત્પન્ન થઇ રહ્યું છે ? ".

" તમે સુધાસુંદરીને મળવાની ઇચ્છાથી અહિં આવ્યા છો, અને તેને નહિ જોવાથી વ્યાકુળ બન્યા છો કેમ નહિ વારૂ. ? "

" ખરેખર તમે સમજી ગયાં છો. "

" તમે આવ્યા તે વખતે તમારી આંખ્યો ચારે તરફ ફરતી હતી અને એથી હું સમજી ગઇ હતી કે તમારી આંખ્યો સુધાને શોધી રહે છે કેમ ખરૂં કે નહિ ? "

" તદ્દન ખરૂં. "

"તમારે સુધાને મળવું છે?"

"મારૂં હૃદય સમજો છો, છતાં આવો પ્રશ્ન કેમ પૂછો છો?"

"ત્યારે ઉભા થાવ અને આ શિવાલયની પાછળની બાજુએ મહાકાળીનું મંદિર આવેલું છે, તેમાં તમારી સુધા છે; જાઓ, ત્યાં જઇ તેને મળો."

"મહાકાળીના મંદિરમાં તે અત્યારે શું કરતી હશે?"

"નાત્તમનગરની રાજગાદી પર જ્યાં સુધી મહારાજા સમરસિંહ બિરાજે નહિ; ત્યાં સુધી તમારી સુધાએ એકવાર ભોજન કરી દરરોજ રાત્રિએ મહાકાળીની પૂજા કરવાની પ્રતિજ્ઞા કરી છે."

"ધન્ય છે તે સ્વદેશભક્ત રમણીને?" કહી બન્સી ઉભો થયો અને રમાએ બતાવેલા મંદિર તરફ ચાલ્યો. રમા થોડીવાર તેની પાછળ જોઇ રહી અને પછી પોતાના સ્થાને ચાલતી થઇ.

બન્સી થોડીવારમાં દેવીના મંદિરે આવ્યો. દેવીનું મંદિર શિવાલયથી થોડેક દૂર પાછળની બાજુએ આવેલું હતું. મંદિરમાં સામા ગોખલામાં મહાકાળીની મૂર્તી આવેલી હતી. ઘીના દીપકો ઝગહળી રહ્યા હતા. સુધાસુંદરી દેવીના સામે આસનપર ધ્યાનસ્થ અવસ્થામાં બેઠેલી હતી. તેનો દેખાવ અત્યારે અવર્ણીય હતો. તેનું માથું ખુલ્લું હતું. રેશમ જેવા કૃષ્ણ કેશ પૃષ્ટ ભાગપર પથરાઇ રહ્યા હતા. કપાળમાં કુમકુમની આડ કરેલી હતી. તેનું ધ્યાનસ્થ મુખમંડળ ઉજ્વલ તેજથી પરિપૂર્ણ ભાસતું હતું. ભ્રમર વિનંદિત અને આંખ્યો મિંચાએલી હતી. ભ્રયુગલ પીંછીથી ચિત્રેલું જ હોયને એમ સુંદર વક્રભાવથી કપાળને શોભા આપતું હતું. તેના બન્ને ઓઠ લાલ અને પાતળા હતા. બન્સી આંખ્યોનો એક પણ પલકારો માર્યા વિના આ સર્વાંગ સુંદરીને જોઇ રહ્યો. બન્સીએ જે ભાવ કદી પણ અનુભવ્યો નહોતો, તે ભાવના આજ તેનું હૃદય અનુભવવા લાગ્યું. જુવાનીના આરંભમાં પહેલવહેલા પ્રેમના દુર્દમનીય વેગથી તેનું આખું શરીર કંપાયમાન થવા લાગ્યું.

બન્સીલાલ ઘણીવાર સુધી આવી અવસ્થા અનુભવી રહ્યો. સુધાની બાજુના ખૂણામાં ઉભો રહી રમણીના મનહર વદનની સામે તે નિહાળી રહ્યો હતો. બાદ થોડીવારે સુધાએ આંખો ઉઘાડી બે હાથ જોડી દેવીને શીર નમાવી પ્રાર્થના કરી અને રોજના નિયમાનુસાર સ્વદેશના ઉદ્ધારને અર્થે વિનંતી કરી. રમણીની દેશ પ્રત્યેની ભાવના જોઇ બન્સી આનંદ પામ્યો. એ અરસામાં જ સુધાની તેની તરફ દ્રષ્ટિ પડી. રાત્રિના સમયે પુરૂષને દેવીના મંદિરમાં ઉભેલો જોઇ તે આશ્ચર્ય પામી અને કંઇક ગભરાઇ પણ ખરી. બન્સી તેનો ગભરાટ પારખી તેની નજીક આવી બોલ્યો, "રમણી! ગભરાશો નહિ. આ પવિત્ર સ્થાનમાં અપરિચિત પુરૂષ ભાગ્યે જ આવવાની હિંમત કરી શકે."

સુધા તેને ઓળખી આનંદ પામી બોલી "આપ ક્યારના પધાર્યા છો ?"

"મને આવ્યે બહુ વાર થઇ નથી."

"આ શિખર પર ક્યારનું આગમન થયું છે ?"

"સાયંકાળે."

"નૌત્તમનગરથી પરભાર્યા આવ્યા છો ?"

"ના, સરદારની છાવણીમાંથી અહિં આવ્યો છું."

"ત્યારે તો સરદાર બહાદુરની મુલાકાત થઇ હશે ?"

"હા."

"તમને આ મંદીરનું સ્થળ કોણે બતાવ્યું ?"

"રમાકુમારીએ. દેવી ! શું તમે રાત્રિ દિવસ અહિં જ રહો છો ?"

"હા, જ્યાં સુધી માતૃભૂમિનો ઉદ્ધાર થયો નથી; ત્યાં સુધી આ સ્થળે જ રહેવાનો મેં નિશ્ચય કર્યો છે. લ્યો હવે આ આસન પર બિરાજો." કહી સુધાએ એક પાટલાપર બન્સીને બેસવાનું સૂચન કર્યું. બન્સીએ આસન પર સ્થાન લીધું. સુધા તેની સામે બેઠી અને બોલી, "મારા પિતાજી ખુશીમાં છેને ?"

"હા."

"નોત્તમનગરના નિવાસ દર્મિયાન કોઈ દિવસ આ સુધા યાદ આવતી હતી કે ?"

"સુધા, જીવનાત્મા! શું કહું? તમે યાદ આવતાં કે નહિ તે હું કહી શકતો જ નથી. આ બન્સી સુધાના સ્નેહે કરીને જ આનંદથી તેનું કર્તવ્ય બજાવી રહ્યો છે. દેવી! તારા વિયોગથી જો કે અસહ્ય દુઃખ ઉત્પન્ન થાય છે; પણ દેશના કાર્યની આગળ તારા વિયોગને સહન કરૂં છું."

"સાચા દેશભક્તનું એજ કર્તવ્ય છે. વારૂં કહો હવે કે ત્યાં જઈ આપે અને મારા પિતાએ શું શું કામ કર્યું ?"

બન્સીએ નોત્તમનગરની તમામ વાત કહી સંભળાવી. સુધાનું મુખ પ્રફુલ્લ જણાયું. પણ બન્સી સવારમાં જનાર છે જાણી તેનું મુખ કંઇક કરમાયું. તે બોલી, "શું સવારમાં જ જવાનું નિર્માણ થયું છે?"

"હા, તે સિવાય છૂટકો નથી."

"વસંત-વિજય-કનક-કમળાના સમાચાર કંઇ મળ્યા?"

"ના, હવે તેમની શોધમાં જ ધ્યાન આપવાનું છે."

"રાણીના, રાજ્ય અમલની હવે ક્યારે સમાપ્તિ થનાર છે?"

સુધાના આ પ્રશ્નનો જવાબ બન્સીએ ઘણા જ ધીમા અવાજે આપ્યો. સુધા તેના એ વિચારને સંમત થઇ. આ પછી અનેક પ્રકારની આનંદમય વાતો બન્ને વચ્ચે થઇ. બન્સીએ રમણ અને તેની માતાની વાત કહી તે બન્નેની સંભાળ રાખવાનું સૂચવ્યું. વાતોમાં ને વાતોમાં ઘણો સમય વિતી ગયો, મોટું મળસકું થવા આવ્યું. બન્ને વચ્ચે ઘણી મધુરી વાતો થઇ અને તેથી બન્નેના આત્મા અતી પ્રસન્ન થયા. મોટું મળસકું થએલું જાણી બન્સી બોલ્યો, "બાળા! વાતોમાં વખત પાણીના પૂરની માફક વહી ગયો. પ્રભાત થવા આવ્યું. આપણા વિયોગનો વખત નજદીક આવ્યો." આમ બોલતાં બન્સીનું મુખ ઉતરી ગયું.

સુધા તેના હૃદયનું દુઃખ પારખી બોલી, "આપણો વિયોગ ક્ષણીક છે. સ્વદેશના ઉદ્ધાર પછી આપણે સદાએ સાથે રહેવાનું છે. માટે આ વિયોગનો થોડોક વખત સ્વદેશના કાર્યમાં પૂર્ણ કરો. માતા ભવાનીની કૃપાથી હવે ટુંકમાં જ આપણને વિજય મળશે."

"હા, આ વખતે વિજય આપણને જ મળશે. વિજયનાં શુભ ચિન્હ સર્વત્ર નજરે પડે છે. સુધા! મારી એક ઇચ્છા છે?"

"શું?"

"ઘણા દિવસે મળેલી પ્રેમ પ્રતિમાને હૃદયદાન દેવાની મારી અત્યંત ઇચ્છા છે." આમ બોલતાં બન્સીનું મુખ લાલચોળ થઇ ગયું. સુધા પણ શરમાઇ. પણ તત્કાળ શરમને અલગ કરી તે ગંભીર મુખે બોલી, "તમે દિવાના તો નથી બન્યાને?"

"તમારાં દર્શન કર્યાં છે ત્યારથી જ દિવાનો બન્યો છું. આવા મનહર સૌન્દર્યપર દરેક દિવાના બને તો હું કેમ ન બનું?"

"રૂપપર દિવાના બનવું એ બહાદુર માણસોને શોભે નહિ. કુમાર! તમારી આ ઇચ્છા મારે બળાત્કારે અસ્વીકાર કરવી પડશે. તમારી આ ઇચ્છામાં ધર્મભંગ થાય એમ છે?"

"આમાં ધર્મભંગ શું?"

"આપણાં લગ્ન થયાં છે?" સુધાએ પ્રશ્ન કર્યો.

"આંતરીક લગ્ન થઇ ચૂક્યાં છે; લૌકિક લગ્ન થવાનાં બાકી છે, સુધા! તું હજી આવીને આવી રહી. આપણું જ્યારે જ્યારે મિલન થાય છે; ત્યારે તું મને આવી રીતે ટળળાવી-બનાવે છે. આ પ્રેમીની રીત નહિ."

"પ્રેમના પૂર્ણ પરીક્ષક હોવાનો હું દાવો કરતી નથી. મારૂં પ્રેમ પાત્ર; મારો આધાર પ્રાણ જે કહું તે તમેજ છો."

"ત્યારે આ તમ હૃદયને શા માટે વધુ તપ્ત કરે છે?"

"કાર્યની સિદ્ધીને અર્થે."

"શું કાર્ય કરવાનું છે?"

"માતૃભૂમિનો ઉદ્ધાર."

"તે થશે."

"તો પછી આપની ઇચ્છા પણ સફળ થશે. બન્સીકુમાર! મેં પ્રતિજ્ઞા કરી છે કે જ્યાં સુધી આપણી ભૂમિનો જાલીમ જુલ્મીઓથી ઉદ્ધાર થયો નથી; ત્યાં સુધી મારા બન્સીને પણ મારે સ્પર્શ કરવો નહિ. કારણ કે દુનિયાંમાં વ્હાલામાં વ્હાલી ચીજની પ્રતિજ્ઞા કરવાથી જલ્દી ફળસિદ્ધિ થાય છે. એથી મેં આવી પ્રતિજ્ઞા કરી છે. દેવ! આ પ્રતિજ્ઞા હવે ટુંકમાં પૂરી થશે. તમે આવા વિચાર અત્યારે દૂર કરો. મારી પ્રત્યે જે પ્રેમ નજરે અત્યારે જોઈ રહ્યા છો; તે નજર દેશની દુઃખી દશા તરફ ફેરવો. જે હૃદય મને આલીંગન આપવા ઇચ્છે છે; તેને દેશની દશા સુધારવા તરફ વાળો, અને હૃદયમાં દેશનો ઉદ્ધાર કે મરણનો મહામંત્ર જપો. દેવ! પ્રાણાધાર ઉઠો, પ્રાતઃકાળ થવા આવ્યો છે; કમ્મરે લટકતી તલ્વારને હાથમાં પકડો, તેને વંદન કરો અને જુલ્મીઓનું અવસાન આણવા રણમયદાનમાં ગમન કરો. પ્રાણ! પ્રભુ! જાઓ. ફત્તેહ કરો; ઇચ્છિત પૂર્ણ થતાં આ સુધા તમારી દરેક ઇચ્છાઓ પૂર્ણ કરશે; સંસારમાં સ્વર્ગ સુખનું ભાન કરાવશે."

સુધાના આ શબ્દોએ બન્સીને વિજળી જેવી અસર કરી. તે ઉભો થયો અને પ્રેમાશ્રુ વરસાવતાં બોલ્યો, "દેવી! મનોરમા! જાઉં છું. તારી ઇચ્છા પૂર્ણ કરીશ. દેશના ઉદ્ધારમાં મરવું પડશે તો મરીશ. સુધા! જાઉં છું, જતાં પહેલાં મારી આ એક બીજી ઇચ્છા પૂર્ણ કર?"

"ખુશીથી જણાવો?" સુધાએ હસીને કહ્યું.

"નૌત્તમનગરમાં આવેલા એક સોદાગર પાસેથી મેં તારે માટે એક મોતીની માળા ખરીદી છે તેને તું તારા કંઠમાં ધારણ કર."

"લાવો."

બન્સીએ મોતીની માળા અતી આનંદથી સુધાના કરમાં મૂકી. સુધાએ પહેરી. બન્સી જોઇ રહ્યો, પ્રસન્ન થયો. અંતે તેણે કહ્યું, "ત્યારે હવે મને વિદાય આપો."

સુધાએ અતી પ્રેમથી બન્સી તરફ જોયું. તેનું હૃદય દ્રઢ હતું; પણ આ વિયોગના અવસરે તેનું હૃદય દ્રવ્યું. તેની આંખ્યોમાં અશ્રુ ઉભરાયાં. તે ગદ્દગદીત કંઠે બોલી, “ પ્રભુ ! પધારો; માતા મહાકાળી તમારૂં રક્ષણ કરો. ”

“ દેવી ! જાઉં છું ? ” પુનઃ બન્સીએ સજળ નયને કહ્યું.

“ હા, પધારો; દેશનો ઉદ્ધાર કરી સત્વરે આવી મળો. ”

બન્સી અન્ય કંઇ બોલવા મુખ ઉંચું કરે એટલામાં તો રમાદેવી હસતી હસતી ત્યાં આવી ઉભી રહી. તેણે બન્નેને આશિષ આપી. બાદ બન્સી બન્નેની આજ્ઞા લઇ માતા મહાકાળીને પ્રણામ કરી બહાર નીકળી સાધુ મહારાજ; મહારાજા સમરસિંહ વગેરેને મળી થોડીવાર કંઇક સલાહ મસલત કરી જવાને તૈયાર થયો. તેની સાથેના બે સરદારો પણ તૈયાર થયા. બન્સી-રમણ અને તેની માતા પાસે ગયો. બન્ને તેને જતો જોઇ ગદ્દગદીત થયાં. તેમને જલ્દી આવી મળવાનું કહી બન્સી સર્વની રજા લઇ કુમારી શીખરપરથી ચાલ્યો અને પ્રભાતના દ્વિતીય પ્રહરે છાવણીમાં આવી ભુજંગસિંહને મળ્યો. બન્સી સાંજ સુધી છાવણીમાં રોકાયો અને પછી ભુજંગસિંહ-રણમલ-સુંદરસિંહની રજા લઇ તેના માણસો સાથે નૌત્તમનગર તરફ જવા વિદાય થયો.

---

## પ્રકરણ ૬ ઠું.

### કમળાનું નગરમાં ગમન.

“ કમળા ! આજે તારે મારાથી વિખુટું પડવાનું છે. ” કનકે ગમગીન ચ્હેરે કહ્યું.

“ કેમ ચારૂ ? મારે ક્યાં જવાનું છે ? ” કમળાએ પૂછ્યું.

“ આજે નીમકહરામ સરદાર દુર્જનસાલની પાસે તને લઇ જવાની છે. ” કનકે જણાવ્યું.

" શું આજેજ ? "

" હા. "

" તમે આ ખબર કેવી રીતે મેળવી ? "

" અહિંના માણુસોની વાતપરથી. અત્રેના જંગલી લોકોનો સરદાર થોડીવારપર તેનાં માણસોને કહેતો હતો કે, આજે પ્હાડસિંહ સરદાર આવનાર છે અને પેલી કેદી છોકરીને નગરમાં સરદાર બહાદુરની પાસે લઇ જનાર છે. કમળા ! તારે અને મારે હવે છૂટું પડવું પડશે. હા ! હું શું કરૂં ? હું તારૂં રક્ષણ કરી શકતો નથી. પાપીઓની પ્રપંચ જાળમાં પકડાયો છું, હાથે–પગે દોરડાથી બંધાએલો છું. હા ! શું કરૂં ? " કનકે નિઃશ્વાસ નાખ્યો. કમળા થોડીવાર મૌન રહી બોલી, " કુમાર ! શોક શાને કરો છો ? શોક કરવાથી કંઈ પણ વળનાર નથી. આપણે હાલ દુષ્મનોથી ઘેરાએલાં છીએ. આપણે કંઇ પણ કરી શકવાને હાલ શક્તીવાન નથી. માટે આપણીપર જે કષ્ટ આવી પડે તે આપણે હિંમતથી સહન કરવું જોઇએ. સત્યનો સ્હાયક શ્રીહરી છે એમ શાસ્ત્રો અને વિદ્વાનો પોકારીને કહે છે. મારી શ્રદ્ધા છે કે આપણા કષ્ટને અંતે આપણું કલ્યાણ છે. માટે સ્વસ્થ થાઓ. હિંમત ધરો અને જે થાય એ જોયા કરો." કમળાએ આશ્વાસન સૂચક શબ્દો સંભળાવ્યા.

કનક મૌન રહ્યો. પ્રાતઃકાળનો સમય હતો. સૂર્ય ભગવાન જગતને શોભાવી રહ્યા હતા. સંસાર સુવર્ણ સમાન શોભી રહ્યો હતો. બહાર પૂર્ણ પ્રકાશ પથરાએલો હતો, પણ જ્યાં કનક અને કમળાને રાખવામાં આવ્યાં હતાં, ત્યાં પ્રકાશનું નામ નિશાન નહોતું. પ્રકાશને માટે અંદર દીપક બળી રહ્યો હતો. તે પણ આ બન્ને કેદીઓની દયાજનક દશા નિરખતાં ઓલવાઇ જવાની અણીપર હતો.

કનકના હાથે પગે દોરડું બાંધેલું હતું. કમળા છૂટી હતી. કમળા કનકને બાંધેલું દોરડું છોડે નહિ તે માટે જંગલી લોકો રાત્રિ દિવસ વારંવાર અંદર આવી ખબર કાઢી જતા. કનક અને કમળાને આ

સ્થળે આવી રહે આઠેક દિવસ થવા આવ્યા હતા. જંગલી લોકો તરફથી તેમને બે વખત ખાવાનું મળતું. સઘળા જંગલી લોકોમાં જે સરદાર પદે હતો; તે કંઇક સમજવાન અને દયાવાન હતો. રાજા દુર્જનસિંહના રાજ્ય અમલથી તે રાણી કળાવતીના અમલ દર્મિયાન ઘણા કેદીઓને આ ગયબી ગુફામાં લાવીને રાખવામાં આવ્યા હતા; અને તે લોકોની ઉપર આ જંગલીઓ ઘણો ત્રાસ વર્સાવતા. પણ કનક અને કમળાનાં ભવ્ય વદન, તેમના શબ્દો વગેરેથી વિચારશીલ સરદાર એટલું તો સમજ્યો હતો કે આ બન્ને જણ કોઇ ઉત્તમ કુળનાં છે. સરદારે કેટલીકવાર કનક–કમળા સાથે થોડી થોડી વાતચિત પણ કરી હતી. આથી તે સરદારના મનમાં કંઇક કરૂણા ઉત્પન્ન થઇ હતી. તેણે પોતાનાં માણસોને હુકમ આપ્યો હતો કે કોઇએ પણ બન્ને કેદીઓને દુઃખ ઉત્પન્ન થાય એવું કરવું નહિ.

આથી કનક અને કમળા જંગલીઓના ત્રાસથી મૂક્ત હતાં. આજે પ્હાડસિંહ સરદાર આવનાર હોવાથી સઘળા જંગલી લોકો સાફસુફ કરવાના કાર્યમાં રોકાયા હતા. ગુફાની અંદર ઓરડામાં કનક અને કમળા ગમગીન ચ્હેરે બેઠાં હતાં. થોડીવાર શાન્ત રહ્યા પછી કનકે કમળા પ્રત્યે કહ્યું, " કમળા ! આજે હું મારૂં બળ પાપીઓને બતાવનાર છું. જ્યાં સુધી હું જીવતો છું ત્યાં સુધી તમને હું લઇ જવા દેનાર નથી. તમે મારૂં બંધન છોડી નાખો. "

" કોઇ આવી ચડશે તો ? " કમળાએ પૂછ્યું.

" જોઇ લેવાશે. "

કમળાએ કનકને બાંધેલું દોરડું છોડી નાંખ્યું. કનક ઉભો થયો અને આસપાસ ફરી હથીઆર ખોળવા લાગ્યો, પણ તેને કંઇ હાથ લાગ્યું નહિ. આથી તે નિરાશ થઇ કમળાની પાસે આવી બેઠો. કમળાએ દયાદ્ર નજરે તેની તરફ જોઇ કહ્યું, " કનકકુમાર ! તમે મારી એક વાત કબુલ કરશો ? "

" તમારી દરેક વાત સાંભળવા અને કબુલ કરવા હું બંધાએલો છું. " કનકે કહ્યું.

" ત્યારે તમે મારી એક વાત ધ્યાનપૂર્વક સાંભળો. કુમાર ! આ જગતમાં તમારા જેવું મને કોઇ પણ પ્રિય નથી. તમે મારૂં સર્વસ્વ છો. હું તમારા સુખે સુખી અને દુઃખે દુઃખી છું. તમે મારા લીધેજ આ દુઃખ દાવાનળમાં આવી ફસાયા છો. હવે તમારે અને મારે વિયોગનો સમય સમિપ આવતો જાય છે. હમણાં પાપી પ્હાડસિંહ મને લઇ જવા આવશે. તે પહેલાં મારે તમને કહેવાનું એજ કે મારા જવાથી તમે કંઇ પણ શોક કરશો નહિ. હું મારો ધર્મ બરાબર સમજું છે. ધર્મના રક્ષણાર્થે પ્રાણ આપતાં પણ પાછું પગલું ભરીશ નહિ. વળી આ તમારી કમળા દુઃખપર દુઃખ પડવાથી ઘણી દ્રઢ થઇ છે. દુઃખમાં કેમ વર્તવું તે હું સમજું છું. માટે તમે કંઈ પણ સાહસ નહિ કરતાં પ્હાડસિંહ આવે ત્યારે શાન્ત રહેજો. મારી તમને એજ વિનંતી છે. "

" શું હું શાન્ત રહું ? મારી નજરે તમને લઈ જાય એ જોયા કરૂં ? " કનકે કહ્યું.

" હા, અત્યારે તેમ કર્યા વિના છૂટકો નથી. સમયને માન આપવું જોઇએ. સાહસમાં પ્રાણહાની સિવાય બીજું કંઇ પણ વળનાર નથી. જીવતો નર ભદ્રા પામશે. જીવતા રહેવાથી અનેક કાર્ય થઈ શકશે અને મારા છૂટકારાને માટે પણ પ્રયત્નો કરાશે. "

કમળાનું કહેવું કનકને પસંદ પડ્યું નહિ. તે સાહસીક–બહાદુર હતો. દુશ્મનો સામે લઢીને મરવાનું પસંદ કરનાર હતો. તેને આવી વાત કેમ ગમે ?

તે ગુસ્સાથી લાલચોળ થએલા મુખે બોલ્યો, " કમળા ! પ્રિયદેવી ! આજે તું આવા નિર્માલ્ય શબ્દો કેમ સંભળાવે છે ? ક્ષત્રિયને પ્રાણ કરતાં પોતાની પ્રતિષ્ઠા અમૂલ્ય છે. જીવતો નર ભદ્રા પામશે એ સિદ્ધાંત નામર્દને માટે છે. જ્યાં સુધી મારા શરીરમાં શોણીતનું એક

ટીંપું રહેશે ત્યાં સુધી હું તારૂં રક્ષણ કરીશ. જીવનપ્રભા! મરણ દરેકને માથે છે. મારા જીવતાં પ્હાડસિંહ તને લઇ જાય તે મને કલંકરૂપ છે. આ કનક સિંહનો બાળ છે.

શત્રુ સુવારીશ ભૂ પરે, હિંમત મનથી ધાર,
વૈર ન વાળું સર્વનું, વૃથા જન્મ જાનાર.
ધર્યો અવતાર અવનીમાં, ભયંકર શત્રુઓ માટે,
દગાનું વૈર લેવાનો, હવે હું શીરને સાટે.

આપણું સર્વસ્વ નાશ કરનાર અને પૂણ્યાત્માઓને પીડનાર દુષ્મનોને જડમૂળથી ઉખેડવા હું ઝેરની આગ વરસાવીશ. મારા સમસ્ત શરીરમાં ભયાનક આગ સળગી રહી છે. તેમાં આપણા તમામ શત્રુઓ ભષ્મીભૂત થઇ જશે." આમ બોલતો કનક આવેશથી ઉગ્ર દેખાવા લાગ્યો.

તેને શાન્ત પાડવાનો પ્રયત્ન કરતી કમળા બોલી, "આ તમારી ખોટી હઠ છે."

"નહિ, મારી આ રાજહઠ મારી કીર્તિને વધારનારી છે."

"આ હઠમાં પ્રાણ જશે."

"પરવાહ નહિ. પ્રાણ જશે તો શુભકીર્તિ જગતમાં ગવાશે અને મરણ પછી વૈકુંઠમાં જવાશે."

"પછી આ કમળાનું શું થશે?"

"તેને પણ સ્વર્ગમાં મળાશે."

"શું આપનો આ નિશ્ચયજ છે?"

"હા."

"લાચાર છું. કુમાર! મારૂં હૃદય ભષ્મ થાય છે. મારી છેવટની વિનંતિ સ્વીકારો. હું તમારે પગે પડીને કહું છું કે મારી વાત માન્ય કરો." કમળા કનકના પગમાં પડી.

કનકનું હૃદય ભરાઇ આવ્યું. તે થોડીકવાર ચિત્રવત્ ઉભો રહી કમળાની તરફ જોઇ રહ્યો અને પછી કંઇક વિચાર આવતાં કમળાનો

કર પકડી બોલ્યો, "દેવી! વીર તનયા થઇને મને આવો ઉપદેશ શા માટે આપી રહી છે? માનભંગ થયા કરતાં મરણ ઉત્તમ છે. આજે તારા મનમાં આ શો ફેરફાર? હું આશ્ચર્ય પામું છું."

"દેવ! એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇ નથી."

"કેમ?"

"મારી વાત વ્યાજબી છે. તમે જીવશો તો દેશનો ઉદ્ધાર કરી શકશો. મરણ પછી કંઇ પણ થઈ શકશે નહિ. તમારા મરણ પછી પાપીઓનો જુલ્મ વધશે અને નિર્દોષ જનોપર જાલીમ જુલ્મનો વરસાદ વરસશે. કુમાર! વિચારો, દુઃખીઆરી પ્રજાનો સઘળો આધાર તમારી પર છે; પ્રજા તમારી તરફ દીનવદને જોઇ રહી છે." આટલું બોલતાં કમળાની આંખ્યોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં.

કનકને કમળાનું કહેવું કંઇક ઉચિત જણાયું. શું કરવું અને શું ન કરવું ના વિચાર તેના હૃદયમાં થવા લાગ્યા. તે કંઇ પણ નિશ્ચય કરી શક્યો નહિ. પુનઃ કમળાએ પૂછ્યું, "મારી વિનંતિનો શું જવાબ આપો છો?"

"કમળા! હું શું જવાબ આપું? મને કંઇ પણ સમજ પડતી નથી; પણ ઉંડો વિચાર કરતાં મને તારૂં કહેવું સત્ય સમજાય છે; પરંતુ મારી હાજરીમાં દુષ્મનો તને લઇ જાય એ પણ મારાથી સહન કરી શકાતું નથી." કનકે જણાવ્યું. કમળા બોલવાને મુખ ઉંચું કરે; એટલામાં તો ગુફાવાશીયોનો સરદાર અંદર આવતો જણાયો. કનક અને કમળા સ્વસ્થ થઇ તેની તરફ જોઇ રહ્યાં. આવનાર સરદારે દીવા આગળ જઇ દીપકની વાટ સંકેલી દીપકને સતેજ બનાવી કમળા પ્રત્યે કહેવા માંડ્યું.

"છોકરી! ચાલ, ઉઠ ઉભી થા."

"મને ક્યાં લઈ જવી છે?"

"બ્હાર."

"શું કામ?"

"તારે આજે નૌત્તમનગર જવાનું છે. તને લેવાને પ્હાડસિંહ પાલખી લઇને આવ્યા છે."

"અને આમને ?" કમળાએ કનક તરફ હાથ લંબાવી પૂછ્યું.

"એને તો અહિંજ રાખવામાં આવશે."

"પછી શું કરશે ?"

"તે હું કેવી રીતે કહી શકું ? જો આ છોકરો રાજદ્રોહી ઠરશે તો તેને મ્હોતની સજા થશે."

"મને મારવાની સજા કરવાની તાકાત નૌત્તમનગરનાં શીયાળવાંમાં નથી."

કનકના શબ્દો સાંભળી સરદારને હસવું આવ્યું. તેણે મનમાં કનકનાં વખાણ કરી કમળા પ્રત્યે કહ્યું, "ચાલ, હવે તું ઉભી થા અને મારી સાથે બહાર નીકળ."

"સરદાર ! તમે કૃપા કરી બહાર ચાલ્યા જાવ અને કમળાને લેવા આવનાર સરદારને અંદર મોકલો." કનકે કહ્યું.

"કેમ તેનું શું કામ છે ?"

"નિર્દોષ જનોને ત્રાસ આપનાર તે અધમને રાજપૂત બળનો ચમત્કાર દેખાડવો છે."

"છોકરા ! તારા શબ્દો સાંભળી મને ઘણી નવાઇ લાગે છે. તું દુષ્મનોથી ઘેરાએલો છે, છતાં આવી રીતે બોલે છે તે સાંભળી મને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. શું તને તારો જીવ વ્હાલો નથી ?"

"પોતાનો પ્રાણ દરેકને વ્હાલો હોય."

"ત્યારે તું જીવ ખોવા જેવું કેમ બોલે છે ?"

"દગાબાજ અને સ્વદેશદ્રોહી શત્રુઓનો સંહાર કરવા હું પ્રાણની વધુ દરકાર રાખતો નથી."

"શું પ્હાડસિંહ દગાબાજ છે !"

"હા, તે પૂરો દગાબાજ અને સ્વદેશદ્રોહી છે. અરે નૌત્તમનગરનો મોટા સરદાર દુર્જનસાલ પણ મહા ભયંકર પાપી છે."

"હેં! શું તે પાપી છે? ના, હું માની શકતો નથી."

"સરદાર હું સત્ય કહું છું."

"ખાત્રી શી કે તેઓ પાપી છે?"

"તેની ખાત્રી આ પ્હાડ–ઝાડ–આકાશ–પૃથ્વી અને જગતની તમામ વસ્તુઓ આપશે. દુષ્ટ દુર્જનસાલે અને રાણી કળાવતીએ મહા ભયંકર કામ કરેલાં છે."

સરદાર સ્તબ્ધ બની વિચારમાં પડયો. તેને ગુફામાં આવે ઘણી વાર થએલી હોવાથી પ્હાડસિંહ તત્કાળ અંદર આવ્યો. પ્હાડસિંહની સાથે બીજા ચાર સિપાહીઓ પણ અંદર આવી ત્યાં ઉભા રહ્યા. પ્હાડસિંહે ગુસ્સાથી સરદારની તરફ જોયું. સરદાર વિચારમાં હોવાથી પ્હાડસિંહના ગુસ્સાની ખબર પડી નહિ. પ્હાડસિંહને જોતાં જ કનક ઉભો થઇ બોલી ઉઠયો, "કોણ નરપિશાચ પ્હાડસિંહ?"

"હા, પણ અરે! તું આમ તદ્દન છૂટો ક્યાંથી?" પ્હાડસિંહ વિસ્મય થયો. સરદાર પણ વિચાર વિસારી ચમક્યો. તેણે કનક તરફ જોયું.

તત્કાળ કનકે કહ્યું, "તારા જેવા પશુઓને પરલોક પહોંચતા કરવા ઇશ્વરે મને બંધનમૂક્ત કર્યો છે. પાપના અવતાર બોલ જવાબ આપ કે તારૂં શ્યામ મૂખ લઇ અહિં કેમ આવ્યો છે?"

"કમળાને નોત્તમનગર લઇ જવા આવ્યો છું."

"શુકુન જોઇને આવ્યો છે કે એમ જ?"

"તે તારે પૂછવાની કંઇ જરૂર નથી, ચાલ બાજુપર ઉભો રહે."

"મૂર્ખના સરદાર! મને બાજુપર ઉભા રહેવાનું કહેતાં શરમાતો નથી? આ કમળા કનકના જીવમાં જીવ છે ત્યાં સુધી તારી સાથે આવનાર નથી."

"છોકરા! તારા શબ્દો આગનો ભડકો વધુ તેજસ્વી બનાવે છે."

"તેમાં તું બળીને ભષ્મ કેમ થઈ જતો નથી."

પ્હાડસિંહ વધુ ઉશ્કેરાયો. તેણે સરદાર સામે જોઈ કહ્યું, "તમે આ રાજદ્રોહિના શબ્દો સાંભળો છો કે? સાંભળવા છતાં આમ મૂંગા ઉભા રહ્યા છો તેથી હું ઘણો દિલગીર થાઉં છું. તમારા વર્તનમાં પણ મને કંઇક ફેરફાર જણાય છે. સરદાર! આ છોકરાને સમજાવો, નહિ તો આ ક્ષણે જ તે મારા ક્રોધનો ભોગ થઇ મરશે."

સરદાર કંઇ બોલે એ પહેલાં તો પુનઃ કનક ગર્જી ઉઠયો, "બળનું ગૂમાન હોય તો સામે આવી જા અને પછી જોઇ લે કે પરલોકમાં કોને જવું પડે છે? જે બળવાન છે તે મુખથી બોલી જાણતા નથી પણ એક મર્દની માફક યુદ્ધ કરી તેનું બળ બતાવે છે. પ્હાડસિંહ આવ; આપણ બન્નેમાં બળવાન કોણ છે તે આ સરદારને દેખાડીએ. બોલ હિંમત છે?" કનકે પ્હાડસિંહ તરફ જોયું. પ્હાડસિંહ મૌન રહ્યો, તેણે કંઇ પણ જવાબ આપ્યો નહિ. છેવટે જંગલીઓના સરદારે કહ્યું, "છોકરા! ઉદ્ધતાઇ છોડી દે, પ્હાડસિંહની આજ્ઞાને તાબે થા."

"આ પ્રાણ છે ત્યાં સુધી હું મારા ગુલામની આજ્ઞા માનનાર નથી, તેમ તેના તાબે પણ થનાર નથી."

"અમારે બળ વાપરવું પડશે?" સરદારે કહ્યું.

"એતો હું પ્રથમથીજ જાણું છું અને તેથી તૈયાર થઇને ઉભો છું."

"તારો જીવ જશે?"

"સુખી થવાશે."

આ વખતે કનકકુમાર ગુસ્સાના આવેશથી દિવાનાં જેવો બની ગયો હતો. તેનું સર્વાંગ શૈર્યથી ધ્રુજતું હતું. આંખોમાંથી આગના તનખા ઝરતા હતા. તેના શૌર્યોત્તેજક શબ્દોથી પ્હાડસિંહ પણ દિગ્મૂઢ બન્યો અને શું કરવું શું ન કરવું ના વિચારમાં પડયો.

જંગલી લોકોના સરદારની પણ એવીજ અવસ્થા થઇ રહી હતી; છતાં પણ આ બહાદુર સરદાર કનકના શૌર્યની અને હિંમતની મનમાં પ્રશંસા કરવા લાગ્યો. વળી આ સાથે તે વિચાર પણ કરવા લાગ્યો

કે, "આ છોકરો અને છોકરી બહાદુર અને હિંમતવાન છે. તેઓના મુખપર જોતાં તેઓ બીનગૂન્હેગાર હોય એમ મને માલમ પડે છે. દુર્જનસાલે આ બન્નેને શા માટે પકડી મંગાવ્યાં હશે? છોકરાની બહાદુરી અને મર્દાનગીના શબ્દો સાંભળી મને આનંદ થાય છે. જોઉં છું કે શું થાય છે." આમ વિચારતા સરદારે કનક પ્રત્યે કહ્યું, "ભાઇ! તું આવી રીતે એકદમ અકળાઇ શા માટે જાય છે? વળી તું હથીઆર વિનાનો છે એનો તો વિચાર કર? હાથે કરી શા માટે મ્હોતને માગી લે છે?"

કનક બોલ્યો, "સરદાર! અન્યાયીઓના જાલીમ જુલ્મથી આખી દુનિયાં અકળાએલી છે અને મેંતો આ નરાધમોના અત્યાચાર મારી નજરે જોયા છે અને અત્યારે પણ જોઉં છું. શું એક રાજપૂત આવું હિનકાર્ય જોઇ શકશે? શું તે તેનો નિર્દોષના રક્ષણનો ધર્મ ત્યાગશે? શું તે તેની માત્રુ ભૂમિને લોહીથી ખરડાએલી જોઇ શકશે? શું અધમ અમલદારોના નિર્દોષ જનોપર ગુજરતા અમાનુષી અત્યાચારો જોઇ શાન્ત રહી શકશે? ના, ના, ખરો રાજપૂત; શુદ્ધ ક્ષત્રિય અને સાચ્ચો સ્વદેશભક્ત પ્રાણાંતે પણ એવું જોઇ શકેજ નહિ. તેતો માત્રુભૂમિના ઉદ્ધારમાં અને અત્યાચારી અમલદાર અગર રાજ્યકર્તાના સંહારને અર્થે પ્રાણાર્પણ કરતાં પણ પાછળ પગલું ભરેજ નહિ. સરદાર! અત્યારે તમારી આગળ જે નિઃશસ્ત્ર માણસ ઉભો છે; તે જો કે અત્યારે અસહાય છે, દુષ્મનોના પંજામાં ફસાએલો છે; પણ તે એક વીર છે, સિંહનું સંતાન છે. હથીઆર નથી તો શું થઇ ગયું? આ પ્હાડસિંહ હથીઆર બંધ છે. હથીઆર વિનાના મનુષ્યપર ઘા કરવો એ ક્ષત્રિય ધર્મની વિરૂદ્ધ છે; પણ આ ધર્મનું સૂત્ર આ પ્હાડસિંહ ગુલામ ક્યાંથી સમજી શકે? તેના તુખમમાં ફેર છે. તે રાજપૂત નથી પણ રાજપૂત નામ ધારી કંટક–નામર્દ–ગુલામ છે. હું..." કનક આગળ બોલે એ પહેલાજ પ્હાડસિંહે ક્રોધાયમાન થઈ પિસ્તોલનો બ્હાર કર્યો. અસાવધ કનકને ગોળી પડખામાં વાગી. ગોળી વાગતાં વાઘ ઉશ્કેરાઈ છલંગ

આરે એ પ્રમાણે કનક પ્હાડસિંહ તરફ દોડયો. પ્હાડસિંહ તેનું ઉગ્ર· સ્વરૂપ નિહાળી પાછો ખસ્યો. એટલામાંજ કનક જખમના લીધે અધ-વચ્ચ જમીનપર ટૂટી પડયો. તેને વાગેલા જખમમાંથી લોહી ધોધબંધ વહેવા લાગ્યું. કમળાની આંખ્યોએ પણ આવું દસ્ય જોઈ અંધારાં આવી ગયાં. તે કનકની પાસે બેસી ગઇ. પ્હાડસિંહ હસવા લાગ્યો. જંગલીઓના સરદારથી પ્હાડસિંહનું આવું દુષ્કર્મ સહન થયું નહિ. હથીઆર વિનાના અને અસાવધને મારવાનું કામ એક નામર્દ પણ કરી શકે છે એમ માનનારા સરદારે પ્હાડસિંહને સખ્ત ઠપકો આપ્યો. પ્હાડસિંહે અભીમાનથી અંધ બની તે સરદારને સખ્ત શબ્દો સંભ-ળાવી અપમાન આપ્યું:

પ્હાડસિંહનાં અપમાનમય વચનોથી સરદારને ઘણો ક્રોધ ચઢયો; પણ તે ક્રોધનો ભાવ મુખ પર પ્રકટ નહિ કરતાં કહ્યું, "પ્હાડસિંહ! આ અધમકાર્ય થયું છે એ એક અજ્ઞાન પણ કહી શકે; છતાં તમે ના કહો છો તેથી હું આશ્ચર્ય પામું છું. વળી તમે મને નોકર ગણો છો, પણ હું નોકર નથી. હું રાજા દુર્મદસિંહનો મિત્ર છું અને તેની તરફની એ મિત્રાચારીને લીધે જ હજુ સુધી તો વફાદાર રહ્યો છું. મેં અને મારાં માણસોએ તમને કેટલી મદદ કરી છે તે તમે અને સૌ કોઇ જાણે છે. મારી તે મદદની કિંમત આજે તમે ધૂળમાં મેળવી છે. હું આજ સુધી તમને અને મોટા સરદારને ન્યાયી માનતો હતો, પણ આ નિર્દોષજન પર કરેલા અન્યાયથી હું તમને અને તમારા સરદારને મહાન અધમ માનું છું. આનો બદલો જરૂર તમને મળશે. હું એક સરદાર છું. તમે રાજ્યના નોકર છો; એટલે હું તમારી સાથે વધુ વાદવિવાદમાં ઉતરવા માગતો નથી. વાદવિવાદ કરવાનું કામ અમારૂં નથી. અમારો વાદ અમારા હથીઆરથી કરીશું. માટે તમે આ બાઇને લઈ અત્રેથી એક પળનો પણ વિલંબ કર્યા વિના ચાલ્યા જાવ. આ બાઈ નિર્દોષ છે એમ હું માનું છું. તેનો દરબારમાં શું ન્યાય થાય છે એ મારે જોવું છે અને તેથી જ આ બાઇને તમારી

સાથે મોકલું છું. બાકી જો આ નિર્દોષ બાઇને અન્યાય મળશે; તેની તરફ દગો કરવામાં આવશે તો સમજજો કે પછી તમે છો અને હું છું." આમ કહી તે ભોળા સરદારે કમળા પ્રત્યે કહ્યું, "બાઇ! બ્હેન! ઉઠ, ઉભી થા. તું રાજપૂત પુત્રી છે. બહાદુર બાળાને આંખ્યોમાં આંસુ આણવાં ન જોઇએ. તું આ સરદાર સાથે જા. તું ગભરાઇશ નહિ. હું તારી મદદે છું. હું આ કનકની સંભાળ લઇશ. તેની ફીકર કરીશ નહિ. તું દરબારમાં જા અને તારી પર મૂકે તે તહોમતનો બચાવ કરી તને નિર્દોષ સાબીત કર."

પ્હાડસિંહ તે સરદારનું આવું બોલવું સાંભળી સ્તબ્ધ બન્યો. સરદારને વધુ ઉશ્કેરવો ઉચીત નહિ ધારી તે મૌન રહ્યો.

કમળાએ દીન વદને સરદાર સામે જોઈ કહ્યું, "હું પ્રભુનો ઉપકાર માનું છું કે તમારા હૃદયમાં સત્ય અને દયા પ્રકટાવી છે. બહાદુર સરદાર! આ નરાધમ મને ઇન્સાફને માટે લઈ જતો નથી; પણ તેની અને તેના અધમ સરદારની અધમ ઇચ્છા પૂર્ણ કરવાને માટે જ." આટલું કહી કમળાએ વસંત અને પોતાની પર ગુજરેલો જુલ્મ અને વસંતને બદલે પોતાને ઉપાડી લાવવામાં પ્હાડસિંહની મતલબ વગેરેની વાત સરદારને કહી સંભળાવી. આથી તે સરદાર ક્રોધાક્રાંત બની ગયો. તેણે કમળાને નહિ લઈ જવા દેવાનો વિચાર કર્યો; પણ પછી કંઇક વિચાર આવતાં તેણે કમળાને નજીક બોલાવી તેના કાનમાં કંઇક ધીમેથી વાત કહી, કે જેથી કમળા તરત ઉભી થઇ અને પ્હાડસિંહને ચાલવાની ઇસારત કરી. પ્હાડસિંહ પણ આશ્ચર્ય પામી આગળ ચાલ્યો. તેને જતાં જતાં સરદારે કહ્યું, "પ્હાડસિંહ! તે છોકરી આજથી મારી પુત્રી છે. તે તમારી સાથે આવે છે. તેની જોખમદારી તમારે શીર છે. જો તેની પર જુલ્મ થશે તો તમારાં લોહીનો સાગર ઉભરાશે એ સ્મરણમાં રાખજો."

પ્હાડસિંહે કંઇ પણ ઉત્તર આપ્યો નહિ. કમળાએ દીન દ્રષ્ટે કનક અને સરદારની તરફ જોઇ પ્હાડસિંહ સાથે ગમન કર્યું. ગુફાની બહાર

નીકળી કમળા સુખપાલમાં બેઠી. પ્હાડસિંહ સુખપાલ ઉપડાવી નૌત્તમ નગર તરફ ચાલ્યો. તેના ગયા બાદ સરદારે પોતાના એક માણસને કંઇક સમજાવી તેની પાછળ મોકલ્યો અને પોતે અને બીજાં માણસોએ કનકની સારવાર કરવા માંડી. સમયની ઘટમાળ ન્યારી છે. પ્રતિ પળે નવાજુની થયા જ કરે છે.

## પ્રકરણ ૭ મું.

### વફાદારીનો બદલો.

નૌત્તમનગરનો મોટો સરદાર અને રાણી કળાવતીનો ખાસ પ્રિતીપાત્ર દુર્જનસાલ આજે સુંદર પોશાક ધારણ કરી તેના મકાનના દિવાનખાનામાં હિંચોળા ખાટ પર બેસી કોઇના આવવાની રાહ જોઇ રહ્યો હતો. તેના મુખ પર આનંદની ઉર્મીઓ છવાએલી માલૂમ પડતી હતી. તેની ક્રૂર-ખૂની આંખ્યોમાં આજે કંઇક શાન્ત જણાતી હતી. તે હિંચકા પર બેઠો હતો; પણ તેનું મન વિચારના ચકડોળે ચઢેલું હતું. તેનો હાથ તેની મુછ પર વારંવાર ફરતો હતો. વિચારાવસ્થામાં તે ઘડી-ઘડી હસતો હતો. દુર્જનસાલ કેવો માણસ છે તે આપણે સારી રીતે જાણીએ છીએ. તે મહાન પાપી તાલીમબાજ અને સ્વાર્થાંધ છે. તે રાણી કળાવતીનો નાશ કરીને ભવિષ્યમાં રાજેન્દ્ર થવાની પ્રબળ ઇચ્છા ધરાવી રહ્યો હતો. આને માટે તે અનેક પ્રકારની ખટપટો કર્યા કરતો હતો. પણ રાણી કળાવતી તેનાથી જાય એવી નહોતી. તે પણ મહા પ્રપંચી હતી. પોતાનો સ્વાર્થ પૂર્ણ થતાં સુધી જ તે સૌને પ્રેમ દેખાડતી. દુર્જનસાલના આજના આનંદનું કારણ એ હતું કે પ્હાડસિંહ સરદાર તેને માટે રમ્ય રમણી લઇ આવ્યો હતો અને તે સુંદરી આજે દુર્જનસાલના મકાનમાં આવનાર હતી. સરદાર દુર્જનસાલ સારાં

વસ્ત્ર પહેરી તે આવનાર સુંદરીના આગમનની જ માર્ગ પ્રતિક્ષા અને વિચાર કરી રહ્યો હતો.

હિંચકા પર બેસી રહે ઘણીવાર થઈ, હજી કોઇ આવ્યું નહિ; પ્હાડસિંહ પણ કેવો મૂર્ખ જેવો હશે કે તે અહિં આવતાં આટલી બધી વાર લગાડતો હશે ? આમ બબડતો દુર્જનસાલ હિંચકા પરથી ઉઠયો અને મહેલની બારીએ આવી રાજમાર્ગ તરફ જોઇ રહ્યો. થોડો સમય વિતતાં પાંચ ઘોડેસ્વારોની પાછળ આવતી એક પાલખી તેની નજરે પડી. દુર્જનસાલે આનંદનો શ્વાસ મૂકયો. પાલખીની જોડે પ્હાડસિંહ ઘોડેસ્વાર થઇ આવતો હતો. દુર્જનસાલ દિવાનખાનમાં આવી આયનામાં જોઇ મૂછો આમળવા લાગ્યો અને પોતાના સુંદર પોશાકથી અને ચ્હેરાથી જાણે પોતાની પર જ મોહિ પડતો હોય એમ ચાળા કરવા લાગ્યો.

સઘળું મંડળ તેના મકાન આગળ આવ્યું. પાલખી નીચે મૂકવામાં આવી. પ્હાડસિંહે દિવાનખાનામાં આવી સરદારને સલામ કરી કહ્યું, “આપની ઇચ્છીત વસ્તુ હાજર છે.”

“શાબાશ છે. તને સારૂં ઇનામ મળશે.” દુર્જનસાલે કહ્યું.

“આપની આજ્ઞા હોય તો તેને આપના કદમમાં રજુ કરૂં ?” પ્હાડસિંહે પૂછયું.

“એમાં આજ્ઞાની કે વધુ વિલંબની કંઇ જ જરૂર નથી. જા, જલ્દી તે ખૂબસુરત પરીને આ દિવાનખાનામાં લઇ આવ.” દુર્જનસાલે આજ્ઞા આપી.

પ્હાડસિંહ ચાલતો થયો અને પછી થોડીવારે કમળાને લઇ દિવાનખાનામાં હાજર થયો. તેના મુખ પર નજર પડતાં જ દુર્જનસાલ ચોંકયો અને બોલ્યો, “અરે ! આતો પેલી કમળા !”

“હા, નામદાર.”

“પણ પેલી વસંત કયાં ?” દુર્જનસાલે પૂછ્યું.

“નામદાર! ઘણી તપાસ કરી પણ તે હાથ લાગી નહિ.

છેવટે મહા પ્રયાસે આ બુલબુલ હાથ લાગ્યું અને તેને હું અહિં લઇ આવ્યો."

આ વાતચિત દર્મીયાન અત્યાર સુધી શાન્ત અવસ્થામાં ઉભેલી કમળાએ દુર્જનસાલ પ્રત્યે કહ્યું, "સરદાર ! આ દુષ્ટ આપને જુઠું સમજાવે છે ?"

"કોણ હું ?" પ્હાડસિંહે રૂવાબથી પૂછ્યું.

"હા તું."

"કેવી રીતે ?"

"તું તારા સરદારને બેવફા અને વિશ્વાસઘાતક નીકળ્યો છે."

"એની સાબીતી ?" પ્હાડસિંહે પૂછ્યું.

"સાબીતી પૂછવાની તારે જરૂર નથી. હું આ માનવંતા સરદારની ખાત્રી કરી આપીશ કે તું વિશ્વાસઘાતી અને પૂરો સ્વાર્થી છે." કમળાએ કહ્યું.

પ્હાડસિંહ સ્તબ્ધ બન્યો. આ બલા જરૂર મને ફસાવશે એમ તેની ખાત્રી થઇ ચૂકી. દુર્જનસાલ કાનનો કાચો હતો. કમળા કેવી કાર્યકુશળ અને હિંમતવાન છે તે પ્હાડસિંહ સારી રીતે જાણતો હતો. તેણે દુર્જનસાલ તરફ જોયું. દુર્જનસાલની વિસ્મયતાનો પાર પણ નહોતો. તે કમળાના અને પ્હાડસિંહના સંવાદ દર્મીયાન બન્નેના મુખ તરફ વારંવાર જોયા કરતો હતો. તેને કમળાની વાત કંઇક વ્યાજબી હોય એમ જણાયું. તેણે આંખ્યો વિકાશી પ્હાડસિંહને પૂછ્યું, "કેમ આ સુંદરી શું કહે છે ?"

"તે તદ્દન જુઠું કહે છે." પ્હાડસિંહે કહ્યું.

"આવી નવજુવાન અને સુંદર સુંદરી કદી જુઠું બોલે જ નહિ. કામીનીઓના હૃદય ઘણાં કોમળ હોય છે એ હું જાણું છું. મને લાગે છે કે આ કમળાસુંદરીને અહિં લઇ આવતાં તેં કંઇ તોફાન કર્યું હશે કે જેથી અત્યારે આ સુંદરીને તારી પ્રત્યેની ફરીયાદ રજુ કરવાની જરૂર પડે છે." દુર્જનસાલે ગંભીરતાથી પૂછ્યું.

" નામદાર એવું તો કાંઇ નથી." પ્હાડસિંહે કહ્યું.

પુનઃ કમળા બોલી, " પાપીઆ! શા માટે વધારે અસત્ય બોલી તારા માલીકને ઠગે છે? હું આજ સુધી એમ જાણુતી હતી અને સમજતી હતી કે સરદાર દુર્જનસાલ ક્રુર અને પાપી છે; પણ ના, આજે મને તેના સ્વભાવની પૂર્ણ ખાત્રી થઇ ચૂકી છે. સરદાર એક પવિત્ર મનના અને ભલા છે. આવા ભોળા દિલના સરદારની દયાનો ગેરઉપયોગ તારા જેવા દુષ્ટો કરે તેમાં નવાઈ જેવું કાંઇ નથી."

" ખરેખર એમ જ છે. મારી ભલાઇનો ઉપયોગ બૂરાઇમાં આવા બદમાસો કરે છે. અલ્યા પ્હાડસિંહ! જે હોય તે ખરેખરૂં કહી દે ને?" દુર્જનસાલે કહ્યું.

પ્હાડસિંહ સ્ત્રી ચારીત્ર્ય સમજ્યો. તે માન રહ્યો. પુનઃ દુર્જનસાલે પુછ્યું, " કેમ છાનો મરી રહ્યો છે? ઝટ ભસી મરને કે ત્હેં કર્યું છે શું?"

" હા, જો સાચે સાચું જણાવીશ તો આ દયાળુ સરદાર હજી પણ તારી પર રહેમ કરશે." કમળાએ કહ્યું.

હજી સુધી કમળા ઉભી રહેલી હતી. આથી દુર્જનસાલનું મન દુખાયું. તેણે કહ્યું, " સુંદરી! તમે ઘણીવારથી ઉભાં છો. તમારા નાજુક પગ દુખસે, માટે આ હિંચકા પર બેસો. હું હમણાં જ તેની પાસેથી ખરી વાત કઢાવું છું."

કમળા હિંચકા પર બેસતાં બોલી, " એ કદાચ નહિ જણાવે તો હું બધી બીના જણાવીશ. હું એ પાખંડીનાં તમામ કારસ્થાન જાણું છું. અહા! તમારા જેવા દાના સરદારની સેવામાં આવો શયતાન કયાંથી?"

" પ્હાડસિંહ દાંત કચકચાવી રહ્યો. તેને ઘણો ગુસ્સો ચઢયો પણ શું કરે? તેની આંખો ગુસ્સાથી લાલચોળ બની રહી. દુર્જનસાલ પણ તેની તરફ તીક્ષણ નજરે જોઈ રહ્યો. કમળાએ સ્ત્રી ચારીત્ર્યનો આરંભ કર્યો. કમળા હિંમતવાન હતી. અનેક સંકટોએ તેને

હિંમતવાન બનાવી હતી. દુર્જનસાલ તેના સામે જોતો હતો. કમળા કાતીલ કટાક્ષોથી તેનું કાળજું વિંધતી હતી. આ પ્હાડસિંહનું કામ જલ્દી પતાવી સુંદરીની સાથે વાર્તાલાપ કરૂં એમ વિચારી દુર્જનસાલે પૂછ્યું, "પ્હાડસિંહ! કેમ છાનો માનો ઉભો રહ્યો છે?"

"ત્યારે શું કહું?" પ્હાડસિંહે જવાબ આપ્યો.

"આ કમળા શું કહે છે?" દુર્જનસાલે પૂછ્યું.

"એ જે કહે છે તે સઘળું તર્કટ છે."

"પણ હું માની શકતો નથી."

"ત્યારે હું આપને કેવી રીતે સત્ય સમજાવી શકું?"

"મને લાગે છે કે તારૂં હૃદય કાળું છે." દુર્જનસાલે કહ્યું.

"આપ માનો તે ખરૂં."

"મને તારી પર વ્હેમ આવેછે."

"શાનો?"

"તેં કંઇ કર્યું હોય તેનો?"

"મેં તો કાંઇ પણ કર્યું નથી."

"એ તો તું ક્યારનોએ કહ્યા કરે છે કે તું સાચો છે. પણ આ કમળા કહે છે તેને માટે તું મારી ખાત્રી કરી આપ કે તું નિર્દોષ છે?"

"હું કેવી રીતે ખાત્રી કરી આપું? હું પોતે નિર્દોષ છું. મેં તમારા ભલાને માટે અને આ કમળાને અહિં લઇ આવવામાં ઘણાં સંકટો સહન કર્યાં છે. મારી મહેનતનો બદલો મને આપની તરફથી આવો મળશે એવી મને સ્વપ્ને પણ આશા નહોતી. નામવર! હું, આપને હજી પણ વિનંતી કરીને કહું છું કે હું પોતે પૂર્ણ વફાદારછું. આ સ્ત્રી મને ફસાવવા અને મારી પ્રતીનું તેનું વૈર વાળવાને આપને જુઠું સમજાવે છે. તેના સ્ત્રીચરીત્રથી નહિ ઠગાવવાની અને તેનાથી સાવધ રહેવાની આપ નામદારને હું અરજ ગુજારૂં છું." આટલું બોલી પ્હાડસિંહ પોતાના કહેવાની શું અસર થઈ છે તે જોવાને દુર્જનસા-

લના મુખ સામે જોઇ રહ્યો.

તેના બોલવાની દુર્જનસાલને કંઈ પણ અસર થઇ નહી. અધુરામાં પૂરૂં તેના બોલવાથી ગુસ્સામાં કંઇક વધારો થયો. દુર્જનસાલ મોટા અવાજે બોલ્યો, " તુ બહુ દોઢ ડાહ્યો છે એ હું સારી રીતે સમજું છું. " આટલું કહી તેણે કમળા સામે જોઇ કહ્યું, " સુંદરી ! આ બાબતમાં તમે જે જાણતાં હો તેનો ખરો ખુલાસો કરો. હું ન્યાયને ચ્હાનાર માણુસ છું. હું મારા અમલ દર્મીયાન ન્યાય–નીતિનું ખુન થાય એમ, ઇચ્છતો નથી. હું અપ્રમાણીક અમલદારો અને એવા સરદારોનો કટ્ટો દુષ્મન છું. માટે તમારે જે કહેવાનું હોય તે કહી દયો. "

કમળા બોલી, " તે પહેલાં મારે આપને જણાવવાનું કે આપણી વાતચીતની વચ્ચે પ્હાડસિંહે કંઇ પણ બોલવું નહિ. "

" અરે તમે કહોતો તેને આજ પળે બહાર કાઢી મૂકું. " દુર્જનસાલે કહ્યું.

" ના, પાપીનું પોકળ તેની હાજરીમાંજ પ્રકાશ થવું જોઇએ. " કમળાએ કહ્યું.

" બરાબર, એમજ. " દુર્જનસાલે કહ્યું.

પ્હાડસિંહ કમળાના સ્ત્રીચારીત્ર્યથી અજબ થયો. પોતાને મળનાર બદલો પણ સમજી ગયો. કમળાને લઇ આવવામાં અને દુર્જનસાલ જેવા સ્ત્રીલંપટ સરદારની નોકરી કરવાને માટે મનમાં પસ્તાવા લાગ્યો.

એવામાંજ કમળાએ પૂછ્યું, " મારે આપ નામદારને કંઇક પૂછવું છે ? "

" કોને મને ? " દુર્જનસાલે ચમકીને પૂછ્યું.

" હા, તમને. "

" ખુશીથી પૂછો. "

" હું આપને એમ પૂછું છું કે આપ નામદારે આ સરદાર બહાદુરને શો હુકમ આપેલો ? "

"વસંતને પકડી લાવવાનો."

"વારૂ તે વસંતને પકડી લાવ્યો?"

"ના."

"તેના બદલામાં તે મને પકડી લાવ્યો છે તે આપ નજરે જુઓ છોને?"

"હા."

"હું અને વસંત એક સાથે એકજ સ્થળે રહેતાં હતાં તે સૌ કોઇ જાણે છે; તો આ પ્હાડસિંહ મને એકલીને લઇ આવ્યો અને વસંતને ન લાવ્યો તેમાં કંઇ આપને ભેદ માલમ પડે છે કે?"

"હા, એવું કંઇક જણાય છે ખરૂં, પણ તમે ચોકખું સમજાવી દયો." દુર્જનસાલે કહ્યું.

"આ પ્હાડસિંહસરદાર વસંતને ચ્હાએ છે, અને વસંતને પોતાની પત્ની બનાવવા ઇચ્છે છે. કારણકે તે મારા કરતાં ઘણી ખુબસુરત છે. પ્હાડસિંહ તેના સૈનીકો સાથે જે વખતે અમારી પાસે આવ્યો, ત્યારે વસંત અને હું બન્ને હાજર હતાં. તેણે વસંતને કહ્યું કે જો તું મારૂં કહેવું કબુલ નહિ કરે તો હું તને દુર્જનસાલ પાસે લઇ જઇશ અને જો મારી માગણી સ્વીકારીશ તો તને સુખી કરીશ. વસંત તમારી પાસે આવવા ઇચ્છતી નહોતી. મેં તેને સમજાવી પણ તેણે માન્યું નહિ. તેણે પ્હાડસિંહની ઇચ્છાને આધીન થવાનું જણાવ્યું અને કહ્યું કે તમે મારા બદલે આ કમળાને ત્યાં લઇ જાઓ અને પછી અહિં આવજો. બાદ આપણે લગ્નની ગાંઠથી જોડાઇ દૂર દેશાવર ઉપડી જઇશું. આ પછી આ સરદાર મને બળાત્કારે અહિં લઇ આવ્યો. તેણે મને માર્ગમાં અપાર દુઃખ દીધું હતું, મને ઘણા દિવસ સુધી પેલા જંગલી લોકોની ગુફામાં કેદ કરી રાખી હતી. તેમાં તેનો ઉદ્દેશ એ હતો કે મારે વસંત સંબંધી વાત તમને જણાવવી નહિ. પણ મેં તો નિશ્ચયજ કર્યો હતો કે તમને આ વાત જણાવવી. જો આપ નામદારે મને અહિં લાવવાનો તાકીદનો હુકમ ન આપ્યો હોત અને

મારી તરફ ધ્યાન આપ્યું ન હોત તો આ પાપાત્મા તેનું કાળું કામ છુપાવવાની ખાતર મારૂં ખૂન પણ કરી નાખત. મારા નામવર સરદાર સાહેબ! મારા કહેવામાં અને તેના બોલવામાં સત્ય ક્યાં છે તેનો આપ પોતેજ નિર્ણય કરી જુઓ." આટલું લંબાણ વિવેચન કરી કમળા મૌન રહી. તેણે તેની આંખ્યોમાં કૃત્રિમ ઝળઝળીયાં આણ્યાં. પ્હાડસિંહ આવું ન ધારેલું સાંભળી આભો બન્યો. દુર્જનસાલની પૂર્ણ ખાત્રી થઇ ચૂકી કે વસંતને પોતાની પત્ની બનાવવાની ખાતરજ તે તેને નહિ લઇ આવતાં કમળાને લાવ્યો છે. દુર્જનસાલની આંખ્યો લાલ ચોળ બની ગઇ. તેણે મોટા અવાજે પૂછ્યું, "પ્હાડસિંહ! બોલ હવે તું શું જવાબ આપે છે?"

"શાનો?" પ્હાડસિંહે મંદ સ્વરે પૂછ્યું.

"આ થએલી ફરીયાદનો?"

"હું એમાં કંઇપણ જાણતો નથી. હું તો મને પોતાને નિર્દોષ માનું છું."

"પણ મેં તને વસંતને લાવવાનું કહ્યું હતું કે આને?"

"તે પણ મને બરાબર યાદ નથી." પ્હાડસિંહે બેદરકારીથી જવાબ આપ્યો.

"તારૂં બોલવું જુદા પ્રકારનું છે."

"આપ સમજો તે ખરૂં."

"પ્હાડસિંહ! હું આજ સુધી તને આવો નાફરમાન અને સ્વાર્થી જાણતો નહોતો."

"અને હું પણ ઘણોજ કમનશિબ છું કે આજ સુધી તમને બરાબર ઓળખી શક્યો નથી."

"એટલે?"

"તમે કાનના કાચા અને સ્વાર્થનાજ સ્નેહિ—સરદાર છો."

"કોણ હું?"

"હા, આપ પોતેજ."

" અલ્યા! તું મારૂં અપમાન કરે છે."

" તેમ માની લ્યો તો ભલે."

" આવી રીતે નાફરમાન થવાનું કારણ?"

" કરેલા કામના બદલામાં બેકદર તરફથી મળેલું ઇનામ."

" શું મ્હેં ગૂન્હો નથી કર્યો?"

" શાનો?"

" વસંતને બદલે આ છોકરીને લઇ આવવાનો?"

" હું ગૂન્હો માની શકતો નથી. આ કમળા જુઠું બોલે છે, તેનું તમને આગળ ઉપર ભાન થશે."

" આ કમળાને હું ઘણા વખતથી ઓળખું છું. તે એક બહાદુર અને સત્યવાદી બાળા છે. હું તેના શબ્દોને સત્યજ માનું છું."

" જે કમળાને તમે પ્રથમ ધિક્કારતા હતા, જેનાથી ભય પામતા હતા; તે કમળાના શબ્દો ઉપર અત્યારે વિશ્વાસ મુકી પોતાના વફાદાર સરદાર–સેવક પ્રત્યે અણગમો અને દ્વેશ દર્શાવી રહ્યા છો, પણ યાદ રાખજો કે આગળ ઉપર પસ્તાવું પડશે. એક ઝેરી સાંપમાં વિશ્વાસ મૂકયો છે એમ માની રડવું પડશે." પ્હાડસિંહે રોષથી કહી નાખ્યું.

" એક મોટા માનવંતા સરદારને એક હલકો સરદાર આવી રીતે કહી શકે તે જાણી–સાંભળી હું મોટી નવાઇ પામું છું." કમળાએ વચમાં કહ્યું.

દુર્જનસાલ ઉશ્કેરાયો. તે બોલ્યો, " પ્હાડસિંહ! તારી ઉદ્ધતાઇનું ફળ તારે ભોગવવુંજ પડશે." આમ કહી તેણે નીચેથી સિપાહીઓને બોલાવી પ્હાડસિંહને કેદ કરવાની આજ્ઞા આપી. પ્હાડસિંહ હથીઆર સોંપી મૌનતાથી તાબે થયો. સિપાહીઓ તેને કેદખાના તરફ લઇ ચાલ્યા. જતી વખતે પ્હાડસિંહે એવી તો ખુની દ્રષ્ટિથી દુર્જનસાલ તરફ જોયું કે જેથી દુર્જનસાલ પણ ભય પામ્યો. કમળા મનમાં હસી. પ્હાડસિંહના ગયા પછી દુર્જનસાલ કમળાની જોડે હિંચકાપર

બેસવાની ઇચ્છાથી ગયો અને તે બેસે તે પહેલાંજ કમળા ઉભી થઇ એક બાજુએ ઉભી.

દુર્જનસાલ મનમાં લજવાયો, પણ તે ભાવ બહાર નહિ દેખાડતાં બોલ્યો, " કેમ ગુન્હેગારને બરાબર શિક્ષા થઇને ? "

" હા, તમારા ન્યાયીપણાથી હું ઘણી ખુશી થઇછું. " કમળાએ કહ્યું.

" લ્યો ત્યારે આવો અને આ હિંચકાપર બેસો. " દુર્જનસાલે જણાવ્યું.

" તમારી સાથે જાહેરમાં લગ્ન થયા સિવાય મારાથી તમારી જોડે હિંચકાપર બેસી શકાય નહિ. "

" એ પણ બરાબર છે. ત્યારે આપણે આજેજ લગ્ન કરી નાખીએ. " દુર્જને કહ્યું.

" ના, ધીરજ ધરો. મેં એક પ્રતિજ્ઞા કરી છે. તે થોડા દિવસમાં પુરી થવાની છે. પછી હું પરણીશ. જો તે પહેલાં પરણું અને પ્રતિજ્ઞા તોડું તો તમારૂં અકાળે મરણ થાય. જોશીઓ પાસે જોવરાવીનેજ હું અહિં આવી છું. "

" ભલે, જેવી તારી મરજી. પણ આશરે કેટલા દિવસ લાગશે ? "

" લગભગ એક મહિનો. "

" બહુ સારૂં. ત્યાં સુધી આનંદથી ખાવ–પીઓ અને લ્હેર કરો. આ મહેલ આજથી તમારોજ સમજજો. " કહી દુર્જનસાલે નોકર–ચાકરોને બોલાવી કમળાનો હુકમ પાળવાની સુચના કરી.

કમળા દુર્જનસાલના મહેલે રહી. દુર્જનસાલ આનંદ પામ્યો. પ્હાડસિંહ કેદમાં ગયો. પાપીને તેની વફાદારીનું ઇનામ–બદલો બરાબર મળ્યો.

---

## પ્રકરણ ૮ મું.

### ભેદનું ભાગવું.

"ભાઇ ! તને હવે આરામ છે ને ?" જંગલીઓનો સરદાર કે જેનું નામ રામજી હતું તેણે કનકને પૂછયું.

કમળાને લઇ ગયા પછી કનક ઘણી વાર સુધી બેભાનાવસ્થામાં પડી રહ્યો હતો. તેને વાગેલી ગોળીના જખમમાંથી લોહી પુષ્કળ વહેતું હતું. તેની બહાદુરીથી રામજી ઘણો ખુશી થયો હતો અને એક નિઃસ્હાય અને હથીઆર વિહીન માણસને ગોળીથી ઘાયલ કરનાર પ્હાડસિંહપર ઘણો ગુસ્સે થયો હતો. પણ તે વખતે તેણે તેના ગુસ્સાને દબાવી રાખ્યો હતો. પ્હાડસિંહના ગમન પછી રામજી કનકની નજીક ગયો અને એક માણસને વનસ્પતી લેવા દોડાવી બીજાની પાસે પાણી મંગાવી કનકના જખમ પરનું લોહી ધોઇ નાખ્યું. વનસ્પતિ લેવા ગએલો માણુસ કંઇક પાંદડાં લઇ આવ્યો. તેને વાટી જખમપર મૂકી પાટો બાંધ્યો. જખમની વેદના કંઇક સમવાથી કનક શુદ્ધિમાં આવ્યો. કમળાના જવાથી તે ઘણો શોક કરવા લાગ્યો. રામજી સરદારે તેને હિંમત આપી ધિરજ ધરવાનું સૂચવ્યું. જંગલીઓના સરદારના આશ્વાસનથી અને પોતાની તરફ તેની લાગણી જોઇ કનકે કંઇક સંતોષ માન્યો. આ પછી નગરમાં ગએલા એક જંગલીએ ત્યાં આવી પ્હાડસિંહના કેદ થયાના સમાચાર જણાવ્યા. કનક તરત સમજી ગયો કે કમળાના સ્ત્રીચારીત્ર્યનું એ પરીણામ આવેલું હોવું જોઇએ.

આવી રીતે આઠ દિવસ વીતી ગયા. આ આઠ દિવસમાં રામજી કનકની એક સગા ભાઇની માફક સેવા ચાકરી કરી. બન્નેમાં સ્નેહની લાગણી જામી. કનકનો જખમ રૂઝાવા આવ્યો હતો. તેને પૂર્ણ આરામ હતો. એક દિવસની સાંજે સરદાર રામજીએ કનકની પાસે આવી બેસતાં ઉપરોક્ત પ્રશ્ન પૂછયો.

કનકે તેના સામે જોઇ મુખ હસ્તું કરી કહ્યું, " તમારી મહેનતથી મને સંપૂર્ણ આરામ છે. તમારો ઉપકાર હું ભૂલી શકું એમ નથી. "

" બહાદુરે એક બહાદુરને મદદ કરવી એ તેનો ધર્મ છે. મેં ઉપકાર જેવું કંઇ જ કર્યું નથી. " રામજીએ કહ્યું.

" આવા શબ્દો ફક્ત બહાદુરોજ બોલી જાણે છે. "

" ભાઇ ! તારી હિંમત, સત્યતા અને સ્વદેશ તરફની લાગણી જોઇ હું ઘણો જ ખુશી થયો છું. અને એજ તારી ભાવનાએ મને તારી તરફ ખેંચ્યો છે. "

" સરદાર ! સ્વદેશ પ્રત્યેની લાગણી મનુષ્ય માત્રમાં હોવી જ જોઇએ. મનુષ્ય જન્મ સ્વદેશ સેવાને માટે જ છે. જેનામાં સ્વદેશ પ્રાતની પૂજ્ય ભાવના નથી તે મનુષ્યનો જન્મ આ જગતમાં નકામો છે. "

" સ્વદેશ પ્રત્યેની ભક્તી આજકાલ ઘણા ભૂલી ગયા છે. "

" હા, અને તેથી જ આપણી પવિત્ર માતૃભૂમિ હાલ દુષ્ટોના કબજામાં છે અને ગરીબ પ્રજા પીડાય છે. સ્વદેશભક્ત રાજા અને પ્રજાનો પરમ ધર્મ છે કે તેમણે પોતાની માતૃભૂમિનો ઉદ્ધાર જુલ્મીઓના હાથમાંથી કરવો જોઇએ. જ્યારે સ્વદેશભાવના પૂર્ણ રીતે જાગૃત થશે; ત્યારે શત્રુઓ પણ કંપશે અને આપોઆપ સ્વદેશભકતોના ચરણોમાં શીર ઝુકાવશે. સરદાર ! નોત્તમનગરમાં કેવો અત્યાચાર ચાલી રહ્યો છે, તેની તરફ નજર કરો ? રાજા દુર્મદનો રાજ્ય અમલ જો કે બહુ વખાણને પાત્ર નહોતો, છતાં આવો અત્યાચાર તે વખતે ચાલતો નહોતો. રાજા દુર્મદને પ્રજાના હિતનું થોડે અંશે પણ કંઇક જ્ઞાન હતું. અત્યારે નોત્તમનગરમાં સર્વત્ર જાલીમોનું રાજ્ય થઈ રહ્યું છે. ગરીબ–તવંગર છૂંદાય છે, કચરાય છે. સ્રીયોની લજ્જા લુંટાય છે. નીરપરાધીઓને મારી નાખવામાં આવે છે. આ કાળા કેરનું પરીણામ ભયંકર આવશે. અત્યાચારીઓના જુલ્મનું અવસાન નજીકમાં છે. હા ! પ્રભુ ! સત્વરે એ

સમય નજીક આવ્યો." કનક બોલતો બંધ રહ્યો.

કનકના ભાષણથી રામજી વિસ્મય પામ્યો. પ્રેમની લાગણી વિશેષ વધી પડી. એ જુસ્સાના પ્રભાવે સરદાર બોલ્યો, "તું એક દેવ છે. દેવનામાંજ આવી પવિત્ર ભાવનાઓ હોય છે. હું તારા જેવા પવિત્ર સ્વદેશભક્તના સહવાસથી મને પોતાને પવિત્ર થએલો માનું છું. ભાઈ! લે મારૂં વચન છે કે હું તને મારા સર્વસ્વ સાધન સમર્પી મદદ કરીશ, માતૃભૂમિના ઉદ્ધાર વખતે તારી સાથેજ યુદ્ધે ચઢીશ. આજથી તું મારો સગો ભાઇ છે. મેં આજથી ગુલામોની સેવા ત્યાગી છે. ગુલામોની સેવાથી હું પણ ગુલામીમાંથી મુક્ત થયો છું. પ્રભુ! આ શુદ્ધ ભાવના એ તમારીજ કૃપાનું ફળ સમજું છું. આવી નિર્મળ ભાવના સદા મારામાં કાયમ રહો એવું હું ઇચ્છું છું.

"પ્રભુ તમારી ભાવના સદા પવિત્ર રાખો એવી મારી પણ આશિષ છે." કનકે કહ્યું.

"બોલો, હવે શું વિચાર છે?" રામજીએ પૂછ્યું.

"શાનો?"

"આપણે નગરમાં જઇ કમળાને છોડાવી લાવીએ."

"આપણા એકલાથી એ કામ કેવી રીતે બની શકશે?"

"મારી પાસે અનેક ભીલલોકો તૈયાર છે. દરેકની પાસે પૂરતાં હથીઆરો પણ છે. આપણે દુર્જનના મહેલપર હુમલો કરીશું. કમળાને ત્યાંજ રાખવામાં આવી હશે. તેના મહેલને જમીન સાથે મેળવીશું. પાપીઓને મારીશું અને કમળાને લઇ આવીશું." રામજીએ ઉશ્કેરાઇને કહ્યું.

તેને શાન્ત પાડી કનકે કહ્યું, "સરદાર! આપણે હાલ આવું સાહસ કરવાની જરૂર નથી. શત્રુની સંખ્યા વધારે છે. આપણે તેમની જડ ઉખેડવી છે. આપણે થોડા વખતમાં સંપૂર્ણ સાધન સંપન્ન થઇ જઇશું અને પછી પાપીઓનો નાશ કરીશું."

"પણ આપણે સાધન સંપન્ન થઇશું ક્યારે?" સરદારે પૂછ્યું.

"થોડા સમયમાં."

"કોઈ મદદ કરે એમ છે?"

"હા, પ્રભુ તો છે."

"ભાઈ! તું મારાથી વાત છૂપાવે છે?"

"હા, પણ સમય જતાં તમે સઘળું જાણશો."

"મારે તને કંઇક પૂછવું છે?" રામજીએ કહ્યું.

"ખુશીથી પૂછો."

"તું મને ચાહે છે?"

"હા, મારા મોટાભાઇ જેવા પ્રેમથી તમને ચાહું છું."

"ત્યારે તો મને ખરા જવાબો મળશે એમ હું ધારૂં છું."

"નિઃસંશય."

"તું કોણ છે?"

"માણસ."

સરદાર હસ્યો અને બોલ્યો, "માણસ છે એ તો જાણું છું, પણ જ્ઞાતી–નામ–ઠામ સર્વ જાણવા ઇચ્છુંછું."

"મારી જ્ઞાતી રાજપૂત છે."

"વતન?"

"અત્યારે તો અહિંજ. આ આપણી ભૂમિ એજ આપણું વતન."

"પણ કોઇ ગામનું નામ તો હશેને?"

"હા, નૌત્તમનગર."

"નામ?"

"કનકસેન."

"કનકસેન કે કનકસિંહ?"

"બન્ને."

"અમારા પાટવીકુમારનું નામ કનકસિંહ હતું, તે ઘણાજ સારા સ્વભાવના હતા. તેમનોતો પત્તો જ નથી. પ્રભુ તેમને જ્યાં હોય ત્યાં સુખી રાખે." રામજીની આંખ્યોમાં ઝળઝળીયાં જણાયાં.

કનકે પણ દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો.

પુનઃ રામજીએ પૂછ્યું, "રાજ્યકુટુંબની સાથે તમારે કંઇ સંબંધ છે કે?"

"હા."

"ત્યારે તો સરદાર વર્ગના હશો?"

"હું હાલ કયા વર્ગનો છું તે પણ ભૂલી ગયો છું. દેશની અને અમારી થએલી દુર્દશાથી મારૂં તમામ ભાન ભૂલ્યો છું."

"તમારી સાથે જે કમળા હતી તે કોણ છે?"

"તે એક બહાદુર બાળા છે."

"તે બહાદુર છે એતો હું કયારનોએ જાણી ચુકયો છું, પણ એ છોકરી નૌત્તમનગરની વતની હોય એમ જણાતું નથી."

"તમારૂં ધારવું કદાચ સત્ય હશે."

"તેની સાથે તમારે શું સંબંધ છે?"

"હાલ તો કંઇ નથી; પણ અમે બન્નેએ સ્વદેશની સેવા કરવાની દિક્ષા લીધેલી છે એટલે અમારાં હૃદય એકજ છે એમ સમજીએ છીએ."

"તે બાળા દુર્જનના ત્રાસથી ઘણી દુઃખી થતી હશે?"

"તે દુઃખમાં ડરે એવી નથી. તે મારા કરતાં વધુ હિંમતવાન છે. દુર્જન જેવા સોને તે બનાવે એવી છે."

"શાબાશ છે તેને."

"કનક! આપણે બહાર ફરવા જઇશું?"

"તમારી ઇચ્છા. બોલો કયાં જઇશું?" કનકે ઉભા થતાં પુચ્છયું.

"આપણી ગુફાથી થોડેક દૂર જઇ બેસીશું. સાંજનો સમય છે. પવન પણ સારો છે. ખુલ્લા મયદાનમાં થોડીકવાર ફરી આવવાથી મન પણ આનંદીત થશે." રામજી જણાવ્યું.

કનક અને રામજી ગુફાની બહાર નીકળી ખુલ્લા મેદાન તરફ ચાલ્યા. તેઓ થોડેક દૂર ગયા હશે એટલામાં એક યુવાન માણસ

ચાલ્યો આવતો તેમની નજરે પડયો. તે યુવાન કોઈ ગરીબ માણુસ જેવો જણાતો હતો.

તેણે તેના કપાળમાં ચંદન ચોપડેલું હતું. ગળામાં બે માળાઓ પણ લટકતી હતી. માથું ખુલ્લું હતું. તેણે તેના હાથમાં ફરસી પકડેલી હતી. મસ્ત માણુસના જેવો તેનો દેખાવ હતો. તે ગાતો-ગાતો ચાલ્યો આવતો હતો. કનક અને રામજી તેને જોઇ આશ્ચર્ય પામ્યા અને ધ્યાનથી તેનું ગાન સાંભળવા લાગ્યા. તે યુવાન ગાનમાં મશગુલ થઇ ચાલતો હતો. તેનું ગાન આ પ્રમાણે હતું.

કોઇ કીસીકા નહી જહાંમે ઝુઠા હએ એહ પસારા,
ઠાઠ પડા રહે જાયગા જબ લાદ ચલા બનજારા.
જબતક તેલ દીએમેં બત્તી તબતક હુએ ઉજીયારા,
તેલ જલા ઐાર બુઝ ગઇ બત્તી, મન્દર હએ અંધીયારાં,
રક્ત બીંદુ જબતક દેહમે હએ ચલે સાંસ ફવ્વારા,
ખત્મ હુવા જબ રક્તબીંદુ તબ પ્રાન દેહસે ન્યારા,
નાટયકાર.

આવી રીતનું ગાન ગાનાર માણુસ થોડીવારમાં કનક અને રામજીની નજીક આવી પહોંચ્યો. સાધુ-સંન્યાસીઓ તરફ ભક્તી ભાવ રાખનાર રામજીએ બે હાથ જોડી પ્રણામ કરી પુછયું, " બાપજી ! તમે સાધુ છો ? "

"હાલ હું સાધુએ નથી અને સંસારી પણ નથી."

" ત્યારે તમે કોણુ છો ? "

" માણુસ. "

" એતો ખરૂં, પણ તમારા વેશપરથી અમારે શું સમજવું ? "

" તમારે શું સમજવું છે ? "

" અમારે તમારી ઓળખાણુની જરૂર છે. "

" અમારા જેવા રખડતાની ઓળખાણુ તમારે નિરૂપયોગી છે. "

" અમે તો તમારા જેવા સંત લોકોની ઓળખાણુ ઉપયોગી

માનીએ છીએ; તમારૂં ભજન સાંભળી અમને ઘણો આનંદ થયો છે."

"તમારા જેવા સુજનને વૈરાગી જ્ઞાનથી આનંદ થાયજ, બાકી આજકાલના કુટિલ મનુષ્યોને મારૂં ઉપદેશાત્મક ગાન પસંદ પડેજ નહિ."

"તમે થોડીકવાર અત્રે રહી શકશો?" રામજીએ પૂછ્યું.

"કેમ વારૂ?"

"આપના જેવા પવિત્ર સંતોની સાથે થોડીકવાર બેસી કંઇક જ્ઞાનાનંદ પ્રાપ્ત કરવાની ઇચ્છા છે."

"તમારી ઇચ્છા છે તો મને વાંધો નથી." કહી તે જુવાન વેરાગી માણુસ ત્યાં બેઠો. કનક અને રામજી પણ તેની સન્મુખ બેઠા. કનક કયારનોએ તેના સામે જોઈ રહ્યો હતો. કનકના મનમાં શંકા ઉત્પન્ન થઇ હતી કે આ ખરો વેરાગી નથી પણ કોઇક વેશધારી છે.

થોડીવાર શાન્તથી બેઠા પછી રામજીએ પૂછ્યું, "તમે કયાં રહો છો?"

"નૌતમનગરમાં."

"નૌતમનગરમાં કએ ઠેકાણે?"

"જ્યાં મરજીમાં આવે ત્યાં જઇને રહુંછું."

"ત્યારે એકજ ઠેકાણે તો નહિને?"

"ના."

"ઉપદેશ આપવાનું કામ કરતા હશો?"

"હા. હું નૌત્તમનગરના માણસોને સ્વદેશભક્તીનો ઉપદેશ આપું છું."

બન્ને ચમકયા અને તે વેરાગીના મુખ સામે જોઇ રહ્યા. પુનઃ રામજીએ પૂછ્યું, "સ્વદેશભક્તીનો ઉપદેશ કરતાં રાજ્યના સરદારો અને અમલદારો ગુસ્સે થતા નથી?"

"તેઓ ગુસ્સે થાય કે નહિ તેની હું ઝાઝી દરકાર રાખતો નથી. હું તો મારૂં કર્તવ્ય બજાવું છું. અમલદારો–સરદારો મારા

પ્રયત્નોને દાબી દેવા ઘણાએ પ્રયત્નો કરે છે. પણ મારા સત્ય પ્રયત્ન વધુને વધુ સફળ થતા જાય છે. તેઓ મારા માર્ગમાં કાંટા પાથરે છે; પણ હું કાંટાને કુસુમ સમજી અડગ ભાવે મારૂં કામ કરે જાઉં છું. પ્રભુ કૃપાએ નૌતમનગરનાં અને આસપાસનાં મનુષ્યો સ્વદેશ ભક્તી સમજ્યાં છે અને સમય આવે પોતાનું રક્ત વહાવીને પણ નૌતમનગરનો ઉદ્ધાર કરવાની તત્પરતા ધરાવી રહ્યાં છે. ભાઇઓ! આજકાલ દેશના ઉદ્ધારનીજ સર્વત્ર વાતો ચાલી રહી છે. પ્રભુના પ્રતાપે મનુષ્યો સ્વદેશ ધર્મ શીખ્યાં છે અને તેથી જાલીમોથી પીડાતી પ્રજાનો ટુંક સમયમાં ઉદ્ધાર જરૂર થશે."

રામજી તેની વાત સાંભળી આનંદ પામ્યો. કનકનો વ્હેમ વૃદ્ધિ પામ્યો. કનકે કહ્યું, "એકાદ સ્વદેશ ગાન સંભળાવવાની કૃપા કરશો?"

"ઘણી ખુશીથી, સાંભળો." કહી તેણે ગાનનો આરંભ કર્યો.

દુઃખી માતા ન હો અબ તુમ, તુમ્હે દુઃખસે છુડાઉંગા,
તુમ્હારે પ્રેમ હે જનની, વિપત સારી ઉઠાઉંગા.
જો પદ રજ માત હૈ તેરી, ઉસે નીજ શીશપર લેકર,
કરૂંગા યુદ્ધ ધીર માતા, વિજયશ્રી પૂર્ણ પાઉંગા.
હજારો વિઘ્ન બાધાયે અગર આવે તો આનેદો,
દુખીત નીજ માત કે હીતમે ઉન્હેભી ભૂલ જાઉંગા.
સહુંગા ચોટ બાલેકી, મુખસે ઉફભી નીકલેગા,
ઉસેભી ઝેલ કર માતા ફરજ અપની બજાઉંગા.
દુખીત નીજ માતકો દેખ કર, ન અબ મૈં શાન્ત બૈઠુંગા.
નિછાવર પ્રાણકી કરકે પ્રતિજ્ઞા કો નિભાઉંગા.

શ્યામ.

"તમે આવું હિંદી સંગીત ક્યાંથી શીખ્યા છો?" રામજીએ પૂછ્યું.

"અમારે ઉપદેશકોને તો દરેક ભાષાઓ જાણવી જોઇએ. હીંદી ભાષા મને ઘણી પ્રિય છે અને તેને ઘણાં લોકો સમજે છે. હિંદીમાં

મીઠાશ અને વીરતા છે. આખા દેશમાં આ ભાષાનો પ્રચાર થવો જોઇએ અને પ્રભુ કૃપાએ થશેજ."

"તનારૂં નામ ?" કનકે પૂછ્યું.

"મારૂં નામ ભક્તદાસ." તે માણસે હશીને કહ્યું.

"આ તરફ ક્યાં જતા હતા ?" કનકે પૂછ્યું.

"તમારી ગુફા તરફજ આવતો હતો. સારૂં થયું કે તમે મને અહિંજ મળી ગયા."

રામજીએ વિસ્મય વદને પૂછ્યું. "તમે અમને ઓળખો છો ?"

"હા, તમને અને આમને પણ હું સારી રીતે ઓળખું છું."

બન્નેના આશ્ચર્યમાં વૃદ્ધિ થઇ. પુનઃ રામજીએ કહ્યું, "હું તો આ રાજ્યનો નોકર છું."

"હા, પણ એક સ્વદેશભકતના સહવાસથી તમે પૂર્ણ સ્વદેશભકત થયા છો એ પણ હું જાણું છું."

પોતાના મનની વાત આ માણુસે જાણી રામજી સ્તબ્ધ બન્યો. તેણે ભકતી ભાવથી પ્રણામ કરી કહ્યું.

"હું આ ભાઇના પ્રતાપે સત્ય સમજ્યો છું. મારો જન્મ આ ભાઈના સહવાસથી જ સફળ થયો છે. મેં સ્વદેશના ઉદ્ધારની પ્રતિજ્ઞા લીધી છે અને દેશના ઉદ્ધારને અર્થે મરવાને પણ તૈયાર છું."

"ધન્ય છે, પ્રભુ તમારી નિર્મળ ભાવના સદા કાયમ રાખે."

"આપની આશિષ સફળ થાવ." રામજી બોલ્યો.

તે વેરાગી માણુસે થોડીવાર કનક તરફ જોઇ રહી કહ્યું, "તમારા મનમાં અત્યારે શું વિચાર થઈ રહ્યા છે."

"દેશને ઉદ્ધારવાના."

"તેમ જલ્દી થશે."

"વિજયશ્રી કઇ તરફ વળશે ?" રામજીએ પૂછ્યું.

"સ્વદેશભકતો તરફ."

"તે સમયને કેટલીવાર છે ?"

" થોડા દિવસની."

" યુદ્ધ તો થશેજને ? "

" જ્યાં સુધી રક્તપાત ન થાય ત્યાં સુધી સારૂં, પછી યુદ્ધ તો છેજ."

" પણ યુદ્ધને માટે માણુસો જોઇશે સંપત્તિ જોઇશે વગેરેને માટે શું થશે ? "

" સઘળું આવી મળશે, આપણા કરતાં પ્રભુને ઘણી ફીકર છે."

" પણ કોઇ આગેવાન તો જોઇએ ને ? "

" આગેવાનો પણ તૈયાર છે."

" ક્યાં છે ? "

" કેટલાક અદૃશ્ય છે; તેઓ સમય આવે સૂર્યની માફક પ્રકાશશે, અને એક આગેવાન તો હાલ પ્રત્યક્ષ છે."

" ક્યાં છે? " રામજીએ પૂછ્યું.

" તમારી નજીક જે બેઠેલ છે તેને ઓળખો છો ? "

" ના." કહી રામજીએ કનક સામે જોયું. કનક તરત સમજી ગયો કે આ આવનાર મને ઓળખી ગયો છે. કનકની આંખ્યોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. રામજીએ પૂછ્યું, " આ કોણુ છે ? "

" સરદાર! તમારી પાસે ઘણા દિવસ રહેલા માણુસને પણ તમે ઓળખી શક્યા નથી જાણી હું ઘણી નવાઇ પામું છું."

" અમને જંગલી લોકોને એવી બાબતનું જ્ઞાન હોતું નથી."

" તમે જંગલી નથી; પણ મહા જ્ઞાની છો. તમારા ગુણ–જ્ઞાનની મને ખબર છે."

" હવે બીજી વાતો જવા દઇ આમનું ઓળખાણુ કરાવો." રામજીએ કહ્યું.

" એ રાજરત્ન છે."

" એટલે ? "

" આપણી આશાનું કિરણુ છે."

"હું સમજી શકતો નથી." રામજીએ આશ્ચર્યમાં ડૂબતાં કહ્યું.

"સરદાર! આ અન્ય કોઇ નહિ પણ નૌત્તમનગરના ખરા હક્ક-દાર ગાદીવારસ છે?"

"હેં! કોણ આ કનકકુમાર છે?" તોપનો ગોળો ફાટતાં માણસ ચોંકે એમ રામજીએ ચમકીને પૂછ્યું.

"હા, વધુ ખાત્રીને માટે તેમણે હાથે પહેરેલી સુવર્ણમુદ્રા જુઓ કે તેનીપર મહારાજા દુર્મદસિંહની મહોર છાપ છે કે નહિ?"

રામજીએ વિજળીની ઝડપે કનકનો હાથ પકડી તેની આંગળીએ પહેરેલી સુવર્ણમુદ્રા જોઇ. તત્કાળ તે ઉભો થયો અને કનકના પગમાં પડ્યો. કનકે તેને સ્વહસ્તે બેઠો કર્યો. રામજીએ પશ્ચાતાપ કરતાં કહ્યું, "કુમાર! તમારે આવી રીતે છૂપાઇ રહેવું યોગ્ય નહોતું. ખરી વાત મને તો જણાવવી હતી?"

"સરદાર! સમય જોતાં મેં જે કર્યું છે તે યોગ્યજ કર્યું છે." કનકે કહ્યું.

"અરેરે! તમે ઘણાજ દુ:ખી થયા." રામજીએ ઉદ્દગાર કાઢ્યો.

"દુ:ખ સિવાય સુખ નથી. તમારી પાસે રહેવાથી મને કંઈ પણ દુ:ખ થયું નથી. તમારા જેવા સ્વદેશવત્સલ સરદારના પરી-ચયથી હું આનંદ પામું છું અને મને એક બહાદુરની મદદ મળી છે જાણી મારો ઉત્સાહ વધ્યો છે."

"રહાદસિંહ તમને ઓળખે છે?" રામજીએ પૂછ્યું.

"હા, અને તેથીજ તે મારો નાશ કરવાનો ઇરાદો રાખતો હતો."

"નીચ, ખુની, નીમકહરામ." રામજીએ દાંત પીસ્યા.

કનકકુમારે તેને શાન્ત પાડી પેલા વેરાગી યુવાનને પૂછ્યું, "તમે તમારૂં સત્ય ઓળખાણ આપી શકશો?"

"શું આ પણ કોઇ વેશધારી છે? રામજીએ હશીને પૂછ્યું.

"હા." કનકે કહ્યું.

"હું વેશધારી નથી, પણ સ્વદેશ સેવક છું."

"એતો અમે જાણીએ છીએ. પણ તમારૂં નામ ?"

"મેં પ્રથમ જણાવ્યું છે કે મારૂં નામ ભક્તદાસ."

"હું તમને પ્રભુના સોગન આપીને પૂછું છું કે તમારૂં સત્ય નામ જાહેર કરો." કનકકુમારે કહ્યું.

"કુમાર! મારૂં નામ બન્શીલાલ છે."

"કોણ મારા ભાઇ વિજયના મિત્ર બંન્સીલાલ તે તમે પોતેજકે ?"

"હા."

કનક-બન્શી મળ્યા-ભેટયા-આનંદ પામ્યા. બન્શીએ તમામ વાતથી કનક અને રામજીને જાણીતા કર્યા. ભુજંગસિંહ-રણમલ-સિંહ-સુંદરસિંહ જાહેર યુદ્ધ કરવાની તૈયારીમાં છે જાણી બન્નેના આનંદનો પાર રહ્યો નહિ. પણ કનકને વિજય-વસંતનો પત્તો નથી જાણી દીલગીરી ઉત્પન્ન થઇ. બન્શીએ તેને માટે આશ્વાસન આપ્યું. એટલામાં રામજીને કંઇક યાદ આવતાં પૂછ્યું, "કનકકુમારની સાથે કમળા હતાં તે કોણ "

"તે વિજયસિંહની બ્હેન થાય છે?"

"વિજયસિંહ કોણ છે?"

"બહાદુર દેશભક્ત છે."

"આપણાં રાજકન્યા રમાબ્હેન હાલ ક્યાં છે?"

"સુખમાં છે." કહી બન્શીએ રામજીના કાનમાં ધીરેથી વાત કરી કે જેથી રામજીએ એક આનંદનો ઉદ્દગાર કાઢી આકાશ તરફ હાથ જોડયા.

"બન્શીલાલ! તમે ઘણું સારૂં કામ કર્યું છે, તમારા પ્રયાસ-થીજ સર્વ પ્રજાજનો જાગૃત થઈ સ્વદેશ પ્રત્યેનો ધર્મ સમજ્યાં છે." કનકે કહ્યું.

"કુમાર! જે કાંઇ થાય છે તે પ્રભુની કૃપાનુંજ પરીણામ છે. માણસ તો ફક્ત નીમિત માત્રજ છે."

"કમળાના કંઇ સમાચાર જાણો છો " કનકે પૂછ્યું.

' હા, તે હાલ સુખમાં છે."

" શત્રુના ઘરમાં સુખ હોઇ શકે ?"

" કમળા દુઃખમાં સુખ સંપાદન કરવાની કળા સારી રીતે જાણે છે. તેણે તેના સ્ત્રીચારિત્ર્યનો આરંભ કરી દીધો છે. સરદાર દુર્જનસાલ તેનેજ જોઈ રહ્યો છે અને કમળા ખાસ તેની હિતેષી છે એમ માની બેઠો છે. હવે ટુંક સમયમાં કમળા કંઇક નવું જુનું કરી નાખશે."

કનક અને રામજી સંતોષ પામ્યા. પુનઃ કનકે પૂછ્યું, " તમને આ બધી બાબતની ખબર કેવી રીતે પડી ?"

" આપણાં અનેક માણસો રાજ્યની નોકરીમાં છે. કમળાની સેવામાં જે દાશી છે; તે દાશીનો સ્વામી મારો વફાદાર સેવક છે. તેની માર્ફતે હું બધી ખબર મેળવું છું."

" રાણીના સંબંધમાં કંઇ જાણો છો ?"

" હા, તેને દુર્જનસાલપર રોષ પ્રકટ્યો છે. રાજ્યમાં શાન્તિ સ્થપાયા પછી રાણી દુર્જનનો કાંટો દૂર કરવા ઇચ્છે છે."

" ત્યારે હવે આપણે શું કરવું ?" રામજીએ પૂછ્યું.

" તે જણાવું છું. વારૂ તમારી પાસે રાજ્યનો ખજાનો રહે છે કે ?"

" હા."

" તેમાં રોકડ નાણું કેટલું હશે ?" બન્શીએ પૂછ્યું.

" તેની મને ખબર નથી; પણ રોકડ નાણું અને સોનું ઘણું છે એમ અનુમાનથી કહું છું."

" તમારી પાસેના માણસો કેવા છે ?"

" મને વફાદાર છે. મારે માટે જીવ આપે એવા છે."

" ત્યારે તમારે તમારા તમામ માણસો સાથે રાજ્યનો ખજાનો લઇ આજ રાત્રે નીકળવું અને સરદાર ભુજંગસિંહની છાવણીમાં જવું."

" સરદાર મને ઓળખશે ?" રામજીએ પૂછ્યું.

" હા, હું તમને ચિઠ્ઠી લખી આપું છું."

" મને અહિં રહેવા દીધો હોત તો ઠીક થાત."

"કેમ વારૂ."

"કનકકુમારથી છૂટા પડતાં મને લાગી આવે છે."

"તમારી ઇચ્છા એમ છે તો તમે ભુજંગસિંહને મળી ખજાનો સોંપી પાછા આવજો. તમારા માણસોને ત્યાં રાખજો."

"હું ક્યાં આવીને તમને મળું ?"

"પેલો સામે દેખાય છે તે પ્હાડની ખીણ આગળ અમે દરરોજ સાયંકાળે આવીશું."

"ત્યારે હું હવે જવાની તૈયારી કરૂં." રામજી ઉભો થયો અને તેણે રણશીંગડું ફુંકી પોતાના માણસો એકઠાં કર્યા. થોડીવારમાં અસંખ્ય ભીલ લોકોથી ત્યાંનું મેદાન ભરાઇ ગયું. રામજીએ તેમની ભાષામાં સઘળાને વસ્તુ સ્થિતિ સમજાવી. સઘળા જંગલી લોકોએ કનકકુમારને પગે પડી વંદન કર્યું. આ પછી રામજીએ તેમાંના દસ બાર માણસોને કંઇક કહી વિદાય કર્યા. તે માણસો એક દિશા તરફ ચાલતા થયા. બાકીના પડાવ નાખી ત્યાં પડયા.

રાત્રિ પડી. અંધકાર અવનીને ઢાંકવા લાગ્યો. આ વખતે પેલા ગએલા માણસો કેટલાક ઘોડા અને પચાસેક ઉંટ લઇ ત્યાં આવ્યા. રોકડ નાણું–સોનું–જવાહીર વગેરે રાજ્યના ખજાનાના મોટા ગાંસડા બંધાયા અને ઉંટપર ખડકાયા. સઘળી તૈયારી પૂર્ણ કરતાં ઘણી રાત્રિ વીતી. મધ્યરાત્રિ થતાં રામજી અને કેટલાક સૈનિકો ઘોડેસ્વાર થયા. જંગલી લોકો ઉંટને ઘેરી આગળ ચાલ્યા. રામજીએ વિદાય માગી. તેની આંખ્યોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં, કનકની પણ એજ ગતી હતી. રામજીએ કનક અને બન્શીની સાથે હાથ મેળવ્યો. બન્શીએ તેની સફર સફળ નીવડવાનું અને જલ્દી પાછા આવી મળવાનું કહ્યું.

"કુમાર ! જાઉં છું." રામજીએ ઘોડાની લગામ ખેંચતાં કહ્યું.

"હા, જાઓ અને જલ્દી આવી મળજો. તમારા જવાથી મને ઘણું લાગી આવે છે." કનકનો કંઠ રૂંધાયો.

રામજીએ હૃદયને દ્રઢ કરી ઘોડાને દોડાવી મૂક્યો. તેના માણસોએ

પણ તેનું અનુકરણ કર્યું. જોતજોતામાં સઘળા ઘણે દૂર નીકળી ગયા. ઘોડાઓની પડઘીઓના અવાજ જ્યાં સુધી સંભળાયા ત્યાં સુધી બન્શી અને કનક તેમની તરફ જોઇ રહ્યા. ઘોડાઓની પડઘીઓના અવાજ સંભળાતા બંધ થતાં બન્ને ગુફા તરફ ગયા અને અંદર પ્રવેશી સૂતા. રાત્રિ ગણી વિતવાથી તેઓ પણ ઉંઘમાં પડયા.

---

## પ્રકરણ ૯ મું.

---

### કનક અને બન્શી.

પ્રભાતકાળ થવા આવ્યો. જગત જાગૃત થવા લાગ્યું. અંધકાર છૂપાવા લાગ્યો. પ્રકાશ પૃથ્વી પટપર ધીમે ધીમે આધીપત્ય જમાવવા લાગ્યો. નીશાચર પક્ષીઓ દિવસે અંધ દશા પ્રાપ્ત થવાથી માળાઓમાં ભરાઇ જવા લાગ્યાં, અસુરમયી રાત્રિ નષ્ટ થઇ. દૈવી દિવસની શરૂઆત થઇ. નિસ્તેજ—શાન્ત વૃક્ષો પ્રફુલ્લ થયાં. પુષ્પો ખીલવા લાગ્યાં. સરોવરનાં કમળ પૂષ્પોની બીડાએલી પાંખડીઓ પ્રફુલ્લ થઇ અને તેની અંદર આખી રાત્રિ પૂરાઇ રહેલા ભ્રમરો બંધનમૂક્ત થયા. પ્રભાતનો શિતળ રમણીય પવન વાવા લાગ્યો. પક્ષીઓ મધુરા ટહુકારથી જગતને જાગૃત કરવા લાગ્યાં.

ગુફામાં સૂતેલા કનક અને બન્શીમાંથી બન્શીની આંખ્યો ઉઘડી ગઇ. પ્રભાત થયું જાણી પથારીમાંથી ઉઠી બેઠો થયો. પ્રભુનું ધ્યાન ધરી તેણે કનક તરફ જોયું. કનક શાન્ત નિદ્રામાં પડયો હતો. ભલે તે થોડીવાર સૂખ શાન્તિ મેળવે એમ ધારી બન્શી ઉભો થયો અને ગુફાની બ્હાર નીકળી ત્યાંના ખુલ્લા ચોગાનમાં થોડીવાર બેસી તેણે પ્રભુનું ધ્યાન ધર્યું અને ધ્યાનને અંતે પ્રભુ પ્રાર્થના કરી. તેનું ધ્યાન અને પ્રાર્થના સ્વભૂમિના ઉદ્ધારને અર્થે હતું. તેની સ્તુતિમાં સ્વદેશના ઉદ્ધારનાજ શબ્દો હતા. અધમનો નાશ કરવા અને પુણ્ય જનોનું રક્ષણ

કરવા તેનું હૃદય પ્રભુને પોકાર પાડી રહ્યું હતું. ધ્યાન અને સ્તુતીને અંતે બન્શીએ ઘુંટણે પડી બે હાથ જોડી બોલવા માંડ્યું.

હે, હે દયામય પાપ નાશક, સર્વ વ્યાપક હે પ્રભુ,
બહુ કષ્ટ હારક ભક્ત તારક, પતિત પાવન હે વિભુ;
હે ઇશ કરૂણામય દયાળુ, અબ દયા તો કીજીએ,
હમ દેશીયોકી દુર્દશાપર, ધ્યાન તો પ્રભુ દીજીએ.
હે નાથ આર્ય ધર્મકી. રક્ષા તુમ્હી કરતે રહે,
જબ જબ પડાથા કષ્ટ ભગવંત, આપહી હરતે રહે;
હા! આજ આર્ય ધર્મકે, ઘાતક બહુ હોને લગે,
આદર્શ આર્ય ધર્મકો, દેખોતો વહ ખોને લગે.

* * * * *

હાય આર્ય ધર્મ ઔર દેશકે ઘાતક બઢે,
કયા કહું હે નાથ! જૈસે દેશમેં પાતક બઢે;
આજકે દેશ રક્ષક પ્રભુ કર રહે કયા કર્મ હે,
દેશપર કરના કુઠારા ઘાત ઇનકા ધર્મ હે.
હે નાથ આર્યધર્મ હીન્દુ, ઔર હિંદુસ્તાનકો,
રક્ષા કરો અબ આપ તુમ અપને અમીત સંતાનકો;
અબ ભરોંસા આપહીકા, કર રહે આર્યો સભી.
દેરી કરો અબ ઇશ હે નહિ તો હોયગી હાલત બુરી.

* * * *

ઇસ અભાગે દેશકો, હે ઇશ! ફીર અપનાઇગે,
કરકે સુશિક્ષા નાથ ઇસકો, પૂણ્ય ભૂમિ બનાઇએ.
સ્મર્ણ ગીતાકા પ્રભો! અબ તો હિયે મેં લાઇએ
સદ્ધર્મ રક્ષા કે લીયે, પ્રભુ આઇયે પ્રભુ આઇયે.
ઉપદેશ ગીતાકા પ્રભુ! ઘર ઘર મેં ફિર પ્રચાર હો,
ઇસ પૂણ્ય ભારત ભૂમિ મેં, અબ આપકા અવતાર હો;
કલ્યાણ હો સંસાર કા, સદ્ધર્મ કા ઉદ્ધાર હો,
ચહું ઓર આનંદ હર્ષકા, હે ઇશ ફિર વિસ્તાર હો.

રા. શ્યામ.

આ પ્રમાણે નિત્ય નિયમાનુસાર બન્શીએ સ્તુતી કરી. અને પછી સ્વસ્થ થઇ વ્યાયામ કર્યો. પૂર્ણ પ્રકાશ વ્યાપી ગયો હતો. ગુફાથી થોડેક દૂર એક નાની નદી વહેતી હતી. બન્શીએ ત્યાં જઈ સ્નાન કરી લીધું અને પુનઃ પ્રભુને પ્રણામ કરી ગુફામાં આવ્યો. કનકકુમાર હજી જાગૃત થયો નહોતો. બન્શીએ તેને જાગૃત કરવા વિચાર કરી તેને ધીમેથી બુમ મારી કહ્યું, "ભાઇ! ઉઠો, પ્રભાત થયું."

તેના શાન્ત અવાજથી કનક જાગૃત થયો. તેણે આસપાસ જોયું. મોડું જાગૃત થવાયું જાણી પસ્તાયો. તે બોલ્યો, "તમે ક્યારના જાગૃત થયા છો?"

"મને ઘણી વાર થઇ. હું સ્નાનાદિક નિત્ય કર્મથી પરવારી ચૂક્યો છું." બન્શીએ કહ્યું.

"ત્યારે મને જગાડયો કેમ નહિં?" કનકે કહ્યું.

"તમે શાન્ત નિદ્રામાં પડેલા હોવાથી મેં જાગૃત કરવાનું ઉચિત ધાર્યું નહિ."

"ત્યારે હું પણ સ્નાનાદિકથી મુક્ત થઇ આવું." કહી કનક ઉભો થયો અને સરીતા તરફ ચાલ્યો. બન્શી ગુફાની બ્હાર આવેલા એક વૃક્ષ નીચે બેઠો.

તેને વૃક્ષ નીચે બેઠે થોડીકવાર થઇ હશે એટલામાં તેને દૂરથી એક ઘોડેસ્વાર દોડતે ઘોડે ચાલી આવતો જણાયો. બન્શી તરતજ ઉભો થયો અને ત્યાંથી થોડેક દૂર આવેલા એક બીજા વૃક્ષને ઓથે છૂપાઇ ઉભો. તેના મનમાં અનેક પ્રકારના વિચાર આવવા લાગ્યા. તે ઘોડેસ્વાર કોણ હશે? આ તરફ કેમ આવતો હશે? શું તેને મારા અત્રેના નિવાસની ખબર પડી હશે? શું તે મને પકડવા આવતો હશે? ગમે તે હશે. હમણા જણાશે, આમ વિચારતો બન્શી આગંતુક સ્વાર તરફ જોઇ રહ્યો. નજીક આવતાં બન્શીની ખાત્રી થઇ કે તે આવનાર સ્વાર સરકારી છે. તે શું કામ આવ્યો હશે?" બન્શી તેની હિલચાલ જોઇ રહ્યો.

આવનાર ઘોડેસ્વાર ગુફાની નજીક આવી ઘોડાપરથી નીચે ઉતર્યો અને ઘોડાને ઝાડના થડે બાંધી ગુફામાં પ્રવેશ્યો. ગુફા તેને જન શૂન્ય જણાઇ. મોટી ગુફા માણસ વિનાની જોઇ તે સ્વાર આશ્ચર્ય પામી બહાર નીકળી આસપાસ જોવા લાગ્યો. થોડીવાર ઉભા રહ્યા પછી તેણે રામજી, ઓ રામજીસરદાર કહી બે ચાર બૂમો મારી, પણ રામજી ક્યાંથી હોય કે તેને જવાબ આપે!

વૃક્ષને ઓથે છૂપાએલા બન્શીની ખાત્રી થઇ કે આવનાર ઘોડેસ્વાર રામજીસરદારની પાસે આવ્યો છે. હવે ભય નથી. ચાલ હું પણ તેની પાસે જઇ તે શું કામે આવ્યો છે તે જાણી લઉં. આમ વિચારી બન્શી વૃક્ષની પાછળથી નીકળી આગળ આવ્યો અને ધ્રુજતા પગે અતિશય ગભરાટ ભરેલા વદને એક દીન જનના દેખાવ માફક સ્વારની પાસે આવી ઉભો.

ગરીબ જનોને પશુ તુલ્ય સમજનારા રાજ્યના સિપાહી અને અમલદારોમાંનો આ એક ઘોડેસ્વાર બન્શીનો રાંક દેખાવ જોઇ પ્રથમ તો પુષ્કળ હસ્યો અને પછી પૂછ્યું, "અલ્યા તું કોણ છે?"

"હું એક ગરીબ માણસ છું." બન્શીએ ધ્રુજતા અવાજે કહ્યું.

"ક્યાં રહે છે?"

"અહિંજ."

"ગરીબને લાયકજ સ્થળે રહે છે. આમ મનમાં બોલી પુનઃ તે સ્વારે પૂછ્યું. "અહિં કઇ તરફથી આવ્યો?"

"પેલા ડુંગરામાંથી." બન્શીએ જવાબ આપ્યો.

"આ ગુફામાં રહેતા હતા તેને તું ઓળખે છે?"

"હા, હું બધાને ઓળખું છું."

"તે બધા કયાં ગયા છે?"

"તે કહેતાં મારી જીભ ઉપડતી નથી."

"કેમ?"

"મને બીક લાગે છે."

"કોની ?"

"બુરખાવાળા સરદારની."

"એ બુરખાવાળો સરદાર વળી કોણ મૂઓ છે ?"

"એતો જે તેને જુએ એજ તેને ઓળખે."

"તારા બોલવામાં મને સમજ પડતી નથી ?"

"મારાથી બરાબર બોલાય તોજ તમને સમજાય."

"ત્યારે ચોકખું જણાવી દેને ?"

"પણ મને ધ્રુજારી વછુટે છે તેનું શું કરવું ?"

"તું શા માટે ધ્રુજે છે."

"મને તે બુરખાવાળાના આવવાના ભણકારા વાગે છે."

"શું એ બુરખાવાળાએ તને માર્યો છે ?"

"અરે બાપ! માર્યો તો શું પણ સત્યાનાશ વાળ્યું છે."

"શું, જલ્દી કહી દેને ?"

"ગુફાના બધા માણસોની સાથે રામજી સરદારને પણ કેદ કરી એ બુરખાવાળો લઇ ગયો."

"અરે ! તું આ શું કહે છે ?" ઘોડેસ્વારે ગભરાઇને પૂછ્યું.

"હું ખરૂં કહું છું. કાલરાત્રે ઘણાં હથીઆરબંધ માણસોની સાથે તે બુરખાવાળો ઘોડેસ્વાર થઇને અહિં આવ્યો અને બંદુકોના અવાજ કરવા શરૂ કર્યા. રામજી અને તમામ માણસો એકઠા થયા; પણ સામા માણસોની સંખ્યા વધારે હોવાથી ગભરાયા. તે બુરખાવાળાએ તરતજ પોતાનાં માણસોને હુકમ આપ્યો કે સઘળાને કેદ કરો. રામજી અને અમારા માણસો હજી તો વિચારમાં હતા એવામાં જ તેના માણસોએ અમારાં હથીઆર પડાવી લઇ ચાલવાનું સૂચવ્યું, હથીઆરો હાથમાંથી ગયાં ધારી રામજી અને તેના માણસો મુંગે મોડે તેમની આજ્ઞાને સ્વાધિન થયા. તેમને આગળ રવાને કરી બુરખાવાળાએ પોતાની સાથે રહેલા થોડાં માણસોની મદદથી આ ગુફાની અંદરનો રાજ્યખજાનો બહાર કાઢયો અને તેના માણસોએ ગાંસડાં–પોટલાં બાંધી ઉંટ અને ઘોડાંને હાંકે રાખ્યાં." બન્શીએ જણાવ્યું.

"એટલે ?" આવનાર ઘોડેસ્વારે આંખ્યો વિકાશીને પૂછ્યું.

"ખજાનો લઇ પસાર થયા."

"શું રાજ્યનો ખજાનો ગયો ?"

"હા, અત્યાર સુધીમાં તો તે ઠેકાણે પણ થઇ ગયો હશે."

"ગજબ થયો." ઘોડેસ્વાર બોલી ઉઠયો.

"ઘણોજ જુલ્મ થયો." બન્શીએ પણ ઉદ્‌ગાર કાઢયો.

"આ બાબતની ખબર થતાં રાજ્યમાં હાહાકાર થશે."

"અને ખજાનાની સાથે આપણા માણસો કેદ થવાથી પણ વધુ હાહાકાર વધશે."

"માણસો જહન્નમમાં ગયાં; પણ ખજાના માટે ઘણું લાગી આવશે."

"અને માણસોને માટે નહિ કે ?"

"બીલકુલ નહિ. અમે માણસો કરતાં દોલતને વધારે વ્હાલી ગણીએ છીએ."

"ત્યારે જે માણસો તમને વફાદાર રહી જીવ આપે તેની આવી જ કદર થાય છે ને ?"

"હા, એવીજ. અમને જે માણસો પૈસા પેદા કરાવે તેજ અમને કંઇક પ્રિતીપાત્ર થઇ પડે. જંગલી લોકો કેદ થયા તેના કરતાં અમારાં મહારાણી અને સરદારને ખજાના માટે ઘણું લાગી આવશે."

"લાગી આવેજ. વારૂ તમે કોઇ સરદાર છો ?"

"ના."

"ત્યારે ?"

"હવાલદાર."

"રાજ્યની નોકરીમાં કેટલા વખતથી છો ?"

"તારે જાણવાની શી પંચાત."

"મને જણાવશો તો કંઇક લાભ મળશે."

"શું પૈસા બૈસા મળશે ?"

"હા."

" અલ્યા! તારી પાસે પૈસા ક્યાંથી ? "

" ખજાનાની ગાંસડીયો બાંધતી વખતે કેટલાક હિરા મોતી નીકળી પડયાં હતાં તે મેં લઈ લીધાં છે. "

" તું પણ જબરો."

" કહો હવે તમે કેટલા વખતથી નોકરીમાં છો ? "

" આશરે નવ મહિનાથી. "

" પહેલાં શાની નોકરીમાં હતા ? "

" પટાવાળાની. "

" ત્યારે નવ માહનામાં ઘોડેસ્વારોની હવાલદારી કેવી રીતે મેળવી શકયા ? "

" અરે એમાંજ ખૂબી સમાએલી છે ને ? તારા જેવા ગરીબ ગાંડુને નોકરીની અંદરના ભેદની શી ખબર પડે ? મને લાગે છે કે તારો વિચાર કોઇ નોકરીમાં રહેવાનો હોવાથી તું મને પૂછીને માહિતગાર થવા ચાહે છે. તેં મને હિરા અને મોતી આપવાનું કહેવાથી હું તને મારી નોકરી સંબંધી સઘળી વાત કહું છું. હું એક ગરીબ માબાપનો છોકરો હતો. મારા બાપ-મા મરી ગયાં. હું ચોરીયો કરતો. આથી ત્રણ વખત જેલમાં ગયો. ત્યાં કંઇક લખતાં-વાંચતાં શીખ્યો. બાદ જેલમાંથી છૂટતાં નોત્તમનગર આવ્યો. થોડા દિવસ આમ તેમ ફરી મેં જાણી લીધું કે રાજ્યની નોકરીમાં આજ કાલ ઘણો સારો તડાકો પડે છે. આમ જાણી મ્હેં સિપાહીઓની દોસ્તી બાંધી. સિપાહીઓને માસીક દસ રૂપીઆ મળે છે; પણ તે પગાર ઉપરાંત મહીને દિવસે એતો ચાર ઘણું પેદા કરે છે. રાજ્યના અમલદારો અને ન્યાયાધીસો સિપાહીઓની લુચ્ચાઇઓ જાણવા છતાં કંઇ કરતા નથી; અને તેથીજ સિપાહીઓના પગારનો પણ વધારો થતો નથી. ઘરમાં જોઇતી તમામ ચીજો સિપાહીઓ મફત મેળવે છે. નિર્દોષ જનોને ત્રાસ આપી, દમ દઇ, ખોટા પૂરાવા ઉભા કરી પુષ્કળ પૈસા પેદા કરે છે. મારો એક દોસ્ત કેજે હાલ જમાદાર છે, તેણે તેની ત્રણ વર્ષની નોકરી દર્મીયાન પંદર

વીસ હજાર રૂપીયા એકઠા કર્યા છે. રાજ્યમાં ખરી સત્તા સિપાહીવર્ગ-નીજ છે. રાજા અને ન્યાયાધિશો કરતાં સિપાહી ખાતાની સત્તા વધુ છે. ગમે એવા નિર્દોષ માણુસને પકડી માર મારી ખોટા પૂરાવા ઉભા કરી જેલજાત્રાએ મોકલવો એ સિપાહીઓનાજ હાથમાં છે. મારા હાલના જમાદાર મિત્રે એક શેઠીઓ કે જે તદન નિર્દોષ હતો; તેની પાસેથી પૈસા પડાવવાની ઇચ્છાથી એક અંદરના માણુસની માર્ફતે તેની ઉપર ખોટું ત્હોમત મૂકાવ્યું. તેનો કેશ ચાલ્યો. શેઠને સજા થઇ. જમાદારે અમુક રકમની માગણી કરી બદલામાં છોડાવવાનું કહ્યું. શેઠે ચિઠ્ઠી લખી આપી. જમાદારને રૂપીયા મળ્યા. તેમાંથી થોડાક ન્યાયા-ધિશને પણ મળ્યા. શેઠ છૂટયા. આવી રીતના અનેક કાવા દાવાઓથી મારો તે મિત્ર પૈસાવાળો બન્યો છે અને હજી પણ પેદા કરે છે. આવું જાણી મેં પણ સરકારી નોકરીમાં દાખલ થવાનો નિશ્ચય કર્યો. મેં મારા તે દોસ્તની વગથી સિપાહીની નોકરી મેળવી. બે મહીનામાં તો હું સાચ્ચો બેઇમાન અને ગરીબોને સંતાપનાર સિપાહી બચ્ચો બની ગયો. હું સારા સારા શેઠીયાઓના છોકરાઓને ખોળતો. સારા માણુસોના છોકરા બાગ બગીચા અને નાટકશાળાઓમાંથી મળી આવે છે જાણી હું મારા જોડીદાર સિપાહીની સાથે નોકરીપરથી છૂટયા પછી એવાં ઠેકાણાં ખોળતો. મારી નજરે એવો કોઇ માલદાર પડતાં હું ગમે એ યુક્તિ પ્રયુક્તિથી તેની જોડે બેસતો અને તેને વાતોમાં વાળી તેના ખીસ્સામાં તે જાણે નહિ એવી રીતે ઝેરી વસ્તુ નાખતો. ઝેરી ચીજો ઘરમાં રાખવાને માટે રાજ્ય તરફથી સખ્ત કાયદો છે. કારણુ કે રાજ્યના અમલદારો પોતેજ ઝેરી અને કેફી વસ્તુના વ્હેપારને પોતાના હાથમાં રાખી પોતાની તરફથીજ નીમેલા માણુસો પાસે વેચાવે છે. રાજ્ય તરફથી ઝેરી અને કેફી વસ્તુઓ બીજાને રાખવાની સખ્ત મનાઇ હોવાથી એવી વસ્તુઓનાં પડીકાં પૈસાવાળો જણાતાં તેના ખી-સ્સામાં હું નાંખતો અને પછી થોડોક વખત પસાર થવા દઇ હું મારા જોડીદારને ઇસારત કરતો, તરત મારો સાથીદાર તે માણુસને પકડતો

અને તેના ખીસ્સામાંથી ઝેરી વસ્તુ નીકળ્યાનો આરોપ મૂકતો, તે માણસ ગભરાતો અને લોકોથી પણ શરમાતો. અમને કાલાવાલા કરતો. અમે તેને એકાન્ત સ્થળે લઇ જઇ પ્રથમ ખુબ ત્રાસ આપતા અને માર પણ મારતા. છેવટે સારા પૈસા પડાવી તેને છોડી મૂકતા. આ ઉપરાંત પૈસા પડાવવાને માટે નિર્દોષ જનોને પણ ગુન્હેગાર ઠરાવી ચોકીમાં પૂરતા અને તેની પાસે ગુન્હો કબુલ કરાવવા બેહદ માર મારતા. માર ઠંડો મારતા કે જેથી લોકોમાં જણાય નહિ. વખતે વાદીઓના સાપ પણ પકડાવતા, વિંછીઓ પણ કરડાવતા. આવી રીતના રોજના ધંધાથી મેં પુષ્કળ નાણું એકઠું કરવા માંડયું. તેમાંથી મારા ઉપરી અમલદારોને પણ સંતોષવા માંડયા. ઉપરી અમલદારો પણ તેમના ઉપરીને સંતોષી પોતાનું કાર્ય સાધતા હતા. આવી રીતના ચાલુ પ્રયત્નોથી હાલ હું ઘોડેસ્વારોનો હવાલદાર છું.” હવાલદારે પોતાની બહાદુરી પૂર્ણ દમામથી વર્ણવી. બન્સીની આંખો રાતી ચોળ થઇ.

તેણે નિઃશ્વાસ નાખ્યો. એટલામાં જ હવાલદારે પૂછ્યું, “ અલ્યા ! એ બુરખાવાળો કોણ હતો તે તું કંઇ જાણે છે કે ? ”

“ હા. ” બન્સીએ ખુલતા અવાજે કહ્યું.

“ તે કોણ હતો ? ”

“ તે પહેલાં તમે મને જણાવો કે તમે અહિં કેમ આવ્યા છો ?” બન્શીએ પૂછ્યું.

“ હું સરદાર બહાદુર દુર્જનસાલનો હુકમ લઇને રામજી સરદાર પાસે આવ્યો હતો. ”

“ શો હુકમ હતો ? ”

“ રામજી સરદારે તેના તાબાના કેદી સાથે સરદાર બહાદુરની આગળ હાજર થવું. ”

“ એ કેદી કોણ હતો ? ”

"કોઈક રાજદ્રોહી છોકરો કે જેને પ્હાડસિંહ પકડી લાવ્યા હતા."

"પણ પ્હાડસિંહે તે છોકરાનું નામ જણાવ્યું કે નહિ ?"

"ના, તે બીચારાને ધર્મ કરતાં ધાડ થઇ. સરદારને માટે એક ખુબસૂરત છોકરી પકડી લાવ્યો, ત્યારે બદલામાં તેને જેલમાં જવું પડ્યું છે. આથી પ્હાડસિંહ તે છોકરાનું નામ જણાવવાની સ્પષ્ટ ના પાડે છે, તે છોકરાને ત્યાં હાજર કરવાનો હતો. પણ હવે શું? કહે ભાઇ કે તે બુરખાવાળો કોણ હતો ?"

"સરદાર બહાદુર ભુજંગસિંહ." બન્શીએ ઘોર અવાજે નામ જણાવ્યું.

"એ બાપરે." કહી હવાલદાર સાહેબ તત્કાળ ઘોડે ચઢયા અને ઘોડાની લગામ ખેંચી. બન્શીએ પૂછ્યું, "કાં હવાલદાર સાહેબ! કેમ ઘોડે ચઢયા ? આ મોતી અને હીરા તો લેતા જાવ."

"ના, તેની જરૂર નથી. ક્યાંક એ જીવ લેનાર આટલામાં હોય તો મારે મરવું પડે." આટલું બોલતાંજ તેણે ઘોડાને દોડાવી મુકયો. બન્શી ખુબ હસ્યો. તેને ગમ્મત મળી. કનકની ગેરહાજરી વિતાવી કંઇક જાણી પણ લીધું. કનક નિત્ય કર્મથી પરવારી તેની પાસે આવ્યો. બન્શીએ હવાલદાર સાહેબની બીના જણાવી. બન્ને ખુબ હસ્યા. આ પછી બન્શીએ કહ્યું, "ચાલો હવે આપણે નગર તરફ જઇએ."

"નૌત્તમનગરમાં ?" કનકે પૂછ્યું.

"હા."

"મારૂં ત્યાં આવવું જોખમ ભરેલું છે."

"ફીકર નહિ. તમને હાલ ત્યાં કોઇ ઓળખતું નથી. તમે મૃત્યુ પામ્યા છો એમ ઘણા ખરાનું માનવું છે ?"

"પ્હાડસિંહ મને ઓળખે છે ?"

"પણ તે હાલ જેલમાં છે. બેકદર સરદારની કરેલી નોકરીને માટે અને કરેલાં મહાન પાપથી તે પસ્તાય છે—રૂવે છે."

"આપણે નગરમાં જઇ રહીશું કયાં ?"

બન્શીએ પોતાના નિવાસ દર્મીયાનની તમામ વાત તેને વીદીત કરી. મોહનરાય ત્યાં છે જાણી કનકને આનંદ થયો. બન્શીએ પોતાના કપડાં તેને પહેરાવ્યાં. બન્ને નગરમાં જવાને નીકળ્યા અને સાંજ પડતાં બન્ને નગરમાં આવી મોહનરાયને મળ્યા. કનકને ઓળખતાં મોહનરાયના આનંદની સીમા રહી નહિ. સઘળાએ સાથે બેસી ભોજન કર્યું.

રાત્રિ પડતાં અનેક લોકો અને કેટલાક સારા અમલદારો મોહનરાયને મકાને એકત્ર થયા અને ઘણી મોડી રાત સુધી સ્વદેશની જ વાતો કરી વિખરાયા. પ્રજામાં સ્વદેશભાવના સ્ફુરેલી જાણી કનક ખુશી થયો. તેણે બન્શીએ અને મોહનરાયે મોડા સુધી વાતો કર્યા કરી. કનકકુમાર મોહનરાય અને બન્શીના કાર્યક્રમથી જાણીતો થયો. અંતે સૌ નિદ્રા દેવીની સુખદ છાયામાં પડયા.

## પ્રકરણ ૧૦ મું.

### રામપૂરના મેદાનમાં મોટી સભા.

મધ્યાન્હકાળનો સમય છે. બન્સી અને મોહનરાય અન્ય કાર્યને અર્થે બહાર ગયા છે. કનકકુમાર મકાનના એક સ્વચ્છ ઓરડામાં બીછાવેલી ગાદીપર તકીયાને અઢેલી બેઠો છે. તેના મનમાં વિચારોનું વાતાવરણ છવાઇ રહ્યું છે. કનક બોલતો હતો કે, આ શી પરીસ્થિતિ? માણસનું ધાર્યું કંઇ કામમાં આવતું નથી. મારા પિતાના પિતાના રાજ્ય અમલ દર્મીયાન કેવી સુવ્યવસ્થા અને શાન્તિ હતી? અહા! તે વખતનાં જનો કેવાં સુખી અને ધર્માચરણી હતાં? અફસોસ, આજે તેને બદલે જુદુંજ જોવામાં આવે છે. રાજ્ય અમલ બગડયો, અમલદારો–સરદારો સ્વાર્થથી પાપી બન્યા. આ અસર પ્રજાને પણ થઇ, પ્રજાનો શ્રીમાન વર્ગ ખુસામતીયો થઇ પાપી અમલદારોનાં પાપી કાર્યમાં સ્હાયભૂત થવા લાગ્યો. આવા પરીણામે ગરીબ અને સામાન્ય

પ્રજા રીબાય છે. પૈસાવાળાને ન્યાય મળે છે. ગરીબોને ન્યાય મેળવવા માટે ઘરબાર વેચવાં પડે છે, પણ ન્યાય મળતો નથી. જે રાજ્યમાં ન્યાય મોંઘી કીંમતે મળે છે તે રાજ્ય નકામું છે. જ્યાં ન્યાય મેળવવામાં શ્રમ કે પૈસાનો વ્યય થતો નથી તેવું રાજ્ય ઉત્તમ છે. આ રાજ્યના તમામ નોકરો—ન્યાયાધીસો સ્વાર્થી છે—પાપી છે. પ્રજાના પૈસા પડાવી પૈસાદાર બન્યા છે. તેમનો આવો અક્ષમ્ય અપરાધ પ્રભુ કદી પણ માફ કરી શકશે નહિ. આમ વિચારતા કનકે થોડીવાર મૌન ધારણ કરી પુનઃ બોલવા માંડ્યું, "બન્શી અને મોહનરાય! તમને અત્યંત ધન્યવાદ ઘટે છે. તમારા પ્રયાસથીજ આજે પ્રજામાં કંઇક જાગૃતી આવેલી જણાય છે. તમારા ચાલુ પ્રયત્નોથીજ પ્રજામાં સ્વદેશ ભાવના ઉત્પન્ન થઈ છે. આ ભાવના ઉત્પન્ન કરવાને માટે તમે ઘણાં સંકટો વેઠયાં છે. રાજ્યના કોપને પાત્ર પણ થયા છો; છતાં તમે તમારા પ્રયત્નોમાં હજી અડગ રહ્યા છો. ધન્ય છે તમને. તમેજ ખરેખરા સ્વદેશ ભક્ત છો. તમે દુઃખમાં પણ ડરતા નથી. કાર્ય સાધવું અથવા મરવું આ સિદ્ધાંત તમે સ્વીકાર્યો છે. વિદ્વાનો પણ કહે છે કે,

प्रारभ्यते नखलुविघ्न भये न नीचैः
प्रारभ्य विघ्न विहता विरमन्तिमध्याः।
विघ्नैः पुनः पुनरपिप्रतिहन्यमानाः
प्रारब्ध मुत्तमजनानपरित्यजन्ति ॥

નીચ માણસ હોય તે પોતે કંઈ પણ બાબતનો આરંભ વિઘ્ન નડવાના ભયે કરીને કરતા નથી અને મધ્યમ માણસો હોય તે તેનો આરંભ કર્યા પછી વિઘ્ન આવી નડે તો અધવચ પડતું મૂકે છે. આ પ્રમાણે કરવાથી તેઓના પર વિઘ્ન વારંવાર આવી પડે છે અને તેમાંથી મુક્ત થતા નથી. પરંતુ ઉત્તમ મનુષ્યો તો પ્રારંભ કર્યા પછી તેને તજી દેતા નથી. ભલે તેમના પર સંકટોનાં વાદળ તૂટે અગર તો પ્રાણ જાય.

આવી રીતના કાર્ય કરનારા માણસોથી જ પોતાની અને દેશની ઉન્નતિ થઇ શકે છે. મોહનરાય અને બન્શીને દુઃખ પડવામાં બાકી રહ્યું નથી. છતાં તેઓ તેમના કાર્યમાં અડગ રહ્યા છે. નૌત્તમનગરનો પ્રજાપક્ષ પણ જાગૃત થયો છે. સત્તાવાળા જાગૃતી દાબી દેવાના અનેક ઉપાયો યોજે છે અને લે છે; પણ જાગૃતી વધતી જાય છે. દબાણથી યા જુલ્મ–ત્રાસથી પ્રજાની ભાવનાને જે સત્તાધીશો દબાવવાના વિચાર ધરાવે છે, તેઓ અજ્ઞાન છે. દબાણની રીતિથી પ્રજાની ભાવના વધુ વધે છે. નૌત્તમનગરના જુલ્મીઓનું અવસાન અને પ્રજાના વિજયનો સમય હવે મને નજદીકમાંજ ભાસે છે. સરદાર ભુજંગસિંહ–મહારાજા સમરસિંહ–સ્નેહસિંહ વગેરે તૈયારી કરી રહ્યા છે. આમ આત્મગત બોલતાં કનકને કમળા યાદ આવતાં બોલ્યો, “ કમળા! તું શત્રુના મકાનમાં પૂરાઇ છે. તું હિંમતવાન છે; એટલે મને બહુ ચિંતા થતી નથી. પણ તારા વિયોગથી મને અપાર દુઃખ ઉત્પન્ન થાય છે. વસંત–વિજયનો વિયોગ પણ મને અસહ્ય થઇ પડયો છે. મારાં સ્નેહિજનો! તમારો મેળાપ હવે ક્યારે થશે ? ”

કનક શાન્ત રહી વિચારમાં પડયો. એવામાં બન્શી બહારથી મકાને આવી કનક પાસે આવી બેઠો; અને કનકને ઉદાસ જોઇ પૂછયું, “ ભાઇ! આજે મુખ ઉદાશ કેમ જણાય છે ? ”

“ આજે અનેક પ્રકારના વિચારો મારા મનને દુઃખ ઉત્પન્ન કરી રહ્યા છે. ”

“ તમારા જેવા સુજ્ઞ અને સમજુ માણસે વિચારમાં સમય ગુમાવી દુઃખી થવું જોઇએ નહિ. આપણા વિજયનો સમય હવે સમિપમાંજ છે. ” બન્શીએ કહ્યું.

“ મને કમળા તથા વસંત–વિજય માટે ઘણું લાગી આવે છે. ”

“ વસંત વિજયની શોધમાં આપણા અનેક સ્વદેશભકતો ફરે છે. વળી વસંત–વિજય પણ કાર્યદક્ષ છે. તેઓ કંઇ મહત્વના કાર્યને અર્થેજ ગુપ્ત રહી તેમનું કર્તવ્ય બજાવતાં હશે. કમળાને માટે પણ

કંઈ ફીકર કરવા જેવું નથી. કમળા બુદ્ધિશાળી છે. દુઃખમાં કેમ રહેવું એનું એને પૂરતું જ્ઞાન છે. આજે મને સમાચાર મળ્યા છે કે કમળા બે ચાર દિવસમાં ગમે એ યુક્તિથી મૂક્ત થઇ જશે. તેને જે દિવસે અગર સમયે ત્યાંથી નીકળવાનું હશે તેની આપણને ખબર મળશે."

"મારે એજ જાણવું હતું. શત્રુના તાબામાંથી તેની મૂક્તિ જલ્દી થવી જોઇએ. વારૂ આજે તમે કયાં ગયા હતા?"

"હું આજે કેટલાક માણસોની પાસે ગયો હતો. આજ સાંજે એક છેલ્લી સભા ભરવાનો નિશ્ચય કર્યો છે."

"કયાં?" કનકે પૂછયું.

"નોત્તમનગરથી દસ માઇલ દૂર આવેલા રામપુર ગામના મેદાનમાં. અહિંથી તેમજ આસપાસથી ઘણાં માણસો આજે ત્યાં આવશે." બન્શીએ જણાવ્યું.

"નોત્તમનગરમાં સભાઓ ભરવાનો પ્રતિબંધ છે કે?" કનકે પૂછયું.

"હા, અહિંનાં મહારાણીને અને રાજ્યના અમલદારોને અમારી શાન્ત-વફાદારીની સભાઓમાં રાજ્યદ્રોહ અને ઉશ્કેરણી માલમ પડવાથી સભાઓ ભરવાની મનાઇ કરી છે."

"તમે આજ સુધીમાં કેટલી સભાઓ કરી છે?"

"એકસો પાંચ. આજે પ્રજાજનોના ખાસ આગ્રહથી છેલ્લી સભા ભરવામાં આવનાર છે અને તેમાં ન્યાય અને રાજનીતિ પ્રજાને સમજાવી છેલ્લી સૂચના કરવામાં આવનાર છે."

"તે સ્થળને સભાબંધીનો કાયદો લાગુ પડતો નથી?"

"ના, સભાબંધીનો કાયદો ફક્ત નોત્તમનગરને માટેજ છે."

"આપણે કયારે જવાનું છે?"

"સમી સાંજે નીકળીશું."

આમ વાત ચાલી રહી હતી એવામાં બહાર કોલાહલ થતો સંભળાયો. બન્શી અને કનકે ઉભા થઇ બહાર દૃષ્ટિ કરી તો રા-

જ્યના અમલદારો અને ઘોડેસ્વારોની દોડાદોડી થતી જણાઇ. ઘોડાઓના દોડવાથી રાજમાર્ગો ગાજી રહ્યા હતા. સૈનિકોના હથીઆરોના ખખડાટ અવાજમાં વધારો કરી રહ્યા હતા. રસ્તે જનાર આવનારના મુખમાંથી ગજબ થયો, જુલમ થયો; ભારે કરી, શાબાશ છે વગેરેના શબ્દો પણ સંભળાતા હતા. આ બધી દોડધામ શાની હશે ? શું થયું હશે ? લોકો ગજબ–જુલ્મ શામાટે બોલતા હશે ? બન્શી અને કનકે વિચારી જોયું પણ કંઇ સમજવામાં આવ્યું નહિ. તેમણે મોટા અવાજથી રસ્તે જનાર આવનારને પૂછ્યું, પણ સંતોષકારક જવાબ મળ્યો નહિ.

એવામાં એક જનાર માણસની પર બન્શીની નજર પડી. બન્શીએ તેને બૂમ મારી પોતાની પાસે બોલાવ્યો. તે એક બારોટ હતો. તેણે હસ્તાવદને બન્શીની પાસે આવી હાથ મેળવ્યો. બન્શીએ તેને પૂછ્યું.

"આ બધી ગરબડ શાની છે ?"

"મ્હોતની ?" બારોટે ઠાવકા મુખે જવાબ આપ્યો.

"કોના મ્હોતની ?" બન્શી બારોટના સ્વભાવથી પરીચીત હોવાથી પૂછ્યું.

"જીવતા–જાગતા દૈત્યો કે જે નિર્દોષ પ્રજાનાં લોહી પી રહ્યા છે; તેમના મ્હોતનું મંગળાચરણ થયું છે."

"પણ છે શું એ તો કહો ?"

"તેમનો યમદૂત જાગ્યો છે."

"કયો યમદૂત ?"

"પેલો ભુજંગસિંહ."

"શું ખરૂં કહો છો ?" બન્શીએ આશ્ચર્ય પામવાના ડોળથી પૂછ્યું

"હા, તેજ નરાધમોનો કાળ."

"તે તો મરી ગયો હતો ને ?"

" અહિંના પાપીઓને માટે ફરી જન્મ લઇ આવ્યો છે અને હવે એક એક પ્રજાના રીપુઓને પકડી-પકડી ભૂંડી રીતે મારશે. "

" શું તેણે એવું કંઇ કર્યું છે ? "

" અરે પહેલે સપાટેજ તેણે મહાલાભ મેળવ્યો છે. "

" શો ? " બન્શીએ જાણવા છતાં પૂછયું.

" આપણા રાજ્યનો જે મોટો ખજાનો પેલી ભીલોની ગુફામાં રાખવામાં આવતો હતો; તેની પર પ્રથમ ચોટ લગાવી સરદાર બહાદુર ભુજંગસિંહ તેનાં થોડાં માણસોની મદદથી તમામ ખજાનો ઉપાડી ગયો છે અને વળી વધુ આશ્ચર્ય પામવા જેવું તો એ છે કે ત્યાંના લઢવૈયો સરદાર રામજીને અને તેનાં હજારો માણસોને કેદ કરી સાથે લઇ ગયો છે. ધન્ય છે તેને અને તેને જનમ આપનારી તેની જનેતાને, ઘણું જીવો તે કુળદિપક. તેજ આ નૌત્તમનગરના જીવતા રાક્ષસોને સંહારી રાંકડી પ્રજાને બચાવશે. " બારોટે જણાવ્યું.

" આ બધું કયારે બન્યું ? " બન્શીએ પૂછયું.

" ગયા પરમ દિવસની મધ્યરાત્રે. "

" તેની ખબર કયારે પડી ? "

" આજે સવારે. "

" ત્યારે આ દોઢ ધામ તેની હશે નહિ વારૂ ? "

" હા, રાણી અને દુર્જનસાલના શોકની સીમા રહી નથી. સઘળો ખજાનો લુંટાઇ જવાથી હવે સીલીકે નાણું કંઇ પણ રહ્યું નથી. આ ખજાનો પાછો મેળવી આપનારને દસલાખ રૂપીઆનું ઇનામ જાહેર ર્યું છે અને સાથે ભુજંગસિંહને પકડી લાવનારને ઈનામ ઉપરાંત પાંચસો ગામ આપવાનું જાહેર કર્યું છે. "

" રાજ્યના વફાદાર સૈનિકો અને સરદારો ખજાનો પાછો લાવી શકશે ? "

" તેમનું કપાળ લાવી શકશે. ખજાનો તો સિંહની ગુફામાં ગયો. બકરાનું ગજું ત્યાં જવાનું નહિ ભા. "

" અરે મને લાગે છે કે તેઓ ભુજંગસિંહને પણ પકડી લાવશે."

" તેમના બાપનું કપાળ. ભુજંગની નામથી તો રાંહના ફાટી પડે છે ભુજંગને પકડવાનું અહિંના રાંકડાઓનું ગજું નથી."

" ગમે એ થાય એમાં આપણે શું ? " કનકે કહ્યું.

" આપણે તો આનંદ માનવો જોઇએ ભા." બારોટે કહ્યું.

" બારોટ ! આજે રામપૂર આવશોને ? "

" હા, કયમ નહિ ? હું આપની સાથે જ આવીશ. લ્યો રામ રામ. " કહી બારોટ રસ્તે પડ્યો.

" પ્રજામાં પણ ઘણો અસંતોષ વધ્યો હોય એમ જણાય છે ?" બારોટના ગયા પછી કનકે પૂછ્યું.

" એ તો તમને હજી હવે ખબર પડશે. " બન્શીએ પ્રત્યુત્તર આપ્યો.

મોહનરાય પણ બહારથી આવ્યા. સઘળી વાત જણાવી. વાતોમાં સાંજ પડવા આવી. ત્રિપુટીએ રામપૂર તરફ જવાની તૈયારી કરવા માંડી. નૌત્તમનગરના અનેક લોકો રામપૂર જવાને મોહનરાયના મકાન આગળ ટોળે મળ્યાં. સાંજ પડતામાં તો મોટી મેદની મળી. સઘળું મંડળ રામપૂર તરફ જવા નીકળ્યું. બન્શી મોહનરાય અને કનક ગાડીમાં બેઠા. મોટા મેળા જેવો દેખાવ થઇ રહ્યો. રાત્રિના નવેક વાગ્યાના સુમારે નૌત્તમનગરથી નીકળેલા માણસો રામપૂર નજીક આવ્યા. ત્યાં મુકરર કરેલા સભા સ્થાનમાં પણ માણસો કીડીયોની માફક ઉભરાઇ ઉભેલાં જણાયાં. નૌત્તમનગરથી આવનારાઓને જોતાંજ તેમણે માતૃભૂમિની જયગર્જનાથી ગગન ગજાવી મૂકયું. બાદ દરેક માણસો જમીન ઉપર બેસી ગયાં. મેદાનના મધ્ય વિભાગે સમચોરસ ઉંચો ત્રણેક માણસ બેસી શકે એવો ધૂળનો ચોતરો બનાવી તેની ઉપર શેતરંજી પાથરવામાં આવી હતી. બન્શી, મોહનરાય અને કનકે તેની પર આસન લીધાં. સભામાં શાન્તિ વ્યાપેલી હતી. હજારો મનુષ્યોમાં અપૂર્વ શાન્તિ :જળવાઇ રહી હતી. પૂર્ણીમાની રાત્રિ

હોવાથી આકાશમાં પૂર્ણ ચંદ્ર ખીલ્યો હતો. શ્વેત ચંદ્રિકા સર્વત્ર ઝળહળી રહી હતી. લગભગ પા કલાક શાન્તિમાં વિતવા દઇ નૌત્તમનગરથી આવેલા એ યુવાન છોકરાઓએ માતૃવંદનનું ગીત ગાઇ સંભળાવ્યું. આ પછી બન્શીએ ઉભા થઇ હિન્દી ભાષાનું એક ગાન ગાવું શરૂ કર્યું.

જગદિશ મેરા તન એ, નિજ દેશકે લીયે હો,
ધન ધાન્ય જન્મ જીવન, સૌ દેશકે લીયે હો,
ખંજર ચલે જો શીર પર, શૂલી લગે ગલેમેં,
પર ચિત્ત મેરા ભગવન્ રાષ્ટ્રીય રસ પીએ હો,
કંકર વ કંટકો પર સોના યદી પડેગા,
સ્વીકાર વહભી મુઝકો, યહ દેશકે લીયે હો,
પ્રિય માતૃભૂમિકે હીત પર પ્રાણ મેરા જાયે,
કુછભી ઉજ્રુર ન મુજકો દ્રઢતા યહી હીયે હો,
ભારત તીહારે ઉપર સર્વસ્વ કરૂં નીછાવર,
તુંહી હેતુ હમારા, યહ સર્વ રટ રહે હો.

શ્યામ.

ગાન સમાપ્ત થતાં બન્શીએ બોલવાની શરૂઆત કરતાં કહ્યું, “ માતૃભૂમિના ઉદ્ધારક ભાઇઓ! આજે તમને આટલી બધી સંખ્યામાં એકઠા થએલા જોઈ અમને અતી આનંદ થાય છે. આપણે આજ સૂધીમાં અનેક સભાઓ ભરી છે. સભાઓ ભરવાના કારણે આપણને ઘણું વેઠવું પણ પડયું છે. પરીણામે આપણે આપણું કામ સફળ કરી ચૂકયા છીએ. આપણે ગુલામોથી પીડાતી ગુલામી પ્રજાને ઉપદેશ આપી જાગૃત કરી છે, જાગૃત થએલી પ્રજા અસુરોનો અત્યાચાર હવે વધુ વખત સહન કરી શકશે નહિ. ભાઇઓ! આપણે જે પાપીઓ સાથે મુકાબલો કરવાનો છે તે ઘણા શકિત સંપન્ન શત્રુઓ છે. અનેક સહસ્ત્ર સૈનિકો તેમની સેવામાં હાજર છે. નૌત્તમનગર જેવું વિશાળ નગર તેમના કબજામાં છે. આપણે એવા પ્રબળ શત્રુઓનો નાશ કરી રામ રાજ્ય સ્થાપવું છે. જે બહાદુર સરદાર ભુજંગસિં-

હને આપણે મરણ પામેલો માનતા હતા, તે પ્રભુ કૃપાએ જીવતો છે. તેણે બે દિવસ ઉપર જ મધ્યરાત્રે રાજ્યનો ખજાનો હાથ કરી ખજાનાના અનેક રક્ષકોને કેદ કર્યા છે. તેની પાસે અનેક સૈનિકો છે અને તે બહાદુર સ્વદેશ ભકત સરદાર આપણો ઉદ્ધાર કરવા અને જાલીમોની જડ કાઢવા થોડુંકમાં નોત્તમનગર પર જબર જસ્ત ઉમલો કરનાર છે.

ભાઇઓ! એ વખતે આપણે પણ આપણું કર્તવ્ય બજાવી તે સ્વદેશ ભકત સરદારને પૂર્ણ મદદ કરવાની છે, આપણી માતૃભૂમિના ઉદ્ધારનો સમય નજીદીક આવી પહોંચ્યો છે. જો આ સમયમાં આપણે બેદરકાર રહીશું, એક બીજાની સાથે લઢીશું અગર દ્વેશ દર્શાવીશું અને સ્વદેશ ભકત સરદાર ભુજંગસિંહને મદદ નહિ કરતાં શાન્ત બેસી રહી જોયા કરીશું તો આપણા હાથમાં આવેલા સુવર્ણ સમયને ગૂમાવીશું. માતૃ ભુમિની જંજીરો વધુ મજબુત બનાવીશું અને હજારો વર્ષ સુધી આપણે ગુલામોના ગુલામ બનીશું. મારા ભાઇઓ ! તમારે હવે રણયજ્ઞની દિક્ષા લેવાની છે. શત્રુઓને મારવા કે મરવાનો મહા મંત્ર જપવાનો છે, આપણી આ દિક્ષામાં ન્યાય છે. સત્ય છે અને તેથી અંતે ફત્તેહ આપણીજ છે. મારે હવે વધુ કહેવાનું નથી. ઘણી સભાઓ થઇ ચૂકી છે. તમે હવે સાંભળવાને માટે નહિ પણ કાર્ય કરી બતાવવાને લાયક થયા છો. આપણી આ સભા છેલ્લી જ છે. હવેથી એક પણ સભા ભરાશે નહિ. જન સમાજના આગ્રહથી જ આજની સભા ભરવામાં આવી છે. આજની સભા પૂર્ણ શાન્તિથી પૂરી થશે કે કેમ તેની મને શંકા છે. કારણ કે આ સભા વિખેરી નાખવા માટે ત્યાંથી કેટલાક અમલદારો આ તરફ આવનાર છે એવી મને છૂપી બાતમી મળી છે.' બન્શી આગળ બોલે એવામાં જ સભાજનોમાં પોકાર થઇ રહ્યો કે, તેમને આવવા દો, આ વખતે તેઓને અમે પણ અમારો હાથ બતાવીશું.

બન્શીએ સૌને શાન્ત પાડતાં કહ્યું, “ આપણાથી હજી એવું

પગલું ભરી શકાય એમ નથી. કારણકે આપણે હજી યુદ્ધ જાહેર કર્યું નથી. તેઓ કદાચ અહિં આવે ત્યારે આપણે તેમને સમજાવીશું અને નહિ માને તો આપણે આપણી સભા બંધ કરીશું. તમે શાંતિ જાળવશો એવી મારી સર્વને વિનંતિ છે. આજની સભા છેલ્લી છે અને તેથી આજે પ્રજા અને ન્યાય વિષે તમને થોડુંક સંભળાવવામાં આવશે. તમે ધ્યાનથી સાંભળજો." આટલું બોલી બન્શી બેસી ગયો. તરતજ મોહનરાયે ઉભા થઇ બોલવા માંડ્યું. આપણી માતૃભૂમિના શુભેચ્છક ભાઇઓ ! આપણે હવે ખરેખર કાર્ય કરવાના મેદાનમાં આવો પહોચ્યા છીએ. આપણી આગળથી અંધકાર નષ્ટ થયો છે અને તેની જગાએ પ્રકાશ પથરાવા માંડ્યો છે. આ પ્રકાશમાં આપણું કલ્યાણ છે. પણ તે પહેલાં આપણે મહાન ભોગ આપવાના છે. રક્તપાતની પણ જરૂર પડશે. આ માટે આપણે તૈયાર રહેવાનું છે. આપણને આ બધું કરવાની ફરજ પાડનાર આપણી પર સત્તા ચલાવનાર મહારાણી અને તેના જુલ્મી સરદારો અને અમલદારો જ છે. કળાવતી રાણીએ અને દગાબાજ સરદાર દુર્જનસાલે દગાથી રાજ્ય હાથમાં લીધું છે. રાજ્ય લઇ તેઓએ પ્રજાને પાયમાલ કરી મૂકી છે. જે રાજા અગર અમલદારો પ્રજાનું કલ્યાણ નહિ ઇચ્છતાં પ્રજાનું અકલ્યાણ કરે છે, તેઓ પ્રજાના રક્ષક નહિ પણ ભક્ષક ગણાય છે. એવાઓને પ્રજાએ એક પળવાર પણ સત્તાપર રહેવા દેવા જોઇએ નહિ. રાજા અગર સત્તાધીશો પ્રજાની સેવાને અર્થે છે. જેની પર પ્રજાનો પૂર્ણ પ્રેમ હોય તેજ રાજા અને અમલદારો ઉત્તમ કહેવાય છે. રાજાએ અને અમલદારોએ પ્રજા પ્રત્યે પૂર્ણ પ્રેમ રાખી તેમનું પાલન કરવું જોઇએ. તેમને ન્યાય આપવો જોઇએ. તેમની પર જુલ્મ કરવો અથવા થવા દેવો જોઇએ નહિ. તેમણે એવું એક પણ કાર્ય કરવું નહિ જોઇએ કે જેથી તેઓની પર પ્રજાને અણગમો ઉત્પન્ન થાય. અપરાધીઓનો યથાર્થ ન્યાય કરી શિક્ષા કરવી જોઇએ. યોગ્ય રીતે અને ગુન્હા પ્રમાણે વિચારપૂર્વક જો શિક્ષા કરવામાં આવે તો તેથી પ્રજા સુખી

થાય છે. વગર વિચારે શિક્ષા કરવાથી સર્વ લોકનો નાશ થાય છે. ભગવાન મનુએ કહ્યું છે કે, જે રાજા અને ન્યાયાધિશો નિર્દોષજનોને શિક્ષા કરે છે અને અપરાધીઓને છોડી મૂકે છે, તેઓ અપકીર્તિને અને નર્કને પાત્ર થાય છે, પરંતુ કેવા પ્રકારનાં કાર્યો કરવાથી માણસો શિક્ષાને પાત્ર થાય છે, તેનો આપણે પ્રથમ વિચાર કરીએ. જેઓ પોત પોતાના સ્વભાવ પ્રમાણે જે કાર્યો કરે છે; તેના આપણા પ્રાચીન ગ્રંથકારોએ ત્રણ વિભાગ પાડેલા છે. કર્મ, અકર્મ અને વિકર્મ. દરેક ઉત્તમ કાર્ય કરવું તે કર્મ, ન કરવું તે અકર્મ અને તેથી વિપરીત કામ કરવું તે વિકર્મ. જેમકે બીજાનું કલ્યાણ ન કરવું એ અકર્મ અને કષ્ટકારક થવું તે વિકર્મ. જેમ આ કર્માકર્મ વિકર્મ એવા ત્રણ વિભાગ પડયા, તેવાજ પરમાર્થનાં કામો, સ્વાર્થનાં કામો અને પરપીડાનાં કામો એવા પણ ત્રણ ભાગ પડી શકે છે. આમાં પરમાર્થના બે કામો હોઈ શકે છે. એક કોઇ પણ પ્રકારના સ્વાર્થ વિના પોતાનું સર્વસ્વ સમર્પીને પણ પારકાનું કલ્યાણ કરવું તે. બીજો જેમાં પોતાનાં વખાણ થઇને પોતાને માન-યશ અગર અન્ય કોઇ પણ લાભ પ્રાપ્ત થાય તેને માટે જે પરોપકારનાં કાર્ય કરવાં તે. પરપીડાનાં કાર્યો પણ બે પ્રકારનાં હોઇ શકે છે. એક સ્વાર્થ સાધવામાં જે કામ કરવાથી બીજાને નુકશાન પહોંચે છે તે, ને બીજો જેમાં સ્વાર્થ અગર પરમાર્થ કંઇ પણ નથી હોતો છતાં કેવળ બીજાને પીડા કરવાને માટેજ જે કાર્યો કરવાં તે, એવાં કામો કરનાર કેવળ પોતાનો જે દુષ્ટ સ્વભાવ તેને આનંદ-સંતોષ પમાડવાને માટેજ એવાં કામો કરે છે. જે કોઇ સ્વાર્થ મૂકીને અન્યનું કાર્ય કરે છે તે સત્પુરૂષ કહેવાય છે, જે પોતાનો સ્વાર્થ બગડતો નહિ હોય તોજ બીજાનું કાર્ય કરવાને પ્રયત્ન કરે છે તે સાધારણ ગણાય છે અને જેઓ સ્વાર્થને માટે અન્યને નુકશાન કરે છે તેઓ મનુષ્ય નહિ પણ રાક્ષસો ગણાય છે. આ વાક્ય મહાન ભૂપતિ અને યોગેન્દ્ર ભર્તૃહરીનાં છે. આવા પ્રકારે જુદાં જુદાં કાર્ય કરનારાઓમાં જે લોકો અન્યને સુખ થાય એવાં કામ કરે છે

તેઓ તો સદા ન્યાયથીજ વર્તે છે. અને જેઓ બીજાને હાની થાય એવાં કાર્યો કરે છે અથવા શક્તિ હોવા છતાં પરોપકારનાં કાર્યો કરતા નથી તેઓ અન્યાય કરે છે એમ કહી શકાય. ન્યાયી માણસો પ્રાણાંતે પણ ન્યાય નીતનું ખૂન થવા દેતા નથી.

આવા ન્યાયી જનો અન્ય જનોનો પણ યથાર્થ ન્યાય કરે છે. આવાઓનેજ રાજાએ ન્યાયને માટે નિમવા જોઇએ. પરંતુ આપણા રાજ્યમાં ન્યાયાધિશો અને પ્રજાના રક્ષકો કેવા છે એતો સૌને વિદિત છે. જુલમગારના પંજામાંથી છૂટવાને પૂર ઉમેદથી દીન થઇ દાદને માટે પોકાર કરતા આવેલા ગરીબોને ન્યાયના પવિત્ર તેજોમય તખ્ત પર બિરાજમાન થએલા હાલના આપણા મહાન ન્યાયાધીશો સત્તાધારીયો ચોર કોટવાળને દંડે એ ધાટથી પોતાનું ગજવું નહિ ભરાવાના કારણે પાછો કાઢે છે; અને તેના દુષ્મનની પાસેથી દ્રવ્ય મળેલું હોવાથી તેના લાભમાં ન્યાય આપે એવા આપણા ન્યાયાધીશો છે. તે આપણે જોઇતા નથી. આપણે તેવાઓનું નીકંદન કાઢવું છે. ન્યાય નીતિનું ખુન કરનારને ખુનનો બદલો ફાંસી મળવી જોઇએ.

આપણે ઘણા વખતથી દુઃખના દરીયામાં ડુબેલા છીએ. આપણું સર્વસ્વ નાશ પામ્યું છે. આપણી આવી દશા કરનારને આપણે અવનીમાંથી વિદાય કરવા જોઇએ. નિર્દોષજનોનાં ખૂનનો બદલો તેમના ખૂનથી લેવો જોઇએ. આપણે તેમ કરીશું. આપણે સમજ્યા છીએ. જાગૃત થયા છીએ. આપણામાં દેશની દાઝ આવી વસી છે. આપણે જુલ્મીઓની જડ કાઢી પ્રજા પાલક નૃપતિને નોત્તમનગરની ગાદીપર બેસારીશું. રાજાનો ધર્મ જાણનારજ રાજા થયો થવો જોઇએ, અન્યાયી રાજા રાજ્યને કલંક રૂપ છે. અન્યાયી રાજાને અનુસરનારા મંત્રીઓ અમલદારો અને સભાસદો પણ પાપી છે. આવા પાપીઓ કોઇ પણ રાજ્યમાં હોવા જોઇએ નહિ. રાજા અને તેના અમલદારો વગેરે ન્યાય નિપુણ, પ્રજાની દાઝ જાણનારા હોવા જોઇએ. પ્રજાની ઉન્નતિ થાય, પ્રજા સુખી થાય એવા કાયદા રાજાએ બાંધવા જોઇએ. એ કાયદા

પ્રજાની પાસે પાલન કરાવવાને માટે અમલદાર વર્ગે કાળજી રાખવી અને તે પાળવાને પોતે પણ ખાસ ધ્યાન આપવું. રાજાએ પણ હું શ્રેષ્ટ—સર્વોપરી છું એમ જાણી કાયદાથી અવળું વર્તવું નહિ. કારણ કે જો રાજા કાયદો તોડે તો તેના નોકરો અને સેવકો પણ એમ કરેજ. આખું મંડળ અન્યાયી બની જાય, અને તેથી પ્રજામાં ઘણો જુલ્મ તથા અનીતિ પ્રસરી જવાથી પ્રજા ઘણી દુઃખી થાય છે.

આપણી પાસેથી જે કર નિમીત્તે નાણાં લેવાય છે તે આપણા કલ્યાણના અર્થે લેવાય છે, પણ આપણી પર હાલના રાજ્ય અમલ ચલાવનારા આપણા પૈસાથીજ આપણું અકલ્યાણ કરે છે. આવું આપણે હવે જોઇ શકીશું નહિ. આપણું કલ્યાણ ઇચ્છે એવા રાજાને હવે આપણે જલ્દીથી નોત્તમનગરની ગાદીપર આરૂઢ કરીશું. ભાઇઓ! આ આપણો છેલ્લોજ નિશ્ચય છે. આપણે આપણા કાર્યમાં પર્વતની માફક અડગ રહેવાનું છે. આ અમૂલ્ય અવસર આવેલો આપણે ગુમાવવો નથી. આપણી માત્રુભૂમિને પાપીઓના પંઝામાંથી છોડાવવા આપણે આપણા પ્રાણની પણ આહુતી આપીશું. ભારતના ભડવીરો! તૈયાર થજો. સમય નજદીક આવી પહોંચ્યો છે. તે સમય સફળ કરજો અને દુઃખી માતૃભૂમિનો ઉદ્ધાર કરી વિજયમાળા કંઠમાં ધારણ કરજો." આટલું બોલી મોહનરાય સ્વસ્થાને બેસી ગયા. સભામાં જય જયકારના પ્રચંડ ધ્વની થઈ રહ્યા. પોકારો શાન્ત થતાં નોત્તમનગરથી આવેલા એક વૃદ્ધ બારોટે ઉભા થઇ એક લાવણી લલકારી.

રણશીંગાં વાગ્યાં વીર ઉઠો રણાંગણ જાવા,
તનુ કેશરીના દુધ જનનીનું દીપાવા.—રણ.
છે રક્ત આપણું માતૃભૂમિના માટે,
છે દેશ સેવના ખરી શોભના સાટે;
આ જશ જયનો વીરલ હોય તે ખાટે,
ડર તજી નીડર થઇ જાય વૈરીની વાટે.
બળવીર ફરી અવસર નહિ આવે આવા,
રણશીંગાં વાગ્યાં વીર ઉઠો રણાંગણ જાવા.

કરી દયા ખરી આપણ ઉપર જગનાથે,
નિજ માતૃભૂમિનું ઋણુ ચઢ્યું છે માથે;
તો અડગ થઇ લ્યો ખડગ્ હવે નીજ હાથે,
સમરાંગણમાં શૂરવીર ચડો સૌ સાથે.
અરી દળ વાદળને હિમ્મત ધરી હઠાવા,
રણશીંગાં વાગ્યાં વીર ઉઠો રણાંગણ જાવા.
છે એજ આપણી ટેક શૂર થઇ ચડવું,
વીર ધીર થઇને બાગુ હિમ્મતે પડવું;
પણ ડગલું પાછું એક કદી નહિં ભરવું,
નિજ માતૃભૂમિની કાજ હર્ષથી લડવું.
વળી માતૃ ઋણુથી સદાયે મૂકતી થાવા,
રણશીંગાં વાગ્યાં વીર ઉઠો રણાંગણ જાવા,
શયદા.

બારોટની વીર વાણી સાંભળી સભાજનોએ આભને ફાડી નાખે એવી જય ગર્જના કરી. પુનઃ પાછી થોડીવારે શાન્તિ છવાઇ. બન્શીએ કનકને બોલવાની વિનંતિ કરી. સર્વ સભાજનો આ નવા બોલનારનું ભાષણ સાંભળવાને ઉત્સુક થઇ રહ્યા.

---

## પ્રકરણ ૧૧ મું.

### સભાની સમાપ્તિ અને શત્રુની મૂક્તિ.

કનકે શાન્ત અને ગંભીર અવાજે બોલવા માંડ્યું, "દેશભક્તો ! તમારી આગળ બોલનાર હું એક અપરિચિત છું. પણ મેં તમારી સાથે રણયજ્ઞની દિક્ષા ગ્રહણ કરેલી છે. પ્રજાની પાયમાલીનું કારણ હાલના રાજ્ય વહીવટદારોજ છે. મહારાણી પણ દુષ્ટ છે. એ સઘળા અધમોનો નાશ કરી આપણે આપણી પ્રજાનો ઉદ્ધાર કરવાનો છે. અધમોના અત્યાચાર પત્થરને પણ પીંગળાવે એવા છે. આપણે

નજરે પણ જોયા છે એટલે એનું વધુ વિવેચન અત્રે નિરર્થક છે. આવા અત્યાચાર દૂર કરવાને કયો દેશભક્ત મેદાન નહિ પડે ? આપણે અત્યાચારને નાબુદ કરવા તૈયાર થયા છીએ. સત્યની સ્હાયે સદા ઇશ્વર હોય છે જ. આપણે સત્ય માર્ગે છીએ એથીજ આપણો વિજય જરૂર છે. આપણે સત્ય નીતિ અને શાન્તિને ચ્હાનારા છીએ, પણ જ્યારે આપણીપર વિપત્તિ આવી પડે છે યાતો આપણો ધર્મ સંભાળવાની આપણને જરૂર પડે છે, ત્યારેજ આપણે શસ્ત્રો ધારણ કરવાં પડે છે અને અત્યાચારીઓનાં લોહી વહાવાં પડે છે. નૌત્તમનગરની રાણીએ અને તેને અનુસરનારા તેના સેવકોએ પ્રજાનું રક્ત પીવા પિશાચ સ્વરૂપ ધારણ કરેલું છે. અધર્મનો વિસ્તાર વધાર્યો છે, રાજ્ય કુટુંબનાં માણસોને ભીખારી બનાવ્યાં છે. તેમનો આજે પત્તો પણ નથી. આવા અત્યાચારી અસુરોના નાશને અર્થે આપણે પ્રબળ પ્રયત્ન કરવા જોઇએ અને યુદ્ધરંગ ખેલવા જલ્દી તૈયાર થવું જોઇએ. દુશ્મનોની સંખ્યા જોવામાં વધારે છે. તેમની મુલાકાત આપણને હવે ટુંકમાંજ થશે. શત્રુઓ દગાબાજ છે, તેમનાથી આપણે આપણું કાર્ય શરૂ કરતાં સુધી ખુબ સાવધ રહેવાનું છે. આપણે ઘણા દિવસથી યુદ્ધની રાહ જોઇ રહ્યા છીએ. આપણો ઉદ્ધાર કરવા કોઇ મેદાન પડે એવી આશા રાખી રહ્યા છીએ; તે ઉદ્ધારક મેદાન પડવાની તૈયારીમાં છે. આપણાં હથીઆરો કે જે અત્યાર સુધી મ્યાનમાં રહી કટાઇ ગયાં છે, તેને દુશ્મનોના લોહીથી તૃપ્ત કરવાનો સમય હવે સમિપમાં આવી પહોંચ્યો છે. આ સમય આપણે માટે મહાન હર્ષનો અને ઉત્સવનો છે. આપણી પક્ષે એવા બહાદુર વીરનરો છે કે જેમનાં નામ માત્રના શ્રવણથી દુશ્મનો ભયથી કાંપે છે–ધ્રુજે છે. તેઓ થોડા દિવસમાંજ યુદ્ધ જાહેર કરનાર છે. આપણે તેજ વખતે તેમની સાથે જોડાઇ શત્રુઓને આપણા બળનું ભાન કરાવવાનું છે. અનેક ભીલગણો અને અનેક પરદેશી માણસો આપણા પક્ષમાં છે. આપણે પ્રભુ કૃપાથી જરૂર વિજય સંપાદન કરીશું. બહાદુર સરદાર ભુજંગસિંહ આપણો સેનાધ્યક્ષ છે.

આપણે અવશ્ય શત્રુઓનું દમન કરી શાન્તિ અને સુખનું સામ્રાજ્ય સ્થાપી શકીશું. હું......

કનક આગળ બોલે એવામાંજ સભામાંના રણશૂરા પોકાર પાડી ઉઠયા કે, " અમે પણ તે વખતે અમારા બળનો ચમત્કાર શત્રુઓને બતાવીશું. અમારા ઘણા દિવસના વૈરના ધુંધવાતા અગ્નિની પ્રચંડ જ્વાળાઓ દુષ્મનોને બાળીને ભષ્મ કરશે. અમે હવે શત્રુઓથી ડરનાર નથી. આવા અમૂલ્ય અવસરે એક પણ દેશભક્ત મેદાને પડયા વિના રહેશે નહિ. અમારાં હથીઆર વિજળીની માફક કામ કરશે, શત્રુઓનાં મૂળ નિર્મૂળ કરશે. અમારા પ્રાણ રહેશે ત્યાં સુધી અમે શત્રુઓની સામે લઢીશું. "

કનકે ઉંચો હાથ કરી સૌને શાન્ત પાડી કહેવા માંડયું. " તમારા શબ્દો સાંભળી મને અતી આનંદ થાય છે. જે સ્વદેશ ભક્તો પોતાના દેશના ઉદ્ધારને અર્થે પ્રાણાર્પણ કરે છે તેનું નામ અમર થાય છે અને તે સદાકાળ સ્વર્ગમાંજ નિવાસ કરે છે. સ્વદેશભક્તી એ આપણી પ્રથમ ફરજ છે. પ્રભુ તમને પ્રબળ શક્તિ અને ઉત્સાહ આપો. ભાઇઓ! જેણે પોતાના દેશને માટે પ્રાણ ત્યાગ્યા છે, તેઓ તેમની અમર કીર્તિ મરણ પછી મૂકી ગયા છે. જે માણસ દેશોદ્ધારના સમયે આપ ભોગથી ભય પામી અગર સ્વાર્થના લોભથી પોતાના કર્તવ્યને વિસારે છે; અરે જે ભારતનાં સંતાનો પ્રજા પર થતો જુલ્મ–અત્યાચાર અટકાવવાની વખતે કંઇપણ નહિ કરતાં શાન્ત બેસી રહે છે તે ખરો ભારત ભક્ત નથી. તે આર્ય સંતાન કહેવાવાને લાયકજ નથી. એ તો દેશના કલંકરૂપ કંટકજ છે...

કનક આગળ બોલે એવામાંજ એક ઉશ્કેરાએલો બારોટ લલકારી ઉઠયો કે, ભાઇઓ વિદ્વાનોએ પણ કહ્યું છે કે,

જનુની જણે તો ભક્ત જણ, કાં દાતા કાં શૂર,
નહિ તો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર.

ખરા સ્વદેશ ભક્ત કોણ કહેવાય ? સાંભળો મારા ભડવીરો ધ્યાન પૂર્વક સાંભળો,

ધન્ય તે વીરને જે સદા ઉરમાં દેશના કાજ અભીમાન રાખે,
દેશ મારો અને દેશી મુજ ભ્રાત છે એમ જે ઉરમાં નિત્ય દાખે.
દેશી દુઃખ ટાળવા દેહને જે દમે, દેશપર પ્રાણ કુરબાન જાણે.
દેશને લાભ તો ખોટ પોતે ખમે, દેશ કાજ લડી અંત આણે.

× × × ×

દેશીને છેક પરદેશમાં દેખીને પ્યારથી તે તણી પાસ જાતો,
ભ્રાત તેને ગણી ભાવ ભરપૂરથી સ્નેહ સાચા થકી ચિત ચ્હાતો,
દેશી દુઃખ દેખીને દિલ ઘણું દાઝતાં, યત્ન પૂરો કરી દુઃખ ટાળે,
ધન્ય તે વીર જે વાણી મન કર્મથી દેશ હિતકારી થઇ દેશ પાળે.

આવી રીતના જેઓમાં ઉમદા ગુણો ભરેલા હોય છે તેજ ખરા સ્વદેશ ભક્ત કહેવાય છે, બાકીના તો નામનાજ સ્વદેશ ભક્તો કે જેઓ લુખ્ખી કીર્તિ મેળવવાને તરફડીયાં માર્યા કરે છે. તેવાઓ તો પથરાની માફક સર્વત્ર મળી આવે છે. આપણે શૂરવીરોનાં સંતાનો છીએ. આપણે વીરની ગણનામાં ગણાવાનું છે. માટે આ શુભ કામમાં આળસ–ભય ત્યાગ કરી પરીયાંનું પાણી બતાવજો અને રાજ્યના રીપુઓ–નોત્તમનગરના નરાધમોને ચિર નિંદ્રામાં સૂવાડજો. બોલો મારા બહાદુરો એકવાર પ્રભુની જયગર્જના પોકારો કે તમારા ભયાનક વીરનાદથી શત્રુઓનાં કાળજાં કપાઇ જાય.

પુનઃ જયગર્જના થઇ. પુનઃ શાન્તિ પથરાતાં કનકે થોડુંક બોલી પોતાના ભાષણને સમાપ્ત કર્યું.

મધ્યરાત્રિ વીતી ચૂકી હતી. સઘળાએ યુદ્ધનો ઠરાવ કર્યો. બન્શી અને મોહનરાય વગેરેનો ઉપકાર માનવામાં આવ્યો. સભા વિસર્જન થઇ. કનક બન્શી અને નોત્તમનગરથી આવેલા માણસો પાછલી રાત્રે નોત્તમનગરમાં આવ્યા.

મકાને આવતાં બન્શીને ખબર મળી કે ખજાનો જવાથી રાણી

અને દુર્જનસાલને ઘણું લાગી આવ્યું છે. કોઇ માણસ ફુટયો ચ
ખજાનો લૂંટાયો એવું રાણી અને દુર્જનસાલે માન્યું છે અને
માણસ પ્હાડસિંહ છે એમ બન્ને માને છે. ખજાના વિશે પ્હાડસિં
ઘણું પૂછ્યું પણ તે કયાંથી જાણે કે બરાબર જવાબ આપી શકે
આથી પ્હાડસિંહને સવારના પ્હોરમાં ગરદન મારવાનો હુકમ થયો
બન્શીને આવા સમાચાર તેના એક માણસ તરફથી મળ્યા. પ્હાડસિ
પાપી હતો એવી બન્શીને સારી રીતે ખબર હતી; પણ તેને ગર
મારવામાં આવનાર છે જાણી તેને ઘણું લાગી આવ્યું. આખા રાજ્ય
પ્હાડસિંહ જેવો બળવાન અને કાર્ય કુશળ માણસ બીજો કોઇ હ
નહિ, આવા માણસને મરતાં અગાઉ મળવું જોઇએ જાણી બન્શી
જેલખાના તરફ જવાનો વિચાર કર્યો. કનકે ના કહ્યું; પણ બન્શી
જણાવ્યું કે એ શત્રુના છેલ્લા ઉદ્ગાર મારે સાંભળવા છે, આ
કનકે કંઇ કહ્યું નહિ. બન્શી પાછલી રાત્રે બહાર નીકળ્યો. શ
પર લાંબો કાળો કોટ ઓઢી લીધો. જેલખાનું બહુ દૂર નહોતું. બ
જેલખાના આગળ આવ્યો. એક ઝાંખું ફાનસ પ્રકાશતું હતું. પહે
દારો બેઠા-બેઠા ઉંઘતા હોય એમ જણાતું હતું. એક પણ પહેરે
જાગતો નહોતો, જેલમાં જવાના મોટા જાળીદાર દરવાજાને મોટું ત
વાસેલું હતું. બન્શી ત્યાંથી નીકળી જેલખાનાની પાછળ આ
પાછલી બાજુએ જેલખાનાની કોટડીયોનાં જાળીયાં પડતાં હ
પ્હાડસિંહને ત્રીજા નંબરની કોટડીમાં પૂરવામાં આવ્યો છે ત
બન્શીને ખબર હતી. બન્શીએ તે નંબરની જાળી આગળ અ
જમીન પરથી એક નાનો પત્થર ઉપાડી જાળી વાટે અંદર નાખ
અંદરની બાજુએ પ્હાડસિંહ જાગૃતાવસ્થામાં સૂતેલો હતો. પોત
પર થએલા અન્યાયથી તેનું દિલ ડંખતું હતું. મરણને મળવાનું ન
કરેલાં પાપથી તે રડતો હતો, પશ્ચાતાપ કરતો હતો. દિવાના સ
દશા તે અનુભવી રહ્યો હતો. તેણે ઘણીએ વાર આત્મહત્યા કર
પ્રયત્ન કરી જોયો હતો; પણ તેની હિંમત ચાલી શકી નહોતી.

હાથે બેડી જડેલી હતી. સવારમાં મરણને મળવાનું હોવાથી તે બે-ફાટ કલ્પાંત કરતો હતો. પત્થર પડવાથી તે ચમક્યો અને બેબાળકો બની બેસી રહ્યો. એવામાંજ તેને ધીમો અવાજ સંભળાયો; "પ્હાડસિંહ ?"

જગતમાં પોતાને હવે કોઈ બોલાવનાર નથી એમ માનનાર પ્હાડસિંહને પોતાના નામોચ્ચારથી આશ્ચર્ય ઉત્પન્ન થયું. તે એકદમ ઉભો થયો અને ઉંચે જોયું તો કોઇક માણસ જાળીયું પકડી ઉભેલો જણાયો. મરણ અગાઉ માણસને જોવાથી પ્હાડસિંહનું અંતઃકરણ ભરાઇ આવ્યું. તેણે આંખ્યોમાંથી અશ્રુ વહાવતાં પૂછ્યું, "આ વખતે મને બોલાવનાર તમે કોણ છો ?"

"હું ગમે એ છું; પણ અત્યારે તમને આશ્વાસન આપવાને આવ્યો છું. કારણ કે સવારના પ્હોરમાં તમને ગરદન મારવામાં આવનાર છે. પ્હાડસિંહ! તમારી પર ખજાનો લુંટાવાનો અને શત્રુઓને મળવાનો આરોપ છે, શું આ આરોપ સત્ય છે ?"

પ્હાડસિંહ રૂંધાતા અવાજે બોલ્યો, "મારી ઉપર આરોપ સિદ્ધ થઇ ચૂક્યો છે. મારે હવે મરવાનુંજ છે. સવારમાંજ મારો શીરચ્છેદ થનાર છે. હું હવે જુઠું બોલીશ નહિ. મારી પાસે આવનાર તમે ગમે તે હો; પણ જો તમને મારા બોલવામાં વિશ્વાસ આવતો હોય તો હું મારા બળતા હૃદયે આપને જણાવું છું કે હું તદ્દન નિર્દોષ છું. મને મરણની બીક નથી. માણસને એકવાર જરૂર મરવાનું છે. મેં આ રાજ્યના અધમ સરદારની અને રાણીની વફાદારીથી નોકરી બજાવી છે, તેના બદલામાં મને દેહાંત દંડની સજા મળી છે. આ શિક્ષા મને વ્યાજબીજ મળી છે એમ હું હવે સમજું છું, કારણ કે મેં દુષ્ટ સરદાર અને રાણીને સંતોષવા એવાં તો ભયંકર દુષ્કર્મ કર્યાં છે કે જેની સીમાજ નથી. મરણ પછી પણ મને મારાં પાપની ક્ષમા મળનાર નથી. હું નર્કનોજ અધીકારી છું." આટલું બોલતાં પ્હાડસિંહ મોટેથી રડી પડયો.

બન્શી બોલ્યો, " તમે તમારા જીવનમાં કોઇ વખતે પ્રશ્ચાતાપ કર્યો નથી. આ વખતે તમને પશ્ચાતાપ કરતા જોઇ આશ્ચર્ય પામું છું."

" એમાં આશ્ચર્ય પામવા જેવું નથી. જ્યાં સુધી માણસ પ્રમાદના અંધકારમાં દબાયેલો હોય છે ત્યારે સત્યાસત્યનો નિર્ણય કરી શકતો નથી. પરંતુ ઠોકર વાગતાં અગર મરણ કિનારે પહોંચતાં તેને સત્ય વસ્તુની ખબર પડે છે; ત્યારે પોકે પોક રડે છે. અત્યારે મારી પણ એવીજ દશા છે. રાંડયા પછીના ડહાપણ પ્રમાણેનો મારો પશ્ચાતાપ છે. કરેલાં પાપ કર્મથી મારૂં હૃદય ચિરાઇ જાય છે.

મને મરણને માટે નથી લાગી આવતું, તેના કરતાં મેં કરેલાં પાપથી અને બેકદર-અધર્મીની કરેલી નોકરીથી મને ઘણું લાગી આવે છે. અરેરે ! સ્વદેશભકતોને પીડવામાં, રાજ્ય કુટુંબને પાયમાલ કરવામાં અને સતી સન્નારીઓને ત્રાસ આપતાં મેં કંઇ પણ વિચાર કર્યો નથી. મને હવે ઘણોજ અફસોસ થાય છે. હુ મારી ચારે તરફ ભયંકર અંધકાર નીહાળું છું. મનમાં અપાર દુઃખી થાઉં છું. મારાં પાપનો પશ્ચાતાપ કરતો હું હવે મારા મ્હોતનીજ રાહ જોઇ રહ્યો છું." પ્હાડસિંહે અંતર વેદના વિદિત કરી.

" પ્હાડસિંહ ! તને આવી દુઃખદાયક દશામાં મૂકનાર કમળાજ છે નહિ વારૂં ? બન્શીએ પૂછયું.

" હું તેને દોષ આપતો નથી. તેણે તો યોગ્યજ કર્યું છે. તે બહાદુર બાળા છે. તે પોતાનું રક્ષણ સારી રીતે કરશે. તેને એમ કર્યા વિના છૂટકોજ નહોતો. તે બાળાનું ભગવાન ભલું કરજો."

" તમે કદાચ દેહાંત દંડથી બચી જાવ તો પાછા પાપીઓની સેવામાં જોડાવ કે નહિ ?" બન્શીએ પૂછયું.

" હું જીવું કે મરૂં તેની મને દરકાર નથી અધમોની સેવાથી મેં મારૂં જીવન રદ કર્યું છે. મારે તો હવે મરીને દુનિયાંમાંથી મારૂં કાળું મુખ છૂપાવવુંજ જોઇએ અને એમજ થશે. હું પાપીઓની સેવાથીજ આ ગતીને પહોંચ્યો છું. પુનર્જન્મમાં આવા પાપીઓથી

પ્રભુ બચાવે એજ મારી અંતિમ્ ઇચ્છા છે."

"પ્હાડસિંહ! આ શબ્દો તારા ખરા હૃદયના છે?"

"હા, પણ હું તમારી ખાત્રી કેવી રીતે કરી આપું? જે અધમ છે, અવિશ્વાસી છે તેનો વિશ્વાસ કોઇ પણ કરતું નથી."

"તમે જીવતદાન મેળવો તો શું કરો?" બન્શીએ પૂછ્યું.

"જીવતદાન હવે અસંભવિત છે."

"કદાચ ધારો કે મળ્યું?"

"પણ વખત હવે થોડો છે."

"આયુષ્ય બાકી હોય તો થોડો વખત પણ અમૂલ્ય છે."

"તમારૂં બોલવું અજબ પ્રકારનું છે. તમે કોણ છો?"

"હું એક સ્વદેશ સેવક છું."

"શું સ્વદેશ સેવક તેના દુષ્મનની દયા ખાય છે?"

"હા, દેશ ભકતોનાં હૃદય દયાથી છલાછલ ભરેલાં હોય છે."

"તમને જોઇ હું પવિત્ર થયો છું."

"ખરા હૃદયનો પશ્ચાતાપ પવિત્રજ કરે છે."

"આપ શા માટે આવ્યા છો?" પ્હાડસિંહે પૂછ્યું.

"તમારા જેવો બહાદુર સરદાર અકાળે મરણને શરણ થાય એ મને ઠીક લાગતું નથી."

"મારા નશીબમાં લખ્યું હશે તેમ થશે. તેમાં તમે શું કરી શકશો?"

"હું તમને અત્રેથી છૂટા કરી સાચ્ચા સ્વદેશ ભક્ત બનાવવા ઇચ્છું છું."

"પણ આ અપવિત્ર દેહ એવી પવિત્ર સેવા કરવાને લાયકનો રહ્યો છેજ ક્યાં? હું સ્વદેશ ભકતોનો ગુલામ થવાને પણ લાયક નથી."

"પ્રભુ તમને લાયક બનાવશે. પ્હાડસિંહ! હું તમારામાં વિશ્વાસ મૂકું છું, અને તમે સાચા સ્વદેશ સેવક થઇ દેશના ઉદ્ધારક બનો એમ હું ઇચ્છું છું."

"પણ મારે સવારમાં મરવાનું છે. જુઓ, પરોઢ થવા આવ્યું છે."

"તમારે મરવાની વાર છે ?"

"સવાર થતાંજ મારે મરવાનું નિર્માણ થએલું છે."

"હું તમને બચાવીશ."

"હેં! શું તમે મને બચાવશો ?" પ્હાડસિંહ વિસ્મીત વદને દિવાના જેવો જણાઇ આગળ બોલ્યો, "શું આ પાપાત્માને નરકમાં જતો અટકાવી તમે પુણ્યાત્મા બનાવશો ? કહો, દેવ! કેવી રીતે આ પાપી પ્હાડસિંહનો તમે ઉદ્ધાર કરી શકશો ?"

"તમે શાન્તિથી જોયા કરો કે હું શું કરૂં છું." આમ કહી બન્શીએ એક તીક્ષણ હથીઆર કાઢી જાળીના સળીયા ઉખેડવા માંડયા. પ્હાડસિંહ ફાટી આંખે અને વિકળ વદને જોઇ રહ્યો. જીવવાને માટે તરફડીયાં મારતા માણસને નવું જીવન મળે ને આનંદ થાય એવું પ્હાડસિંહના મનમાં થઇ રહ્યું હતું. જાળીયામાં ચાર સળીયા હતા. લગભગ અર્ધા કલાકમાં ચારે સળીયા બન્શીએ ઉખેડી નાખ્યા. તે જાળીયામાં એક માણસ સ્હેલાઇથી બહાર નીકળી શકે એટલી જગા થઇ. પ્હાડસિંહ યુકતીપૂર્વક જાળીયા નજીક ગયો; અને અપૂર્વ હિંમતથી તેણે જાળીમાંથી બહાર પડતું નાખ્યું. તેનું ભારે શરીર જમીન પર પછડાયું. ધબાકો થયો. એક સ્વદેશ ભકતની દયાથી સ્વદેશ દ્રોહી જેલમાંથી જીવતો બહાર નીકળ્યો. બન્શીએ તેને ઉભો કરી તેના હાથની બેડી તોડી નાખી. બેડી અલગ થતાંજ પ્હાડસિંહ આંખોમાંથી અશ્રુ વરસાવી બન્શીના પગમાં પડયો. બન્શીના પગ તેના અશ્રુથી ભીંજાયાં.

બન્શીએ તેને ઉભો કરી પોતે ઓઢેલો કાળો જભ્ભો તેને પહેરવાનું સૂચવ્યું. પ્હાડસિંહે કાળા જભ્ભાથી પોતાનું શરીર છૂપાવ્યું. પાછલી રાત્રિનો સમય હતો. અંધકાર સર્વત્ર વ્યાપેલો હતો. સર્વત્ર શાન્તિ અને શૂન્યકાર જણાતું હતું. બન્શી અને પ્હાડસિંહ મુકામે આવ્યા. કોઇ જાગતું નહોતું. બન્શી પ્હાડસિંહને લઈ દિવાનખાનામાં

આવ્યો. દિવાનખાનામાં કનક નિદ્રાને આધિન થયેલો હતો. દીપક પ્રકાશી રહ્યો હતો. પ્હાડસિંહની દષ્ટિ કનક પર પડતાંજ તે ધ્રુજ્યો. તેનું મુખ ફીકકું પડી ગયું. બન્શીએ પૂછ્યું.

" તમે શા માટે ગભરાવ છો ? "

પ્હાડસિંહે કનક સામે હાથ લંબાવી કહ્યું, " આ નિદ્રાધિન સ્વદેશભક્તને મ્હેં ઘણોજ દુઃખી કર્યો છે. તે જાગૃત થતાંજ મારો ધિક્કાર કરશે. "

" સ્વદેશભક્તોના હૃદયમાં ધિક્કારને માટે જગ્યા નથી. તમે ભય પામશો નહિ. તમે હવે અભય છો. "

" મને અભયદાન દેનારનો હું સદા ઉપકારી છું. મારાથી આ ઉપકારનો બદલો ક્યારે વળાશે ? "

" હું બદલાની ઇચ્છા રાખતો નથી. પણ તમારી પર જેના અગણીત ઉપકારો થયેલા છે તે તમારી માતૃભૂમિને શત્રુઓના હાથમાંથી છોડાવી ઉપકારનો બદલો વાળો. "

" હા, હું હવે એમજ કરીશ. "

" એમ કરવાથીજ તમારા જીવનની સફળતા થશે, પ્હાડસિંહ આ નિદ્રાધિન થએલા યુવકને ઓળખો છો કે ? "

" હા, હું તેને કેમ ન ઓળખું ? "

" તે કોણ છે ? "

" નૌત્તમનગરનો ગાદી વારસ કનકકુમાર. હું પાપી તેનો અક્ષમ્ય અપરાધી છું. " પ્હાડસિંહ શોક કરવા લાગ્યો. બન્નેની વાતોથી કનકકુમારની નિદ્રાનો ભંગ થયો. દિવાનખાનામાં બે માણસોને જાગૃત જોઈ તે ચમક્યો અને એકદમ બેઠો થઇ તેણે બન્નેના મુખનું નિરીક્ષણ કર્યું. પ્હાડસિંહને ઓળખતાંજ કનક એકદમ ઉભો થઇ ગયો અને બન્શીની નજીક આવી રોષથી બોલ્યો, "આ નરપિશાચ અહિં ક્યાંથી ?" બન્શી જવાબ આપે તે પહેલાંજ પ્હાડસિંહ કનકની નજીકમાં જઇ

ઘુંટણે પડયો અને વીનીત વદને બોલ્યો, " કુમાર! મારા રાજા! મારા અપરાધની ક્ષમા આપો."

કનકના કૌતુહલનો પાર રહ્યો નહિ. બન્શીએ તેને સઘળી વાત જણાવી. કનકે આશ્ચર્ય પામતાં પ્હાડસિંહને ઉદ્દેશી કહ્યું, " તારાં કર્મની ક્ષમા પ્રભુ તને આપશે. પ્હાડસિંહ તું ભયંકર પાપ કર્મોને ત્યાગી આજે ખરા રસ્તે આવ્યો છે જાણી હું આનંદ પામું છું. મારી તને એજ સૂચના છે કે જે પાપકર્મથી તેં તારા હાથ કાળા કર્યા છે, તે તારા શ્યામ હાથને સ્વદેશ સેવા કરી પવિત્ર ઉજ્વળ કર. આ સ્વદેશ સેવાનો અત્યુતમ સમય છે. એકેએક માણસ પોતાની માતૃભુમિનો ઉદ્ધાર કરવા ઇચ્છે છે. આ કાર્યમાં તું સારો ભાગ લઇ શકીશ એમ હું ઇચ્છું છું."

પ્હાડસિંહ નમ્ર અવાજે બોલ્યો, " આપની આજ્ઞા હું મારા માથે ચઢાવું છું. તમારી કૃપાથીજ હું અત્યારે જીવતો છું. કુમાર! જે હાથે સ્વદેશનું અહિત કરવા તલ્વાર ઉપાડી હતી; તેજ હાથ હવે સ્વદેશનો ઉદ્ધાર કરવા તેની સમશેર શત્રુઓપર ચલાવશે અને કરેલાં પાપનું પ્રાયશ્ચિત કરશે."

કનકે બન્શી સામે જોઇ પૂછ્યું, " આ પ્હાડસિંહને અત્રે રાખવો તે સલામત નથી."

" હા, તેને આજનો દિવસ અત્રે રાખી કાલે રાત્રિના સમયે આપણા માણસો સાથે સરદારની છાવણીમાં મોકલી દઇશું." બન્શીએ કહ્યું.

" સરદાર બહાદુર આને જોતાંજ ક્રોધાંધ થઇ જશે." કનકે કહ્યું.

" હું સર્વ બીના એક પત્રમાં લખીશ; એટલે તે આપોઆપ શાન્ત થઇ જશે અને પ્હાડસિંહને અધિકાર પર રાખશે."

" અને હું પણ તે માનવંતા સરદારના પગમાં પડી મારા ગુન્હાની ક્ષમા માગીશ." પ્હાડસિંહે કહ્યું.

" તમારી પક્ષનાં માણસો આ નગરમાં કોઇ છે કે?" બન્શીએ પૂછ્યું.

" હા, મારી સરદારી નીચે બારસો માણસો છે. તેઓ મને પૂર્ણ વફાદાર છે. મારા મ્હોતના સમાચારથી તેમની દિલગીરીનો પાર રહ્યો હશે નહિ. તેઓને જો ખબર પડે કે પ્હાડસિંહ જીવતો છે અને સ્વદેશ સેવામાં જોડાયો છે; તો તેઓ તરતજ નોકરી મુકી દઇ મને આવી મળે. " પ્હાડસિંહે જણાવ્યું.

"ત્યારે તમે એક પત્ર લખી આપો. હું તે માણસોને મળીશ અને તમારી તરફ મોકલીશ. તમારા માણસો કયા નંબરની ટુંકડીથી ઓળખાય છે.

"અગીઆર નંબર. તેના જમાદારનું નામ તેજસિંહ છે. તમે તેને મળી મારો પત્ર આપજો અને પછી તે પૂછે એની સલાહ આપજો." પ્હાડસિંહે તેજ વખતે એક પત્રમાં પોતાની સર્વે બીના લખી છેવટે સર્વ સૈનિકોને નોકરી છોડી પોતાને આવી મળવાનું જણાવ્યું. આ બાબતનો પત્ર લખી તેણે બન્શીના હાથમાં આપ્યો. આ પછી બન્શીએ તેને આરામ લેવાનું સૂચવ્યું. પ્હાડસિંહ એક ઓરડામાં જઇ સૂતો. તેના ગયા પછી બન્શીએ પોતાના દસ વફાદાર સેવકોને બોલાવી પ્હાડસિંહના ઓરડા પાસે બેસી રહી બરાબર દેખરેખ રાખવાનું જણાવ્યું. પહેલવાન જેવા જણાતા દસ સેવકો પ્હાડસિંહના ઓરડા આગળ જઇ બેઠા. બાદ બન્શી અને કનક મોટું પરોઢ થતાં બહાર નીકળી પડયા.

---

## પ્રકરણ ૧૨ મું.

---

## નૌત્તમનગરમાંથી વિદાય.

પ્રભાતની તૈયારી હતી. નૌત્તમનગરના રસ્તાઓ હજી જનશૂન્ય જણાતા હતા. બન્શી અને કનક રાજમાર્ગ પર આવેલા એક મકાનના ઓટલા પર આવી બેઠા. થોડીકવાર થઇ હશે એટલામાં પચીસેક શસ્ત્રધારીયોનું ટોળું આવતું જણાયું.

આ ટોળાની પાછળ નૌત્તમનગરનો મોટામાં મોટો સરદાર દુર્જનસાલ ઘોડેસ્વાર થઇને ચાલ્યો આવતો હતો. આ પ્રભાતના પ્રહરમાં એ ટોળાનું આગમન ભયસુચક હતું. તેઓને આવતા જોઇ બન્શી અને કનક ઓટલાપરથી નીચે ઉતરી નજીકની એક ગલીમાં છુપાઇ ગયા. સૈનિકોનું ટોળું ત્યાં આગળ થઇને ચાલ્યું ગયું. બન્શી અને કનક બહાર નીકળી રાજમાર્ગ પર ઉભા. કનકે પૂછ્યું.

" આ હથીઆરબંધ માણસો અત્યારના પહોરમાં કયાં જતા હશે ? "

" શું તમે જાણી શકયા નથી ? " બન્શીએ પૂછ્યું.

" ના. "

" તમે ઘોડેસ્વાર સરદારને તો ઓળખ્યો હશે ? "

" કંઇક નહિ જેવો."

" તે સરદાર દુર્જનશાલ હતો. "

" એમજ. તેને જોયે ઘણો વખત થએલો હોવાથી હું તેને બરાબર ઓળખી શકયો નહિ. તેમ ઉમ્મરે વધવાથી તેનામાં ફેરફાર પણ થએલો જણાય છે. "

" તેના શરીરમાં ફેરફાર થયો છે; પણ તેના વર્તનમાં લગીરે ફેરફાર થયો નથી. "

" એમજ હશે. "

" પાપીનાં દર્શન પ્રભાતકાળમાં અપશુકન સમાન છે. "

" હા, આજે આપણે સંભાળીને ચાલવું પડશે. "

" પ્રભુ આપણી રહાયે છે. " કનકે જણાવ્યું.

" એ લોકોનું ગમન અત્યારે ભયકારક છે. "

" કેમ વારૂ ? "

" જ્યારે કંઇ મોટું અગર અગત્યનુંજ કામ હોય છે ત્યારેજ સરદાર દુર્જનસાલ ઘોડે ચઢે છે. "

" આજે પણ એવુંજ કંઇક કામ હશે ? "

"તેમના કામની મને ખબર છે." બન્શીએ કહ્યું.

"શું?"

"તેઓ અત્યારમાં પૂણ્ય કાર્ય કરવાને નીકળ્યા છે."

"પાપીઓ કદી પૂણ્ય કાર્ય કરતાજ નથી."

"તેમના મનથી અધમ કાર્ય પૂણ્ય કાર્ય સમાનજ હોય છે."

"પાપીઓની માન્યતા એવીજ હોય છે."

"તેઓ શું કામે અને કયાં ગયા તે તમને જણાવું કે?" બન્શીએ કહ્યું.

"હા."

"તેઓ જેલખાના તરફ ગયા છે."

"શું કરવા?"

"પ્હાડસિંહની પાસે."

"પ્હાડસિંહ તો આપણા મકાને છે."

"પણ તેઓ તો તેને જેલખાનામાં છે એમજ સમજે છે."

"જેલખાને જઇ પ્હાડસિંહને મળી તેઓ શું કરવા ઇચ્છતા હશે?"

"મ્હેં તમને રાત્રિએજ જણાવ્યું હતું કે પ્હાડસિંહને દેહાંતદંડની સજા થઇ છે. તે સજાનો અમલ અત્યારમાં થવાનો છે અને તેથીજ સરદાર દુર્જનસાલ ઘોડે ચઢીને એ તરફ ગયા છે."

"પ્હાડસિંહને ત્યાં નહિ જોવાથી તેઓના ગભરાટનો પાર રહેશે નહિ."

"અરે ગભરાટતો શું પણ પ્હાડસિંહના બદલામાં અનેક નિર્દોષજનોના જીવ જશે."

"એટલે?"

"પ્હાડસિંહના નાશી જવાની ખબર પડતાં પાપીઓ ત્યાંના પહેરેગીરોને કત્લ કરશે."

"કંઇપણ તપાસ—ન્યાય કર્યા વિના?"

" અરે અહિં ન્યાય નીતિનું તો નામજ દેશો નહિ. ન્યાય નીતિનું તો ક્યારનુંએ ખુન થઇ ગયું છે."

" શું ત્યારે તે નિર્દોષ પહેરેગીરો માર્યા જશે ?" કનકે શોકોદ્‌ગાર કાઢી પુછ્યું.

" હા."

" આપણે એ તરફ જઇશું ?" કનકે પૂછ્યું.

" તમારી ઇચ્છા."

" પણ ત્યાં જવાથી આપણી પર તો કંઇ આફત આવશે નહિને ?"

" આપણીપર આફત આવશે કે નહિ તે વિચારવાની જરૂર નથી. આપણે મુસાફરના પોશાકમાં છીએ એટલે આપણી પર કોઇને સંશય આવશે નહિ. વળી આપણે જેલખાનાથી થોડેક દૂર ઉભા રહી સઘળું જોઇશું."

" ચાલો ત્યારે."

બન્ને જણા જેલખાના તરફ ગયા અને ત્યાં પહોંચી એક ઝાડની નીચે જાણે થાક ખાવા બેઠા હોય એવા દેખાવથી બેઠા.

તેઓ એક ટુંકા રસ્તે થઇને આવેલા હોવાથી દુર્જનસાલ અને તેના માણસોની અગાઉ આવી બેઠા. તરતજ દુર્જન અને તેના માણસો પણ આવી પહોંચ્યા. જેલનો દરવાજો ખુલ્લો હતો. સઘળા ત્યાંના ચોગાનમાં ઉભા. જેલના સિપાહીઓ અને જમાદારોએ લશ્કરી ઢબે સલામ કરી.

દુર્જનસાલે જમાદારને બોલાવી પૂછ્યું, " કેમ તમને હુકમ મળ્યો છે ને ?"

" હા નામવર."

" કેદીએ રાત્રે કંઇ તોફાન કર્યું હતું કે ?"

" ના."

" રાત્રિએ તે ઉંઘતો હતો કે જાગતો હતો ?"

" મ્હોતના હુકમ વાળા કેદીને ઉંઘ કેવી રીતે આવે ?"

" તમે તેની પાસેજ હતા ને ? "

" હા, હું પણ આખો રાત તેની પાસેજ હતો. " જમાદારે જુઠું કહ્યું. "

" ત્યારે તો તમારે પણ આખી રાતનો ઉજાગરો કરવો પડયો હશે ? "

" હાજી. "

" કેદી મ્હોતથી બહુજ ગભરાતો હશે નહિ વારૂ ? "

" અરે તેણે તો આખી રાત રડવામાંજ ગાળી છે. "

" બીજું કંઇ કહેતો હતો ? "

" પહેલાં તો તમારા અને રાણી માતાના વિષે ઘણુંજ ખરાબ બોલવા લાગ્યો. પછી જ્યારે મેં ધમકાવ્યો ત્યારે બોલતો બંધ રહ્યો. "

" તે કેદી ઘણો બદમાશ છે. "

" પૂરેપૂરો, વળી મને પણ કંઇનું કંઇ સમજાવી લાલચ આપતો હતો. " જમાદારે જશ લેવા હાંકે રાખ્યું.

" શું કહેતો હતો ? "

" મને કહેતો હતો કે જો તું મને છુટો કરે અને મારી સાથે આવે તો આપણે દૂરદેશ નાશી જઇએ. મારી પાસે પુષ્કળ ધન છે. તેમાંથી અર્ધો અરધ તને આપીશ. "

" પછી તેં શું કહ્યું. "

" મેં તેને ચોકખી ના પાડી. "

" તારે એમજ કરવું જોઇએ. તને ઇનામ મળશે. "

" આપ નામદાર કદરદાન છો એટલે જરૂર મારી કદર કરશો. "

" તારી વફાદારીની મને ખાત્રી છે. જા, હવે તે કેદીને આ મ્હોતના મેદાનમાં અહિં લઇ આવ. "

જમાદાર સાહેબ ફૂલાતા અને હવાઇ આશાઓ બાંધતા કેદીને લેવા ચાલતા થયા.

જમાદાર કેદીની કોટડી આગળ આવ્યા. કોટડીનું તાળું ઉઘા-

હર્યું. બારણાં પણ ઉઘાડયાં અને અંદર દાખલ થઇ જોતાંજ જમાદારના પેટમાં ધ્રાસકો પડયો. તેનું મુખ લેવાઇ ગયું. શરીરે શીત વ્યાપવા જેવું થયું. કારણ એકે કેદી કોટડીમાં ન્હોતો. જમાદારે કોટડીમાં ચારે તરફ જોયું. સળીયા તરફ નજર ગઇ. શળીયા ઉખડેલા જણાયા. કેદી એ વાટેજ પસાર થયો બોલી જમાદાર ધ્રુજવા લાગ્યો. તેના સોએ વર્ષ પૂરાં થયાં હોય એવી દયાજનક દશા તેની થઇ પડી. તે મનમાં બોલતો હતો કે, હું સરદારને શું જવાબ આપીશ ? વળી અધુરામાં પૂરૂં મેં એમ પણ જણાવ્યું છે કે હું કેદીની પાસે આખી રાત રહ્યો છું. હાય ! મારા ભોગ મળ્યા. ઇનામને બદલે ભયંકર સજા થશે ? મારૂં મ્હોત આવ્યું. અરેરે ! હું આજે ભુલ્યો અને ઉંઘી ગયો. શું કરૂં ! " આમ બોલતો અને અત્યંત ગભરાતો જમાદાર ધીમા પગલે સરદાર બહાદુરની આગળ આવી ઉભો.

તેને કેદી સિવાય આવેલો જોતાંજ દુર્જનસાલે પૂછ્યું, " કેમ કેદી ક્યાં છે ? "

જમાદાર મૌન રહ્યો. જવાબ દઇ શકયો નહિ.

પુનઃ દુર્જનસાલે મોટા અવાજે પૂછ્યું, " કેદી ક્યાં છે ? "

" નામવર. " જમાદાર આગળ બોલી શકયો નહિ.

" કેમ શું છે ? "

" શું કહું ? " જમાદાર રડી પડયો.

" ઓ હેવાન ! ઝટ ભસી મરને કે છે શું ? ":

" મારૂં કમભાગ્ય છે. " જમાદારે રડતા અવાજે કહ્યું.

" પણ તારા મનમાંની વાત તો બોલ ? " દુર્જને કોપ યુક્ત મુખે કહ્યું.

" કેદી નાશી ગયો. "

દુર્જનસાલ ધ્રુજ્યો અને બૂમ પાડી ઉઠયો. " શું કેદી નાશી ગયો? "

" હા, નામવર. "

" ક્યાં થઇને નાશી ગયો ? "

"દિવાલે આવેલું જાળીયું તોડી જતો રહ્યો છે."

"પણ તેને જાળીયું તોડવાનો વખત ક્યારે મળ્યો? તું તો કહેતો હતો કે તું આખી રાત તેની પાસે રહ્યો હતો?"

"હું પરોઢ સુધીજ તેની પાસે હતો."

"અને પછી?"

"અહિં આવી જરીક આડો થયો હતો."

"તું જુઠું બોલે છે?" દુર્જને ક્રોધથી પૂછ્યું.

"નામદાર! હું આપના પગના સોગન ખાઇને કહું છું કે હું સઘળું ખરૂંજ બોલું છું."

"એટલા ટુંક વખતમાં કેદીને જાળી તોડી નાશી જવાનો વખત મળે એ હું માની શકતો નથી."

જમાદાર બોલી શક્યો નહિ. દુર્જનસાલના વ્હેમમાં વૃદ્ધિ થઇ. જમાદાર ફૂટયો હોવો જોઇએ એમ તેના મનમાં થઇ આવ્યું. તેણે જોરથી બુમ મારી પૂછ્યું, "તું બરાબર ખુલાસો કર, મને તારી પર વ્હેમ આવે છે."

"હું નિર્દોષ છું."

"બસ એ સિવાય તારે કંઇ કહેવું છે?"

"મારે જે કહેવાનું હતું તે કહી ચૂક્યો છું."

"તેથી તું નિર્દોષ સાબીત થઇ શકતો નથી. કેદીના નાશી જવાથી તારે મરવું પડશે. કેદીને બદલે તને આ સ્થળે અત્યારેજ ગરદન મારવામાં આવશે."

જમાદારનું મુખ લેવાઇ ગયું. દુર્જનસાલે તેને મારી નાખવાની આજ્ઞા આપી દીધી. સિપાહીઓ તે જમાદારની આસપાસ ફરી વળ્યા. જમાદારની ઘડીઓ ગણાવા લાગી. થોડીવારમાંજ તેની ગરદનપર ધડાધડ તલ્વારના બે ઘા થયા. જમાદાર ઇનામ લેવા પ્રભુના દરબાર તરફ વિદાય થઇ ગયો.

આ પછી દુર્જનસાલે રાતના પહેરેગીર સિપાહીઓને બોલાવી

તેમને પણ મારી નાખવાનો હુકમ આપ્યો. ગરીબ નિર્દોષ સિપાહીઓ જીવ બચાવવા અતી કાલાવાલા કરવા લાગ્યા, અને પોતાને નિર્દોષ જાહેર કરવા લાગ્યા; પણ રાક્ષસી હૃદયના દુર્જનસાલને પીંગળાવી શક્યા નહિ. અંતે તેઓનો પણ ફેંસલો થઈ ગયો. જેલખાનાતું ચોગાન લોહીથી રંગાયું. પ્રભાતના પ્રથમ પ્રહરમાં નિર્દોષ ગરીબ માણસોનો હત્યાકાંડ પૂર્ણ થયો.

દુર્જનસાલ સૈનિકો સાથે નગરમાં ગયો. તેના ગયા પછી બન્શીએ કનકને કહ્યું, "કેમ જોયુંને ?"

"હા, મારૂં હૃદય વિદીર્ણ થઇ જાય છે. પાપાત્માએ પૈશાચિક કર્મ કર્યું."

"હાલ સર્વત્ર આવોજ ન્યાય થાય છે."

"પ્રભુ આ અધમતાનો હવે સત્વરે વિનાશ કરશે."

"આપણે હવે ચાલીશું ?" બન્શીએ પૂછ્યું.

"હવે કઈ તરફ જવું છે. ?"

"મારો ઇરાદો તેજસિંહના ઘર તરફ જવાનો છે."

"તેજસિંહ કોણ છે ?"

"અગીઆર નંબરની ટુકડીના બારસો માણુસોનો તે જમાદાર છે."

"તેને મળવાનું કારણ ?"

"તે ટુકડીનો સરદાર પ્હાડસિંહ હતો. તે તમામ માણુસો તેને વફાદાર છે. મારો વિચાર તેજસિંહને મળી તેને પ્હાડસિંહ પાસે લઇ જવાનો છે."

"તેથી શું લાભ ?"

"પ્હાડસિંહના કહેવાથી તે તેનાં તમામ માણસો સાથે આપણા પક્ષમાં જોડાશે."

"જો એમ બને તો ઘણું સારૂં."

કનક અને બન્શી તેજસિંહના મકાને આવ્યા. તેજસિંહનું ઘર એક ગલીમાં આવેલું હતું. પોતાના સરદારની થએલી દુર્દશા જાણી

તેજસિંહની દીલગીરીનો પાર હતો નહિ. પ્હાડસિંહની મેહેરબાનીથી જ તેજસિંહ જમાદારની પદવી સુધી ચઢ્યો હતો. આજે સવારમાં પ્હાડસિંહને ગરદન મારવામાં આવનાર છે એવા સમાચારથી તેજસિંહ ઘરના એકાન્ત ભાગમાં બેસી રહી રૂદન કરી રહ્યો હતો. આ અરસામાંજ બન્સીએ તેના ઘરનું બારણું ઠોક્યું. અવાજ સાંભળી તેજસિંહ આંખ્યો લ્હોઇ ઉભો થયો અને નીચે આવી બારણું ઉઘાડ્યું.

બન્સી અને કનક અંદર આવ્યાં. બન્સી આખા નગરમાં પંડીતજીના નામથી ઓળખાતો હતો. જમાદારે તેને ઓળખી નમન કરી પૂછ્યું. "આપે મારે ઘેર પધારી આજે મારૂં ઘર પાવન કર્યું છે."

"તેજસિંહ! હું એક અગત્યના કામ માટે તમારી પાસે આવ્યો છું." બન્સીએ કહ્યું.

"આપનું જે કામ હોય તે વિના સંકોચે જણાવો?" તેજસીંહે કહ્યું.

"હું આપને સ્વદેશસેવાની દિક્ષા આપવા આવ્યો છું."

તેજસીંહ ચમક્યો અને બોલ્યો, "સ્વદેશસેવા શું છે એ હું સમજતો નથી. મારે મારા સરદારની આજ્ઞા માનવી એજ મારો ધર્મ સમજું છું. વળી અત્યારે મારા મનમાં શોકનો અગ્નિ સળગી રહ્યો છે."

"શાથી?"

"મારા સરદારના મરણથી."

"કોના! પ્હાડસિંહના?"

"હા."

"પ્હાડસિંહે સ્વદેશ સેવા સ્વીકારી છે."

"શું કહો છો? તમે મારી મશ્કરી કરો છો. મારો સરદાર અત્યારે તો હતો ન હતો પણ થઈ ગયો હશે."

"તેજસિંહ! તમે સ્વદેશ ભક્તોના બળથી હજી અજ્ઞાત છો. જેવી રીતે અમલદારોનું ખાનગી મંડળ પરસ્પરનો બચાવ કરે છે; તેવી રીતે સ્વદેશભક્તો સ્વદેશસેવકને ભયાનક આફતમાંથી પણ બચાવે છે."

"પણ મારો સરદાર સ્વદેશભક્ત નથી."

"આંખ્યો આગળથી અંધકાર અલગ થતાં અને એકદર–અન્યાયીની નોકરીથી મળેલો બદલો જાણી તે હવે સાચ્ચો સ્વદેશભક્ત બન્યો છે."

"શું તમે ખરૂં કહો છો?"

"વિશ્વાસ ન આવતો હોય તો લ્યો, આ તમારા પ્હાડસિંહ સરદારનાજ હસ્તાક્ષરનો પત્ર વાંચો."

બન્શીએ પ્હાડસિંહ સરદારે લખી આપેલો પત્ર તેજસિંહના હાથમાં આપ્યો.

તેજસિંહે પત્ર ઉકેલ્યો. સરદારના અક્ષર ઓળખ્યા. તેણે આનંદ પામી પત્ર પૂરો વાંચ્યો. તે વિચારમાં પડ્યો અને પછી બોલ્યો, "મારો સરદાર મૃત્યુના મુખથી બચી ગયો છે જાણી હું પ્રભુનો ઉપકાર માનું છું. તમે પણ મને આ પત્ર આપી મારા સરદારના સમાચાર જણાવી મારીપર મોટો ઉપકાર કર્યો છે."

"માણસ માત્ર પોતાનું કર્તવ્ય બજાવે છે, એમાં ઉપકાર કંઇ જ નથી." કનકે કહ્યું.

તેજસિંહે પૂછ્યું, "પંડીતજી! આપની સાથેના આ ગૃહસ્થ કોણ છે?"

"તે મારા મિત્ર છે." બન્શીએ જણાવ્યું.

"આજ તમે બન્નેએ પધારી મને પણ પવિત્ર કર્યો છે."

"લ્યો ત્યારે અમે હવે રજા લઇએ છીએ." કનકે કહ્યું.

"મારે આપને કંઇક પૂછવું છે?"

"જે પૂછવું હોય તે વિના સંશયે પૂછો."

"મારો સરદાર હાલ ક્યાં છે?"

"તે અમારાથી કહી શકાશે નહિ."

"કેમ? એમાં શું વાંધો છે?"

"સમય એવોજ છે. મ્હોતના ગૂન્હેગારની બાતમી તેના સગા

ભાઇને પણ આપી શકાય નહિ."

"આપનું કહેવું વ્યાજબી છે; પણ હું મારા સરદારનો વફાદાર માણસ છું. મને જણાવવાથી ભય જેવું નથી."

"ગમે એવા વફાદાર માણસપર પણ વિશ્વાસ મૂકવા જેવો આ વખત નથી. છાની વાત વા પણ લઈ જાય છે. વળી છાની વાત ળવાને ભીંતને પણ કાન હોય છે."

"સત્ય છે; પણ મારીપર એક કૃપા કરો."

"શું?" બન્શીએ પૂછ્યું.

"ગમે એ પ્રકારે મને મારા સરદાર સાથે મેળાપ કરાવો."

"જમાદાર! જ્યારે તમારી એવી ઇચ્છા છે; તો તમે એક કલાક પછી મારા મકાને આવજો."

"બહુ સારૂં." તેજસિંહ આનંદ પામ્યો હોય એવું જણાયું.

બન્શી અને કનક ત્યાંથી બહાર નીકળ્યા. રસ્તે ચાલતાં આવતા જતા માણસોના મુખમાંથી પ્હાડસિંહના નાશી જવાની વાતો સંભળાવા લાગી. બન્શી અને કનક મકાને આવી મોહનરાય અને પ્હાડસિંહને મળ્યા. જેલખાનામાં થએલી હત્યા સંબંધી તમામ વાત તેમને વિદીત કરી. પ્હાડસિંહના મુખથી અફસોસમય ઉદ્ગાર નીકળ્યા.

પ્રાતઃકાળનો નાસ્તો સેવકે હાજર કર્યો. સઘળાએ નાસ્તો કર્યો. એકાદ કલાક વ્યતિત થતાં તેજસિંહ ત્યાં આવ્યો. પ્હાડસિંહ બેઠેલો હતો. તેને જોતાંજ 'મારા સરદાર' કહી તેજસિંહ તેને ભેટી પડયો. બન્નેની આંખ્યોમાં પ્રેમાશ્રુ ઉભરાઇ આવ્યાં.

તેજસિંહે પ્હાડસિંહની સામે સ્થાન લઇ કહ્યું, "આપનો હવે શું વિચાર છે?"

પ્હાડસિંહે પોતાના વિચારથી તેને માહિતગાર કર્યો. તેજસિંહ પણ સરદારના વિચારને સંમત થયો. પ્હાડસિંહે તેને જણાવ્યું કે તારે આપણાં તમામ માણસો સાથે આજ મધ્યરાત્રે ગુપચૂપ નીકળી જવું અને આપણા નગરથી સાત માઇલ દૂર આવેલા પર્વત આગળ

મળવું. હું ત્યાં આગળ તમને મળીશ. તે પછી આપણે સરદાર બહાદુર ભુજંગસિંહની છાવણીમાં ચાલ્યા જઇશું."

આ પછી અનેક સૂચનાઓ ધ્યાન પૂર્વક સાંભળી તેજસિંહ વિદાય થયો. સાંજ પડી. પ્હાડસિંહ જવાની તૈયારી કરવા લાગ્યો. બન્શીએ સવિસ્તર હકીકતનો પત્ર લખી તૈયાર કરી આપ્યો. મોહનરાયને પ્હાડસિંહ સાથે જવાનું ઠર્યું. રાત્રિનો દ્વિતીય પ્રહર થતાં મોહનરાય અને પ્હાડસિંહ સૌને મળી-ભેટી ઘોડેસ્વાર થઇ વિદાય થઇ ગયા.

× × × × ×

બીજા દિવસનો પ્રભાતકાળ થયો. બન્સી દાતણ કરતો હતો, એવામાંજ એક માણસ શ્વાસભેર તેની પાસે આવ્યો અને બન્શીનો હાથ પકડી મકાનમાં લઇ આવી બોલ્યો, " ઘણો ગજબ થઇ ગયો છે ?"

" શું થયું છે ? " બન્શીએ વિસ્મયતાથી તેના સામે જોઇ પૂછ્યું.

" પ્હાડસિંહ નાશી ગયો અને તેના હાથ નીચેના માણસો પણ પસાર થયાં. સવારમાં ત્યાં જઇ જોતાં કોઇ મળે જ નહિ. આથી છાવણીમાં અને આખા નગરમાં ગભરાટ વ્યાપી રહ્યો છે. રાણી અને દુર્જનસાલના હુકમથી અમલદાર વર્ગ રૈયત ઉપર ઘણોજ જુલ્મ ગુજારે છે. આ કામમાં પ્રજાનો હાથ છે એમ તેઓ માને છે અને તેથી અનેક નિર્દોષ જનોને પકડી કેદખાનામાં પૂરવામાં આવે છે. મોટા પરોઢથી પકડા-પકડી શરૂ થઇ છે. આમાં અમલદારોની આંખે ચડેલા અને તેમની ઇતરાજીને પાત્ર થએલા માણસોના દુઃખનો તો સૂમારજ નથી."

તેની તમામ વાત સાંભળી બન્શીએ પૂછ્યું, " આવું બનશે એ હું પ્રથમથીજ જાણતો હતો. વારૂ બીજા કંઇ સમાચાર છે ? "

" હા. "

" શું ? "

"તમને અને મોહનરાયને પકડવાનો પણ હુકમ નીકળી ચૂક્યો છે."

બન્શીએ ચમકીને પૂછ્યું, " કોને અમને ? "

" હા. "

" શામાટે ? "

" આ સઘળી ઉશ્કેરણીનું મૂળ તમે છો એમ તેઓ માને છે. વળી તમે થોડા દિવસપર ભરેલી સભાની પણ તેમને જાણ થઇ છે. ખજાનો લુંટાયાનો શક પણ તમારી ઉપર છે. "

" અમને પકડવાનો હુકમ કોને મળેલો છે ? " બન્શીએ પૂછ્યું.

" શયતાનસિંહને. "

" એજ મારો શત્રુ છે. "

" શું ફીકર છે; એને આપણે વધેરી નાખીશું. " કનકે કહ્યું.

" ના, એવું સાહસ કરવાની જરૂર નથી. આપણે જો હાલ છૂટા હોઇશું તો ઘણું કામ કરી શકીશું ? " બન્શીએ જણાવ્યું.

" ત્યારે હવે કરવું શું ? "

" આપણે પણ નૌત્તમનગરને છેલ્લી સલામ કરી વિદાય થવું. "

" મારી પણ એજ સલાહ છે. " બાતમી લાવનારે કહ્યું.

" અમને કયારે પકડવાના છે એની તને કંઇ ખબર છે કે ? "

" હા, આજ મધ્યરાત્રે તમને ઉંઘતાજ કબજે કરવાના છે. "

" વારૂ બીજા કંઇ સમાચાર છે ? "

" હા, કમળાબા તરફના સમાચાર છે. "

" શું, જલ્દી કહે ? " કનકે અધીરાઇથી પૂછ્યું.

" કમળાએ કહ્યું છે કે પંડીતજી મહાશયને જણાવજે કે આજ મધ્યરાત્રિએ દુર્જનસાલના મહેલ આગળ ગમે એ ઉપાયે આવી ઉભા રહે. "

" શું કરવા ? " બન્શીએ પૂછ્યું.

" કમળાબાનો વાયદો આવતી કાલે પૂર્ણ થાય છે. એટલે આજે રાત્રે ગમે એ પ્રકારે કમળાબા ત્યાંથી નીકળી જવા ચાહે છે. "

" મને નથી લાગતું કે તે તેના સાહસમાં ફાવી શકે. " કનકે કહ્યું.

" અરે તમે નકામી શંકા ધરાવો છો. કમળાબા જરૂર તેમના કામમાં ફાવશે. "

"સખ્ત બંદોબસ્ત આગળ તે શું કરી શકે ?"

"અરે ભલેને ગમે એટલો બંદોબસ્ત હોય તો પણ શું થઈ ગયું. કમળાબાએ તમામ માણસોને એવાં તો આધિન બનાવી દીધાં છે કે તમામ માણસો તેનેજ જુએ છે."

"એ તો ખરૂં પણ મધ્યરાત્રિએ બહાર નીકળતાં તેને પહેરેગીરો જરૂર અટકાવશે."

"પણ કમળાબા હથીઆર વિના બહાર નીકળશેજ નહિ."

"જે થાય એ ખરૂં." કનકે નિશ્વાસયુક્ત વચન ઉચ્ચાર્યું.

"કેમ પંડીતજી તમે એ વખતે ત્યાં જશોને ?"

"તે વખતની વાત તે વખતે."

"મને હવે બીજી કંઇ આજ્ઞા છે ?"

"હા, સાંભળ; આજે અમે આ નગરનો ત્યાગ કરીને જનાર છીએ. તારે અત્રેની તમામ બાતમી દર ચોથે દિવસે જયંતીપૂર આવી જણાવવી."

"તમે જયંતીપૂરમાં રહેશો ?"

"ના, ત્યાં આપણો એક માણસ રહેશે. તે તને ત્યાંની ધર્મશાળામાં દરરોજ સાયંકાળે મળશે."

"સારૂં, પણ મને ભુલી જતા નહિ. કોઇક વખત મને યાદ કરજો."

"ભાઇ! તારા અગણીત ઉપકાર મારી પર થએલા છે. હું જીવીશ ત્યાં સુધી તને ભૂલી શકીશ નહિ."

"પ્રભુ તમને સુખી રાખો."

"લે આ એક કીંમતી હાર હું તને આપું છું. તે તારી પત્નીને આપજે." કહી બન્સીએ એક સુવર્ણ હાર પેટીમાંથી કાઢી તેને આપ્યો. ઉપકારના ભારથી દબાતા તે માણસે આનાકાની કરતાં હારનો સ્વીકાર કર્યો; અને પછી બન્સીને સલામ કરી ત્યાંથી ચાલતો થયો.

તેના ગયા પછી કનકે પૂછ્યું, "આ માણસ આવી બાતમી કેવી રીતે લાવી શક્યો હશે ?"

"તેની સ્ત્રી કમળાની સેવામાં છે. તે પવિત્ર મનની છે. તે

તમામ વાત તેના પતિને કહે છે અને તેનો પતિ મને જણાવી જાય છે."

"આપણે પણ આજે આ નગરમાંથી વિદાયગીરી લેવી પડશે?"

"હા, એમાં શો શક?"

"આપણે ક્યારે નીકળીશું?"

"સાયંકાળે. પણ તે પહેલાં આપણાં માણસોને વિદાય કરી દઇશું."

"આપણાં માણસો અહિં કેટલાં છે?"

"લગભગ પચાસ."

"તેઓ ક્યાં જશે?"

"સરદાર ભુજંગસિંહની છાવણીમાં?"

"અને આપણે?"

"જયંતીપુરમાં એક પૈસાપાત્ર વણીક વિધવા રહે છે. તે મને તેના સગા ભાઇ સમાન પ્રેમથી ચાહે છે. આપણે એક રાત્રિ તેને ત્યાં ગાળીશું."

"આ રાજ્ય તરફથી ત્યાં કોણ છે?"

"કોઇ હલકો સરદાર છે."

"ઠીક, ત્યારે હવે કરો તૈયારી."

બન્સીએ પોતાનાં તમામ માણસોને એકત્ર કરી સૂચના આપી દીધી. સઘળા માણસો તૈયાર થઇ એક પછી એક નગરમાંથી નીકળી ગયા. સાંજ પડતાં તો તમામ વિદાય થઇ ગયા. મકાનમાં બન્સી અને કનક સિવાય કોઇ રહ્યું નહિ. સાયંકાળ થતાં કનકે પૂછ્યું, "આપણે હવે નીકળીશું?"

"હા, આપણે આજે દુર્જનના મહેલ આગળ છૂપાવું છે. તેના મહેલની બાજુમાં એક પડતર વાવ છે તેમાં આપણે છૂપાઇ રહીશું."

બન્સીની સૂચના કનકને ગમી. સાયંકાળ પૂર્ણ થતાં મકાનને તાળું લગાવી બન્ને વેશ બદલી બહાર નીકળ્યા અને પૂર્ણ અંધકાર પૃથ્વીપર ફેલાતાં કોઇ જુવે નહિ એવી રીતે દુર્જનના મહેલ આગળની વાવ્યમાં પ્રવેશી છૂપાઇ બેઠા.

## પ્રકરણ ૧૩ મું.

### કમળાનું સાહસ.

રાત્રિ પડી ચૂકી હતી. ગૃહે ગૃહે દીપકો પ્રકાશી રહ્યા હતા. નોકરી-ધંધાથી થાકેલાં માણસો શાન્તિથી આરામ લેતાં હતાં. કોઇ કોઇ ઘરમાં કુટુંબનાં માણસો એકત્ર થઇ વાતો કરી આનંદ પામતાં હતાં.

કોઇના ઘરમાંથી ગાવાના તો કોઇના ઘરમાંથી પ્રભુ ભજનના શબ્દો સંભળાતા હતા.

અંધકારમય રાત્રિ હોવાથી રાજમાર્ગપર ઝાંખાં ફાનસો પ્રકાશી સ્હેજસાજ અજવાળું આપી રહ્યાં હતાં. સિપાહીઓ રાજમાર્ગ પર આમતેમ ટહેલતા હતા. દૂર ધંધાર્થે ગએલા મનુષ્યો ઘર તરફ જતા હતા. માણસોનો અવર જવર બંધ થયો નહોતો. આવા વખતે રાજ્યના રાજા સમાન સરદાર બહાદુર દુર્જનસાલના એક સુશોભીત દિવાનખાનામાં બિછાવેલી ગાદીપર કમળા ઉંડા વિચારમાં બેઠેલી હતી. તેનું હૃદય અત્યારે સંતપ્ત હતું. તે કંઇક નિર્ણય ઉપર આવવાના વિચારમાં હતી. વિચારમાં પ્રતિપળે દ્વાર તરફ પણ દૃષ્ટિ કરતી હતી. થોડીવાર વિચારાવસ્થામાં વ્યતિત કરી કમળા મન સાથે નિર્ણય કરી બોલી કે, " બસ હવે એજ નિશ્ચય. કાલે મારે દુર્જનની સાથે પરણવું પડશે. આજની રાત્રિજ બાકી છે. આજની રાત્રિમાંજ મારે મારૂં કામ કરવાનું છે. હું મારૂં કામ પૂર્ણ કરીશ, પ્રભુ મારી મદદે આવશે. પાપી પણ શું જાણશે કે કમળા મને મળી હતી. હું આજેજ તેને આ અવની પરથી વિદાય કરીશ. એક દેશદ્રોહી ઓછો થશે. સઘળાનું મૂળ નાશ પામતાં અમને વધુ મહેનત પડશે નહિ. એમજ. આજ સઘળું સમાપ્ત થશે. હૃદય હિંમતવાન થા. આજે તારે મહા સાહસ કરવાનું છે. આમ બોલતી કમળા ઉભી થઇ અને નજીકમાં પડેલી એક નાની પેટીમાંથી એક તીક્ષ્ણ કટાર બહાર કાઢી તે કટારની તરફ થોડી

ક્ષણ જોઇ રહી બોલી, " આ કટાર પાપી દુર્જનસાલનું કલુષિત હૃદય વિદારશે. હા, આજ કટાર તે પાપના પુતળાને નર્ક કુંડમાં મોકલી આપશે. બસ આજ કટાર એક ભયાનક દેશદ્રોહી દુરાત્માનું હૃદય ચીરશે. કમળાએ કટારને મ્યાન કરી તેના સ્થાને મૂકી. એવામાં તેને કોઇના આવવાનો પગરવ સંભળાયો. કમળા સ્વસ્થ થઇ બેઠી. એક દાશી ત્યાં આવી. કમળાએ તેને સ્નેહથી બોલાવી. દાશી કમળાની નજીક જઇ બેઠી. દુર્જનસાલના મકાનમાં આવી રહ્યા પછી કમળાએ મકાનમાંનાં ઘણાંખરાં માણુસોનાં મન વશ કરી લીધાં હતાં. દુર્જનસાલ તરફથી કમળાને નિરંતર કિંમતી વસ્તુઓ ભેટ મળતી. કમળા તે ભેટની વસ્તુઓ પોતાની સેવામાં રહેતાં દાસ-દાશીયોને વ્હેંચી આપતી. આવાં કારણથી અને કમળાના માયાળુ સ્વભાવથી નોકર-ચાકરો કમળાને વશ થઇ ગયાં હતાં. કમળાએ તેઓની પાસેથી દુર્જનસાલની તમામ વાતો જાણી લીધી હતી. ગરીબ નોકરો પણ દુર્જનસાલની સેવામાંથી છૂટવાને ઇચ્છતાં હતાં. કમળાએ તેઓને સુખી કરવાનું વચન આપ્યું હતું. આ વખતે જે દાશી કમળાની પાસે આવી બેઠી હતી; તે દાશીવર્ગની ઉપરી બાઇ હતી. કમળા કરતાં તેની ઉમ્મર વધારે હતી. જે માણસ બન્શીને બાતમી આપી ગયો હતો, તેની આ પત્ની થતી હતી. પોતાનો સંદેશો બન્શીને મળ્યો કે નહિ તે જાણવાને દાસીને કમળાએ મોકલી હતી. બન્શી નોત્તમનગરમાં રહી જે કામ કરતો હતો; તે કમળાને અહિં આવ્યા પછીજ માલમ પડયું હતું અને તેથીજ તેણે તેની મદદ માગી હતી. કમળાની પાસે બેઠેલી દાશીનું નામ ગંગા હતું. તે ઘણી ચાલાક અને હિંમતવાન સ્ત્રી હતી. કમળાએ તેને વચનથી બાંધી લઇ પોતાને અનુકુળ બનાવી હતી. ગંગા દુર્જનના વર્તનથી કંટાળી હતી અને તેથી જો કોઇ સારાની નોકરી મળે તો દુર્જનની નોકરીમાંથી છૂટવાની ઇચ્છા ધરાવતી હતી. કમળાએ તેને પોતાની સેવામાં રાખવાનું કહ્યું હતું. ગંગાને થોડીકવાર શાન્તિથી બેસવા દઇ કમળાએ પૂછ્યું, " કેમ તારાપતિ ભેગા થયા કે નહિ ? "

"અરે એતો મારીજ રાહ જોઇ રહ્યા હતા. ઘરમાં પેસતાંજ તે મને મળ્યા." ગંગાએ કહ્યું.

"તેમનો અને બન્શીનો મેળાપ થયો કે નહિ ?"

"થયો હતો."

"આપણો સંદેશો તેમણે પહોંચાડયો ?"

"હા !"

"બન્શીએ કંઇ કહેવરાવ્યું છે ?"

"હા, તેઓ તમારા જણાવ્યા પ્રમાણે આટલામાંજ છૂપાઇ રહેશે અને તમારી પર ભય આવી પડતાં મદદે દોડી આવશે."

"ચાલો એક તરફની નિરાંત થઇ. હવે હું તને પૂછું છું કે તારો શો વિચાર છે ?"

"તમારા વિચારને હું મળતી છું."

"જો ત્યારે સાંભળ. હું આજે દુર્જનસાલનું ખુન કરનાર છું."

"શું ખૂન ?"

"હા, ચમકે છે શા માટે ?"

"પકડાઇ જવાશે તો ?"

"એ વિચાર કરવાની અત્યારે જરૂર નથી."

"તમારાથી એવું ખુની કામ થઇ શકશે ?"

"ખૂનીનું ખૂન કરવાની શક્તી પ્રભુ આપશે."

"પછી ?"

"હું નીકળું કે તારે પણ મારી પાછળ નીકળી આવવું."

"પહેરગીરો અટકાવશે તો ?"

"તેમનું પણ ખૂન કરીશું ?"

"આપણે અબળાઓ છીએ."

"ફીકર નહિ; અબળાઓ સમયે પ્રબળા પણ બને છે."

"તમારી હિંમત અજબ છે."

"તું પણ તે વખતે સાવધ રહેજે." કમળાએ કહ્યું.

"મને કંઇપણ કહેવું પડે એમ નથી." ગંગાએ કહ્યું.

"વારૂ હવે એક કામ કર."

"શું?"

"પેલી પેટીમાંથી દારૂની શીશી અને એક પ્યાલો બહાર કાઢી પેલા બાજઠપર મૂકી રાખ."

તરતજ ગંગાએ ઉભી થઈ કમળાના કહેવા મૂજબ કર્યું.

"કહો હવે બીજું કાંઇ? ગંગાએ પૂછયું.

"તું હવે સરદાર બહાદુરની પાસે જા."

"ત્યાં જઇ શું કહું?"

"તેને કહે કે કમળા બા બોલાવે છે."

"સારૂં."

"તેના આવ્યા પછી તું પાસેના ખંડમાં ઉભી રહેજે અને હું બોલાવું ત્યારે હાજર થજે."

ગંગા ચાલતી થઇ.

તેના ગયા પછી કમળાએ પોતાની પાસેથી લાલ રંગની દવાનું એક પડીકું કાઢયું અને તે પડીકામાંની દવા દારૂની શીશીમાં નાંખી શીશીને હલાવી બાજઠ પર પાછી મુકી.

આ દવા તેણે ગંગાની માર્ફતે મેળવી હતી. તેમાં એવો ગુણ હતો કે તેના ખાવાથી માણસ થોડી વારમાંજ બેશુદ્ધ બની જાય. આવી દવા કમળાએ દારૂમાં મેળવી અને પછી દુર્જનસાલની રાહ જોઇ રહી.

કમળાના રહેવાના સ્થાનથી દુર્જનસાલ બહુ દૂર રહેતો નહોતો. કમળાના ઓરડાની છેક પાછળના એક બીજા મકાનમાં રહેતો હતો. અલ્પ સમય થતાંજ દુર્જનસાલ કમળા હતી તે દિવાનખાનામાં આવી ઉભો. કમળાએ ઉભી થઇ તેને આવકાર આપતાં કહ્યું, "પધારો, આ આસનપર બિરાજો." કમળાએ તેને ગાદીપર બેસવાનું સૂચવ્યું. દુર્જન ગાદી પર બેસતાં બોલ્યો, "તમે પણ બેસો."

" આ હું તમારી સમક્ષજ બેસું છું." કમળા ગાદીની નીચે તેની સામે બેઠી.

કમળાએ આ વખતે મુખ હસતું રાખ્યું હતું. તેની ચપળ ચક્ષુઓ કામાંધનું ભાન ભૂલાવી રહી હતી.

દુર્જન અપાર આનંદ પામ્યો. કમળાને હસતી અને આંખ્યો નચાવતી જોઇ સ્વર્ગ નજીક છે એમ માનવા લાગ્યો. કમળાને આવી રહે જો કે દિવસો થયા હતા, પણ દુર્જન તેની પાસે આવી સુખેથી બેઠો નહોતો. તે દરરોજ કમળાની પાસે આવતો અને ખબર પૂછી ચાલ્યો જતો. કમળાએ આજે પોતાને બોલાવી સન્માન કર્યું જાણી તે પોતાના ભાગ્યને વખાણવા લાગ્યો અને કમળા હવે મારીજ છે એમ માનવા લાગ્યો. કમળા પાપીના મુખ સામે જોઇ રહી હતી. એવામાંજ દુર્જને પૂછ્યું " મને કેમ બોલાવ્યો છે ?"

" કાલે મારી પ્રતિજ્ઞાની પૂર્ણાહુતી થવાની છે એ જણાવવાને માટે તમને અહિં બોલાવી તસ્દી આપવી પડી છે."

" અરે એમાં તે તસ્દી શાની ? હું તો તમારો ગુલામ છું. આ શરીર તમારી સેવાને અર્થેજ છે. સુંદરી ! આવતી કાલે તમારી પ્રતિજ્ઞા પૂરી થવાની છે એ હું જાણું છું. તમારો એક દિવસ પૂર્ણ થતાં હું દિવાલપર કોલસાનું નીશાન કરૂં છું. આજે છેલ્લું નિશાન કરી ગણત્રી કરી તો દિવસ પૂરા થએલા જણાયા."

"ત્યારે તમે મને કેમ જણાવ્યું નહિ ?"

" મેં ધાર્યું કે રખેને તમે ગુસ્સે થઇ જાવ."

" ગુસ્સે શામાટે થાઉં ? હું તો તમારા મ્હેલે હોંશથી આવીછું. આટલા દિવસ જે ગયા તે કેવી રીતે ગયા તે મારૂં મનજ જાણે છે. લોકો તમને ગમે એ કહે પણ હું તો તમારી બહાદુરી, તમારી નીતિ અને તમારી ખુબસુરતીપર ગાંડી ઘેલી બની ગઇ છું.

" શું ખરૂં કહો છો ?" દુર્જને ગાદીપર ટટાર બેશી પૂછયું.

" હા, તમારા સોગન. હું સાચુંજ કહું છું."

"હાશ, હવેજ મને શાન્તિ થઇ."

"ઓહો ત્યારે કાલને માટે શું વિચાર કર્યો?"

"કેમ વળી વિચાર શાનો?"

"આપણે પરણવાનો?"

"એમાં શું? સવારના પ્હોરમાં એક બામણને પકડી લાવી આપણે પરણી લઇશું; પછી કાંઇ?"

"કંઇ પણ ધામધુમ વિના?"

"આપણાં મન મળી ચૂકયાં છે; એટલે ધામધુમની શી જરૂર છે? હું ખાલી દંભને ધિક્કારનારો છું."

"હું પણ તમારા મતને મળતીજ છું."

"ખરેખર હું તારા જેવી સુંદરીની ખોળમાંજ હતો."

"અને મારો વિચાર પણ એવોજ સમજવો."

"એ તો આપણાં મનજ સાક્ષીરૂપ છે. તમારા મનમાં જો મારી પર ખરી પ્રીતિ હોય તો મારી તમારા પર કેમ ન હોય?"

"એ તો ખરૂં પણ મારે તમને એક વાત પૂછવી છે?"

"ખુશીથી પૂછો, મનમાં કંઇ રાખશો નહિ; કારણ કે તમે તો હવે મારા સર્વસ્વનાં માલીક થયાં છો."

"એમ સમજીનેજ પૂછું છું."

"વિના સંકોચે પૂછો?"

"મેં અહિં આવ્યા પછી એમ સાંભળ્યું છે કે તમારે અને રાણી કળાવતીને પ્રેમ છે?"

દુર્જને થોડીક ક્ષણ મૌન રહી કહ્યું, "કોણે કહ્યું?"

"તે હું આપને કહી શકીશ નહિ."

"કેમ?"

"તેને તેનું નામ નહિ દેવાનું હું વચન આપી ચૂકી છું."

"ભલે, મારે નામ જાણવાની જરૂર પણ નથી."

"શું એ ખરી વાત છે?"

" હા, પણ તેમાં આપણો મહા સ્વાર્થ સમાએલો છે. "

" શો ? "

" તે હું તને પછીથી જણાવીશ. "

" શું હજી પણ આટલી જુદાઈ? " કમળાએ રોષમય મુખે પૂછ્યું.

" તું આમ ગુસ્સે ન થઇ જા. તારા મુખપર રોષ જોઇ મને કંઇનું કંઇ થઇ જાય છે. મારા બુલબુલ ! હું તારાથી લગાર પણ જુદાઇ સમજતો નથી. "

" ત્યારે મને કેમ જણાવતા નથી ? "

" તે વાત ભયંકર છે ? "

" તેથી શું થઇ ગયું ? "

" કોઇ સાંભળી જાય. "

" અહિં તો કોઇ નથી. "

" દાશી કયાં ગઇ ? "

" એ તો તેના ઘરે ગઇ. "

" જો ત્યારે સાંભળ. વાત મનમાં રાખજે. મેં જે પ્રેમ તેની સાથે બાંધ્યો છે તે ફક્ત સ્વાર્થ પૂરતોજ. મારો સ્વાર્થ નૌતમનગરના રાજાધિરાજ થવાનો છે. "

" કેવી રીતે ? "

" રાજ્યમાં શાન્તિ પથરાતાં રાણીનો કાંટો દૂર કરીને ? "

" શું તેનું ખૂન કરશો ? "

"એમાં શું નવાઇ ? આ હાથે ખુન કરવામાં કંઇ બાકી રાખ્યું નથી."

" મારી ઉપર કેવો પ્રેમ રાખશો ? " કમળાએ વાત બદલી પૂછ્યું.

" ખરા જીગરનો ? "

" સ્વાર્થમય તો નહિને ? "

" નારે ના. "

" સાચ્યું કહો છો ? "

" મારી આશાના સોગનખાઇને કહું છું કે હું તને ખરા

પ્રેમથી ચાહી મારા સુખ-દુઃખની ભાગીદાર બનાવીશ અને નોત્તમનગરના સિંહાસને તને સાથે લઇનેજ બિરાજમાન થઇશ."

"બસ હવે મને અપાર આનંદ થયો. મારી પૂર્ણ ખાત્રી થઈ ચુકી કે તમારો પ્રેમ સાચ્ચો છે. પણ દેશમાં શાન્તિ ક્યારે ફેલાશે? આ મુઆ દેશભક્તો જુઓને આપણી પાછળજ પડયા છે."

"અરે તેમના ભાર શા છે? હજી હું જોયા કરૂં છું. જ્યારે હું એ બાબતપર પુરતું ધ્યાન આપીશ ત્યારે એક પણ દેશભક્ત જીવતો રહી શકશે નહિ. હરામખોરોને અમારૂં રાજ્યતંત્ર ઉથલાવવું છે, પણ તેમની આશા નિષ્ફળ છે. મારા બહાદુર વફાદાર સૈનિકો આગળ તેમનાં તે શાં ગજાં."

"પણ મને પેલા પ્હાડસિંહના નાશી જવાથી ઘણો ભય ઉત્પન્ન થાય છે. પ્હાડસિંહ મહા દુષ્ટ છે. પ્રપંચી પણ પૂરો છે."

"તે હું જાણું છું. તેને પૃથ્વીના પડમાંથી પણ પકડી મંગાવી ઠાર કરીશ."

"તેની શોધમાં કોઇ ગયું છે?"

"આપણા અનેક સરદારો અને સૈનિકો ઇનામની લાલચે તેને પકડવા દોડયા છે."

"મને આશ્ચર્ય લાગે છે કે તે નાશી કેવી રીતે ગયો હશે?"

"કોઇની મદદ મળવાથી દિવાલનું જાળીયું તોડી નાશી છૂટયો છે."

"એવો કોઇ માણસ આ નગરમાં છે?"

"એક છે. તે પંડીતજીના નામથી ઓળખાય છે. તે લુચ્ચો રાજ્યના ગૂન્હેગારોને દેશહિતના નામે પોતાના પક્ષમાં મેળવે છે. મને તેની પર વ્હેમ છે. પણ આજે તેનું આવી બન્યું છે. આજ મધ્યરાત્રેજ તેને સૂતો પકડવાની મેં આજ્ઞા આપી દીધી છે."

"એ ઘણું સારૂં કર્યું."

આવી રીતની વાતચીતમાં મધ્યરાત્રિ થવા આવી. દુર્જન અને કમળા અનેક પ્રકારની વાતો કરી રહ્યાં હતાં. એટલામાં નીચેનો

પહેરાવાળો ઉપર આવી બોલ્યો, "નામદાર ! અગત્યની વાત જણાવવા હું આવ્યો છું."

"શું છે ? જલ્દી કહી નાખ ?" દુર્જને મુછો આમળતાં કહ્યું.

"પ્હાડસિંહના તાબાની ટુકડીના સૈનિકો હથીઆર અને દારૂગોળો લઇ નાશી ગયા છે. તે છાવણી ખાલી છે અને જે પંડિતજીને પકડવા આપણા માણસો ગયા હતા; તે પણ પાછા આવી જણાવે છે કે પંડીતજી પણ પસાર થઇ ગયો છે."

દુર્જનને આ સમાચારથી ઘણું લાગી આવ્યું, પણ કમળાની આગળ તે નહિ જણાવતાં બોલ્યો, "તે રાજદ્રોહીયો નાશીને ક્યાં જનાર છે ? આપણા બહાદુરોને જણાવ કે તેમની પાછળ પડે અને તેમને પકડી લાવે. આ કામમાં સારૂં કામ કરનારને ભારે ઇનામ મળશે."

પહેરેગીર ચાલ્યો ગયો. તેના ગયા પછી દુર્જન બોલ્યો, "જોયુંને દેશભકતોનું કારસ્થાન ? આનો બદલો તેઓને બરાબર મળશે."

"તેઓ પકડાશે ત્યારે જોઇ લેવાશે. તમે નકામા વિચાર કરશો નહિ. બહુ વિચારથી માથે લોહી ચઢી જશે તો નાહકના હેરાન થવું પડશે. લ્યો હું તમને મદીરા પાઇ આનંદ ઉપજાવું." કહી કમળા ઉભી થઇ અને જે બાજઠપર મદિરાની શીશી અને પ્યાલો મૂકેલો હતો; તે બાજઠ લઇ આવી દુર્જનની સમિપ મૂકયો.

દુર્જનસાલને સ્વપ્ને પણ આશા નહોતી કે કમળા તરફથી તેને આવું આનંદ સુખ મળશે. વિષયના કીડાના આનંદનો કંઇ સુમાર જ નહોતો.

કમળાએ મદિરા પ્યાલામાં રેડતાં પૂછ્યું. "આપ નૌત્તમનગરની ગાદીએ બીરાજો, તેમાં રાજ્યના અમલદારો સંમત છે કે નહિ ?"

દુર્જનસાલ હશીને બોલ્યો, "સરદાર અને અમલદાર વર્ગ પૂરેપૂરો સંમત છે. મેં તેઓને યથેચ્છ વર્તવાની સ્વતંત્રતા આપેલી છે. વળી અમે અમારૂં એક છૂપું મંડળ પણ બનાવેલું છે. આ મંડળ

ખાનગી છે. તેમાં પરસ્પરને મદદ કરવાના, એક બીજાને રહાવાના અને ભયંકર ગુન્હામાંથી બચાવવાના સોગન લેવાય છે."

"પ્હાડસિંહ તમારા મંડળમાં ન્હોતો ?"

"હતો; પણ તે અભીમાની હોવાથી સબળાની આંખ્યોમાં ખુંચી રહ્યો હતો."

"પ્રજા સંમત છે કે નહિ ?"

"પ્રજામાં જે પૈસાવાળા છે; તેમાંના ઘણા ખરા અમારા મંડળમાં જોડાએલા છે અને તેઓ હું ગાદીપર બેસું તેમાં ખુશી છે."

"ગરીબ અને સામાન્ય વર્ગ ખુશી નહિ હોય ?"

"ના, પણ એવાનો ભાવ કોણ પૂછે એમ છે ?"

"હયો ત્યારે આ ખુશાલીમાં આ મદ્ય પી જાવ." કહી કમળાએ દારૂનો પ્યાલો તેની આગળ મૂકયો.

"પ્યાલો કેમ નીચે મૂકયો ?" દુર્જને પૂછ્યું.

"ત્યારે કયાં મૂકું ?"

"હાથો હાથ આપવો જોઇએ."

"કાલે રાત્રે મારા સ્વહસ્તેજ પીવરાવીશ."

"પણ આજે કેમ નહિ ?"

"લગ્ન થયા પછી સ્ત્રીએ પુરૂષનો સ્પર્શ કરવો. તે પહેલાં મહા પાપ ગણાય છે.

"આપણામાં કયાં જુદાઇ છે ?"

"જુદાઇ તો નથી, પણ ધર્મ વિરૂદ્ધ વર્તવું જોઇએ નહિ."

"જેવી તમારી ઇચ્છા. હું તારા દિલને દુખાવા ઇચ્છતો નથી." કહી દુર્જનસાલ પ્યાલો ઉપાડી મદ્ય પી ગયો.

કમળાએ બીજો ભરી નીચે મૂકયો. દુર્જને તેને પીવાનો આગ્રહ કર્યો; પણ કમળાએ લગ્ન થયા પછીજ પીવાય એમ જણાવ્યું. તે પ્યાલો પણ દુર્જન ગટગટાવી ગયો. કમળાએ ત્રીજો પ્યાલો ભર્યો. દુર્જને ના પાડી.

કમળાએ પોતાના સોગન આપી પીવાને કહ્યું. દુર્જને અનીચ્છાએ ત્રીજો પ્યાલો પણ પૂરો કર્યો. તેની આંખ્યો લાલચોળ થવા લાગી. નીશો ચઢવા લાગ્યો. દુર્જન લાંબા ટાંટીયા કરી ગાદી પર આડો થયો. કમળાએ હશીને કહ્યું, " એક વધુ પ્યાલો લેશો કે? "

" ના, હવે તો મારો જીવ નીકળી જાય."

" લ્યો આ પાન. " કમળાએ પાન આપ્યું.

પાન મૂખમાં મૂકતાં દુર્જન બોલ્યો, " મેં એમ સાંભળ્યું છે કે તમે સંગીતમાં ઘણાં કુશળ છો ? "

" કંઇક જેવું તેવું ગાઇ શકું છું. "

" કોઈ વાજીંત્ર વગાડતાં આવડે છે કે ? "

" ના. "

" ત્યારે એકાદ ગાન મને તો સંભળાવો ? "

" ગાયન સાંભળવાને હજી ઘણાએ દિવસ પડયા છે. "

" આ આનંદના અવસરે એકાદ સંભળાવવાની મહેરબાની કરો. " દુર્જને નિશાથી ચકચૂર થઇ કહ્યું.

કમળાએ વિચાર કર્યો. આ પાપી થોડીવાર પછી બેશુદ્ધ બનશે; અને પછી મારી કટારનો ભોગ થઈ આ જગતમાંથી છૂટો થશે. લાવ ને પહેલાં તેને કંઇક ઉપદેશમય ગાન સંભળાવું.

કમળા આમ વિચાર કરી રહી હતી; એવામાંજ પાપાત્માએ નીશાના જોરથી ખડખડાટ હશી કહ્યું.

" સુંદરી ! શું વિચાર કરે છે ? તારા દિલોજાનને એક મધુરૂં ગાન સંભળાવ. "

" તમારી મોહક મૂર્તિ જોઇ હું એવી ગાંડી બની ગઈ છું કે મારે શું ગાવું તે યાદ આવતુંજ નથી. "

" શું હું એવો રૂપાળો છું ? " દુર્જને મૂછો પર હાથ નાખ્યો, પણ નીશાના કારણે હાથ સ્થિર રહ્યો નહિ.

" અરે તમે તો કામદેવના અવતાર છો. "

"અને તું પણ રતીનો અવતાર છે."
"આપણી જોડી મઝાની શોભશે નહિ વારૂ?"
"ખરેખર! દુનિયાંને આપણી અદેખાઇ આવશે."
"અને કળાવતીને?"
"તે રાંડને જહન્નમમાં નાખ. તે ચૂડેલનું નામ ત્હેં અત્યારે શું કરવા ઉચ્ચાર્યું!"
"કેમ! એ તો તમારી ખાસ પ્રેમ પ્રતિમા છેને?"
"નહિ, મારૂં લોહી પીનારી રાક્ષસી છે."
"હવેને?"
"હા, જવાદે એ વાત અને ગાન ચલાવ."
"ધ્યાનથી સાંભળજો." કમળાએ ગાન ગાવું શરૂ કર્યું.

ગઝલ.

જીવલડા ચિત્તમાં ચેતો, ઝપાટો કાળ તો દેતો;
અરે તું જાગને ઘટમાં, પડે શું ભવ્ય ખટપટમાં.
જુએ શું માનવી ભોળા, ફરે છે મૃત્યુના ડોળા;
વિચારો વાત આ વ્હેલી, વખત તો આવશે છેલ્લી.
જીવલડા ચિત્તમાં જાગો, કપટના ફન્દને ત્યાગો;
જાણીને ભૂલ જો થાશે, તદા તો ખૂબ પસ્તાશે.
જગતમાં દુઃખ છે ભારી, જગત્ છે દુઃખની કયારી;
વિચારી ધર્મને ધારો, ફોગટ નહિ જન્મને હારો.
કરે શું કલ્પના કોટી, વિષયની વાત છે ખોટી;
જગતમાં સંપથી ચાલો, જગતમાં સંપથી મ્હાલો.
ખરે જીવ જાય છે આયુ, ખબર નહિ વાય શો વાયુ;
વિચારી ચેતી લે વ્હાલા, કરે શું આળપંપાળા.
ચલક તું ચેતન જ્ઞાની, નીરંજન નિત્ય સુખ આણી;
બુધ્ધ્યબ્ધિ ધારજે સોઽહં, હૃદયમાં ભાવજે કોઽહં.

મુનીશ્રી બુદ્ધિસાગર.

દુર્જનસાલ નિશાથી ઘેરાતી આંખ્યોવડે ગાન સાંભળી રહ્યો.

તેની આંખ્યો ઉપર જાણે મોટો પત્થર પડ્યો હોય એમ તેની આંખ્યે નિસાના કારણે મહા પરાણે ઉઘડતી અને મિંચાતી હતી. દારૂમ મેળવેલી દવાથી તેનું ભાન ધીમે ધીમે ઓછું થતું હતું. તેની જીભ અસ્ફુટ ઉચ્ચાર કરતી હતી. કમળાએ ગાએલું ઉપદેશાત્મક ગાન તેને પસંદ પડયું ના હોય એવું તેના મુખપરથી જણાયું. અભાગીને આવું અનુપમ ગાન કયાંથી પસંદ પડે? છાણના કીડાને છાણમાંજ આનંદ મળે.

દુર્જને ધીમો શ્વાસ મૂકી કહ્યું, "કમળા!"

"કેમ શું કહો છો?"

"આ ગાયન તેં ઠીક ગાયું નહિ."

"તમને પસંદ ન પડયું?"

"બિલ્કુલ નહિ."

"કેમ મારો કંઠ ખરાબ લાગ્યો?"

"ના, તારો કંઠ તો ઘણોજ મીઠો લાગ્યો."

"ત્યારે?"

"ગાયન પસંદ પડ્યું નહિ."

"પણ શાથી?"

"તારૂં ગાયન ભક્તીનું હતું."

"ભક્તીના ગાયનથી આપણાં પાપ નાશ પામે છે."

"વળી પાપ શું?"

"પાપને તમે માનતા નથી?"

"નહિ; પાપ પૂણ્યને તો હું પીછાનતોજ નથી."

"ત્યારે તો તમને આવા ભક્તી ગાનમાં મઝા–આ પડેજ નહિ."

"તારૂં બોલવું ખરૂં છે."

"ચાલો, ત્યારે હવે નહિ ગાઉં."

"ના, એમ કહીશ તો હું ઘણો દીલગીર થઇશ. ગરા

નીસો અત્યારે મારી રગેરગે વ્યાપી રહ્યો છે. હું આકાશમાં ઉડતો હોઉં એમ લાગે છે. મારા મનમાં ઉથલપાથલ થઇ રહી છે. મારો જીવ ઉંડાણમાં ઉતરતો જાય છે. મને ઉંઘની જરૂર છે. તું એકાદ સારૂં ગાયન ગા કે જેથી હું ઉંઘી જાઉં."

"કેવું ગાન ગાઉં?"

"કોઇ શૃંગારીક વિષયનું."

"એમાં શું સાંભળવું છે?"

"અરે એમાંજ મઝા છે. આપણે નવીન દંપતિ છીએ. આપણે શૃંગારીક ગાન ગાઈ મસ્તાન થવું જોઇએ."

"એવાં ગાયન કાલે ગાઇશ."

"આજે નહિ?"

"ના."

"શામાટે આજે નહિ?" દુર્જને જીદ પકડી.

"એવાં ગાયન લગ્ન થયા પછીજ ગવાય."

"તું આવી ધર્મઘેલી કયાંથી? હું શૃંગારીક અને તું ભક્તાણી? આપણુ બન્નેને બનશે કેમ " આમ બોલતો બદમાસ જોરથી હશી પડયો. તેનો હસવાનો અવાજ ચારે તરફ ફેલાઈ રહ્યો.

"હું તમને નાખુશ કરવા ઇચ્છતી નથી."

"જો એમ હોય તો મેં કહ્યું એવું ગીત ગા."

"વિષયનું જને?"

"હા, એજ."

કમળાએ પુનઃ ઉપદેશાત્મક સંગીત આરંભ્યું.

ગઝલ.

વિષયની વાત ભુંડી છે, વિષયની વાત કુડી છે,
વિષયનો વેગ છે તેજી, વિષયથી લાજ નહિં છેજી;
વિષયમાં ચિત્તડું દોડે, ચઢેલો સ્વાર જ્યું ઘોડે,
વિષયથી ચિત્ત ભટકે છે, વિષયથી ચિત્ત સટકે છે.

વિષયથી જૂઠની વાણી, વિષયથી દોષની ખાણી,
વિષયથી પાપ આવે છે, વિષયથી ધર્મ જાવે છે.
વિષય છે દુઃખકર હસ્તી, કરે છે ખુબ તે મસ્તી,
વિષય છે વિષના પ્યાલા, વિષયથી સર્વ છે બાલા.
વિષયમાં દુઃખની શ્રેણી, વિષયમાં દુઃખની રહેણી,
વિષયથી થાય ધૂળ ધાણી, મળે નહિ અન્નને પાણી.
વિષયથી લાજને મૂકે, વિષયથી કીર્તિને ચૂકે,
વિષય છે મોહની વાડી, વિષય છે કલેશની ખાડી.
વિષયનો કુપ છે ઉંડો, વિષયનો ધૂપ છે ભૂંડો,
વિષયની ઘેન છે ગાંડી, વિષયની બુદ્ધિ છે આડી.
વિષયમાં વ્હાલ છે ખોટું, વિષયથી કોઇ નહિ મોટું,
વિષયનું વૃક્ષ કાંટાળું, વિષયમાં દુઃખને ભાળું.
વિષયની વાત છે ઘેલી, વિષયથી દુઃખની હેલી,
વિષયના સંગને ત્યાગો, બુધ્ધ્યબ્ધિ દિલમાં જાગો.

મુનીશ્રી બુદ્ધિસાગરજી.

કમળાએ આવું સુબોધક ગાન પૂર્ણ કરી દુર્જનસાલ તરફ દ્રષ્ટિ કરી, તો પાપી શુદ્ધીહીન જણાયો. તે નિશ્ચેષ્ટ અવસ્થામાં પડયો હતો. મુખ પ્હોળું રહ્યું હતું. સુરત વિકાળ જણાતી હતી. બસ હવે સમય આવી પહોંચ્યો. ચાલ આ પાપીને પૂરો કરૂં; જગતમાંથી એક પાપીને દૂર કરૂં. આમ બોલતી કમળાનું શાન્ત મુખ લાલચોળ બની રહ્યું. તેણે ગંગાને બૂમ મારી બોલાવી. તત્કાળ ગંગા તેની પાસે આવી ઉભી. કમળાએ તેને પેટી બતાવી તેમાંથી કટાર લાવી આપવાનું કહ્યું. ગંગાએ પેટીમાંથી કટાર લાવી તેના હાથમાં મુકી. કમળાએ કટાર હાથમાં પકડી કટાર તરફ જોયું અને પછી પાપીના મુખ તરફ નજર ફેંકી. ગંગા ઉતાવળ કરવાનું સૂચવવા લાગી. કમળાએ પાપીના કલેજામાં ભોંકવા કટાર ઉંચી કરી; પણ હાથ નીચે ઉતારતાં કંપી–ગમે તેટલું પણ સુકોમળ હૃદય. બેભાન પાપીનો ઘાત કરવાને કમળાનો આત્મા ના પાડવા લાગ્યો. કમળા વિચારમાં પડી. આને મારવો કે

નહિ ? મન મારવાની સૂચના કરવા લાગ્યું, પણ તેનો આત્મા ના પાડવા લાગ્યો. કમળા આત્મગત બોલી, " આ અધમમાં અધમ છે. આના ઘાતથી અનેક સુખી થાય એમ છે, ત્યારે આનો નાશ કરવોજ જોઇએ; પણ આ પિશાચ અત્યારે બેશુદ્ધ છે. બેશુદ્ધિમાં કટાર ભોંકવાનું કાર્ય તો એક કાયર પણ કરી શકે છે. હું રાજપૂત બાળા છું. મારાથી બેભાન શત્રુનો ઘાત કરી શકાય નહિ. મારા આ વિચારથીજ આ પાપી અત્યારે બચી જાય છે. દુરાચારી ! જા, હું તારૂં ખૂન કરતી નથી. જીવ, થોડા વખતને માટે જીવીને થાય એટલાં કુકર્મો કરી લે. પણ તારે આખરે તો ભૂંડી હાલતે મરવાનું છેજ."

આમ બોલતી કમળાએ કટાર મ્યાન કરી. ગંગાએ આશ્ચર્ય પામી પૂછ્યું, " કટાર કેમ મ્યાન કરી ? "

" ગંગા ! હું આ બેશામ શત્રુનો ઘાત કરવા ઇચ્છતી નથી. આવી દશામાં ખૂન કરવું એ પાપીનું કામ છે. "

" પણ આ અધર્મી જીવતો રહેવાથી આપણને દુ:ખ કર્તા થઇ પડશે. "

" આપણે આ પળેજ અહીંથી પસાર થઇએ છીએ. તું કાજળની દાબડી લઇ આવ. "

ગંગા કાજળની ડબ્બી લઇ આવી. ચીકાશવાળા કાજળથી કમળાએ પાપીનું મુખ કાળું કર્યું. આ પછી તેણે ગંગાને નીચેના પહેરેગીરોની તપાસ કરી આવવા મોકલી, એટલા વખતમાં કમળાએ પાપીની ઉપર બીજાં ગોદડાં નાખી તેને નીચે ઢાંકી દીધો. ગંગાએ ઉપર આવી જણાવ્યું કે નીચે એક સિપાહી બેઠો છે અને દરવાજા આગળ બીજા બે સિપાહીઓનો પહેરો છે.

કમળા ઉભી થઇ. તેણે ગંગાને પોતાની પાછળ ચાલી આવવાનું સૂચવ્યું. બન્ને ધીમે પગલે બહાર આવ્યાં. તેમના અવાજથી ઝોકાં મારતો સિપાહી ચોંક્યો. તેણે બન્નેને અટકાવ્યાં. કમળાએ તરતજ તેના પેટમાં કટાર હુલાવી દીધી. સિપાહી તમ્મર ખાઇ નીચે પડ્યો.

ગંગાએ તેનું મુખ દબાવ્યું. થોડીવાર તરફડી તે ઠંડો થઈ ગયો. કમળા અને ગંગા ધીમે કદમે મોટા દરવાજા આગળ આવ્યાં. અંધકારમયી રાત્રિ હતી. બન્નેને ભૂતના ઓળાની માફક નીકળી આવેલાં જાણી સિપાહીઓ ચમક્યા. કમળાએ સ્હેજ કઠોર અવાજે રસ્તો આપવાની માગણી કરી. સિપાહીઓએ તેને ના પાડી. કમળાની રાહ જોઇ રહેલા બન્શી અને કનક ક્યારનાએ વાવમાંથી બહાર નીકળી આવી ત્યાં નજીકમાં ઉભા હતા. સિપાહીઓની અને કમળાની રકઝક સાંભળી બન્ને એ ધીમેથી દોડી આવી સિપાહીઓને ખંજર ભોંકી પૂરા કર્યા.

ચારે જણાં ત્યાંથી ઉતાવળા પગે નાશી છૂટયાં. નગરની બહાર નીકળતાં એક માણસ ચાર ઘોડા લઇને ઉભો હતો. ચારે જણાંએ ઘોડે-સ્વાર થઇ ઘોડાઓને દોડાવી મૂક્યા.

---

## પ્રકરણ ૧૪ મું.

---

### જયંતીપૂરમાં.

નોત્તમનગરથી આશરે પચાસ-સાઠ ગાઉના અંતર ઉપર જયં-તીપુર નામક એક નગર આવેલું હતું. આ નગર નોત્તમનગરથી નાનું હતું, પણ શોભામાં રમણીય અને આનંદ જનક હતું. મોટાં મકાનો, સુંદર મંદિરો અને બાગ બગીચાઓથી જયંતીપુર જોનારને મનોહર ભાસતું હતું. આ નગર નોત્તમનગરને તાબે હતું. રાજ્ય તરફથી એક સુબો આ નગરમાં રહેતો હતો. સુબાનું નામ પ્રમતસિંહ હતું. સરદાર દુર્જનસાલના જેવોજ આ પ્રમતસિંહ પણ દુરાચારી હતો. જયંતી-પુરનો રાજા પોતેજ છે એમ સમજી પ્રજાજનોને પીડતો હતો. તેના ત્રાસ-અત્યાચારથી પ્રજાજનો તેને ધિક્કારતાં અને તેની આજ્ઞાનો અનાદર કરતાં. આથી પ્રમતસિંહે અનેક નિરપરાધીઓના જીવ લીધા હતા. અનેક જનોને કારાગૃહ નિવાસી બનાવ્યાં હતાં. અનેક જનોને

ભર બજાર વચ્ચે વસ્ત્ર વિહીન ઉભા રાખી ગોળીથી ઠાર કરાવ્યાં હતાં. તેણે આખા નગરમાં ઢંઢેરો પીટાવી જાહેર કરાવ્યું હતું કે જ્યારે શહેરનો સુબો બહાર ફરવા નીકળે ત્યારે લોકોએ જમીન પર પડી તેને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવા. જો કોઇ પણ પ્રજાજન આ આજ્ઞાનો અનાદર કરશે તેને સખ્ત શિક્ષા થશે. આવી સખ્ત આજ્ઞા હોવા છતાં જે સ્વમાનને પ્રાણ સમાન ગણનારા હતા; તેઓ તો ખુલ્લી રીતે સુબાની આજ્ઞાની અવજ્ઞા કરતા, આથી જયંતીપુરનાં કેદખાનાં ભરાઇ ગયાં હતાં. સ્વમાન ગૂમાવા કરતાં કેદમાં જવું અને મરવું લોકોએ પસંદ કર્યું, સુબાના આવા અન્યાયી વર્તનથી લોકોના દિલમાં ધિક્કારની લાગણી પ્રકટી નીકળી. પ્રજાજનોએ પરસ્પરમાં ઐક્યતા કરી અને રાજ્યના અમલદારોએ સાથે વૈરન્ત વૃદ્ધિ કરી. પ્રજામાં અનેક છૂપાં મંડળો સ્થપાયાં. આ છૂપી ટોળીઓ રાજ્યના અમલદારોને પીડવા લાગી, રાજ્યના અમલદારો આ છૂપી ટોળીઓનો નાશ કરવાને ઘણા પ્રયત્નો કરવા લાગ્યા, અનેક નિર્દોષ માણસોને ખુની ટોળીઓમાંના ધારી ભયાનક રીતે મારી નાખવા લાગ્યા, પણ છૂપી ખુની ટોળીયોને તેઓ પકડી શકયા નહિ. અમલદારોના રાક્ષસી જુલ્મથી એવી છૂપી ટોળીયોમાં ઘણા માણસો જોડાયા. પરીણામે અમલદાર વર્ગ અને પ્રજા વર્ગના બે પક્ષો પડી ગયા. પરસ્પરમાં વૈરની આગ પ્રચંડ લાગેલી હતી. બન્ને તરફનાં અનેક મનુષ્યો મરણને શરણ થતાં હતાં. પ્રમતસિંહ એવાં મનુષ્યોને જુલ્મથી દાબી દેવાને ઇચ્છતો હતો, પણ હજી સુધી તેની ઇચ્છા સફળ કરી શકયો નહોતો. સ્વદેશ ભક્તોના પ્રયત્નની જયંતીપૂરનાં પ્રજાજનો પણ ચૂસ્ત સ્વદેશાભિમાની બની સમયની રાહ જોઈ રહ્યાં હતાં. રાક્ષસોના પંજામાંથી મૂક્ત થવાની જેમ ઇચ્છા હોય છે; તેવીજ રીતે રાક્ષસી રાજ્ય અમલથી મૂક્ત થવાને પ્રજાજનો આતુર થઇ રહ્યાં હતાં. જયંતીપૂરમાં આ પ્રમાણે બની રહ્યું હતું. સાયંકાળનો સમય થયો હતો. આ વખતે ચાર ઘોડેસ્વાર મુસાફરોએ જયંતીપૂરમાં પ્રવેશ કર્યો. આ મુસાફરો

નગરમાં પ્રવેશી એક ધર્મશાળામાં આવી ઘોડેથી નીચે ઉતર્યા.

આ ચાર મુસાફરો અન્ય કોઈ નહિ પણ નૌત્તમનગરથી નીકળેલાં બન્શી–કનક કમળા અને ગંગા હતાં. તેમણે પોશાક બદલ્યો હતો. મુખ છૂપાવવાને મોઢા પર કૃત્રિમ રંગ લગાવ્યો હતો. ચારે જણાં થાક ખાવાને બેઠાં. એવામાંજ એક સિપાહી તેમની પાસે આવ્યો અને ગજવામાંથી એક નાની ચોપડી અને લખવાની શીશાપેન કાઢી સત્તાધિશના અવાજથી બોલ્યો, " તમે કોણ છો ? "

તેના આવા પ્રશ્નથી કનકનો મિજાજ ગયો. તે કંઇ બોલવાને મુખ ઉઘાડે એટલામાંજ બન્શીએ ધીમેથી તેનો હાથ દબાવી શાન્ત રહેવાની સૂચના કરી અને પછી તે સિપાહીના સામે જોઇ કહ્યું, " ભાઇ ! અમે મુસાફરો છીએ. "

સિપાહીએ એ પ્રમાણે લખી પુછ્યું, " કયાંથી આવો છો ? "

" જાત્રાએથી. "

" છેલ્લી કઇ જાત્રા કરીને અહિં આવ્યા છો ? "

" દ્વારકાંનાથની. "

સિપાહી સઘળું લખતો ગયો. તેણે આગળ પૂછવા માંડ્યું.

" તમારી જાત શી છે ? "

" રજપૂત અને વાણીયા. "

" તમારાં નામ લખાવો ? "

બન્શીએ જુદાં–જુદાં નામ જણાવ્યાં. સિપાહીએ લખી લીધાં.

" અહિં કયાં સુધી રહેવાના છો ? "

" લગભગ ચાર દિવસ. "

" પછી કયાં જવાના છો ? "

" અમારે ગામ ? "

" તમારૂં ગામ કયાં આવ્યું ? "

" અહિંથી ઘણે દૂર. "

" ગામનું નામ ? "

" રંગીલપૂર. "

"ઠીક, તમે જ્યાં સુધી અહિં રહેશો ત્યાં સુધી તમારે આ ધર્મશાળામાં રહેવા માટે અને શહેરમાં ફરવા માટે અને તમારૂં રક્ષણુ કરવા માટે કર આપવો પડશે."

"શું આપવું પડશે?"

"માણુસ દિઠ બે રૂપીઆ."

"આ કર કેટલા દિવસને માટે?"

"દરરોજને માટે?"

"રાજ્ય તરફથી આવો કાયદો જાહેર થએલો છે!"

"ના, પણુ અમારા અહિંના સૂબા સાહેબનો હુકમ છે."

"કરનાં નાણાં અમારે ક્યાં ભરી જવાં?"

"હું દરરોજ આ વખતે અહિં આવી લઇ જઇશ."

"પહોંચ મળે છે કે?"

"નહિ."

"વારૂ બીજું કંઇ છે કે?"

"હા."

"શું?"

"હું તમારી આ હદનો ચોકીદાર છું. મારી દેખરેખ તમારી પર રહે તેને માટે તમારે મને દરરોજનો એક રૂપીયો આપવો પડશે."

"અમને તમારી દેખરેખની જરૂર ન હોય તો?"

"તો પણુ આપવો પડશે."

"આવા કાયદા તો અમે કયાંઇ પણુ જોયા નથી."

"અહિંતો જોયાને?" સિપાહીએ પૂછ્યું.

"હા, હવે કંઇ બાકી છે?"

"હા."

"શું?"

"આ સવાલ જવાબ નીચે તમારામાંના એક જણુની સહિ કરો."

મુન્શીએ સહિ કરી આપી. સિપાહી ચાલ્યો ગયો. કનકની

અફસોસીનો પાર રહ્યો નહિ. તેને એવો તો ગુસ્સો ચઢ્યો હતો કે એ સિપાહીને રૂવાબથી બોલતો બંધ કરી દઉં; પણ બન્શીની ઇસારતથી અને સમયના વિચારથી તે શાન્ત બેસી રહ્યો હતો.

સિપાહીના ગયા પછી બન્શીએ પૂછ્યું, " આપણે આ ગામમાં કયાં સુધી રહેવું છે ? "

" કાલ સાંજ સુધી. "

" તમે કહેતા હતા કે જયંતીપૂરમાં મારી એક ઓળખાણવાળી બાઈ રહે છે ? "

" હા, તે આ નગરમાંજ રહે છે ? "

" કયાં આગળ ? "

" નગરની પૂર્વ બાજુએ. "

" તે શી જ્ઞાતીની છે ? "

" બ્રાહ્મણ. "

" તેના પતીનું નામ ? "

" તેનો પતિ મરણ પામ્યો છે. બાઇ બાળ વિધવા છે. તેનાં માતા પિતાએ કુળની મોટાઇના કારણે એક રોગિષ્ટ બાળકની સાથે તેનું બાળ લગ્ન કર્યું હતું. લગ્ન પછી બીજે વરસેજ તેનો પતિ મરી ગયો હતો. એ વખતે તે બાઇની ઉમ્મર દસ વર્ષની હતી. બારમે વર્ષે તેનાં માબાપ પણ મરી ગયાં. બાઇ સસરાને આશ્રયે રહી. સસરાની પાસે સારી સંપતિ હતી. બાઇની સોળ વર્ષની ઉમ્મર થતાં તેનાં સાસુ સસરા પણ મરણ પામ્યાં. બાઇ એકલી પડી; અને ભગવત ભજનમાં વૈધવ્ય વ્યતિત કરવા લાગી. "

" એ બાઈની સાથે તમારે ઓળખાણ કયાંથી ? " કનકે પૂછ્યું.

" હું મારા પિતાની સાથે જયંતપૂર આવતો; મારા પિતા એ બાઇના સસરાને ત્યાં ઉતરતા. બાઇના સસરાના મરણ પછી હું તેને આશ્વાસન આપવા ગયો હતો. "

" બન્શી ! આવી બાળ વિધવાઓને કે જેને પતિનો બીલકુલ

સહવાસ નથી થયો; તેને પુનર્લગ્ન કરવાથી શું પાપ લાગતું હશે ?"

"હું તેમાં પાપ માની શકતો નથી. બાળવિધવાને પુનર્લગ્નની છૂટ હોવી જોઇએ. ભગવાન મનુએ પણ વિધવા વિવાહને માટે કેટલીક છૂટ આપેલી છે. જે વિધવા જીવન પર્યંત શુદ્ધ ભાવના સાથે પવિત્ર રહી શકે તેને પુનર્વિવાહની જરૂર નથી. પણ જે બાળ વિધવાઓ કે જેઓ બાળ લગ્નથી વૈધવ્ય દશાને પ્રાપ્ત થએલી હોય છે તેને તો પુનર્વિવાહને માટે જરૂર છૂટ છે અને હોવીજ જોઇએ. બાળ વિધવાઓને ફરીથી પરણતી અટકાવવાથી ભવિષ્યમાં ઘણાં ભયંકર પરીણામ આવે છે. ગર્ભપાત આત્મહત્યા અને તરતનાં જન્મેલાં બાળકોને તજી દેવાનાં મહા પાપ થાય છે. આવાં પાપ અટકાવવાને બાળ વિધવાનું ફરીથી લગ્ન કરવું તે આવશ્યક છે."

"એમજ થવું જોઇએ. પણ તમારી એ ઓળખાણવાળી બાઇએ પુનર્વિવાહ કેમ કર્યો નહિ ?"

"તેની વૃત્તિયો બાલ્યકાળથીજ નિર્મળ છે. તે સંસારને ધિક્કારે છે. તે જ્ઞાની છે. તેણે તેનું વૈધવ્ય જીવનપર્યંત પવિત્રતાથી પૂરૂં કરવાનો નિશ્ચય કરેલો છે."

"આવી પવિત્ર બાઇ આ રાક્ષસી રાજ્ય અમલમાં પવિત્રતાથી રહી શકે છે જાણી હું આશ્ચર્ય પામું છું."

"એમાં આશ્ચર્ય પામવા જેવું કંઇજ નથી. પવિત્રતાનો પ્રભાવજ એવો હોય છે. પ્રજાજનો તે બાઇને દેવી સમાન માને છે; અને તેના રક્ષણને અર્થે તેઓ હમેશાં તૈયાર રહે છે."

"એનું નામ શું છે ?"

"પ્રભા."

"આપણે તેના મકાને જવાનો ક્યારે વિચાર રાખ્યો ?"

"થોડીવાર પછી આપણે ત્યાં જવા નીકળીશું."

આ પછી બન્શીએ ધર્મશાળાની એક કોટડીમાં જઇ સર્વેની સાથે નાસ્તો કરી લીધો. નાસ્તા બાદ બન્શીએ કહ્યું, "તમે સધળાં થોડી-

વાર આરામ લ્યો, હું બહાર જઇ આવું."

"ક્યાં જવું છે?" કનકે પૂછ્યું.

"હું પ્રભાના મકાને જઇ તપાસ કરી આવું. કારણ કે તેને મળ્યાને મને ઘણા મહિના વિતી ગયા છે. હું ત્યાં જઈ તેને મળી તરત પાછો આવીશ અને પછી આપણે ત્યાં જઇશું."

કનક-કમળા અને ગંગા ત્યાં રહ્યાં. બન્શી ઘોડાઓને ઘાસ નીરી પ્રભાના મકાને જવા નીકળ્યો.

રાત્રિ પડી ચૂકી હતી. અંધકારને દૂર કરવા મોટા રસ્તાઓપર ફાનસો પ્રકાશી રહ્યાં હતાં. લોકોના ઘરમાં પણ દીપકો પ્રકાશી રહ્યા હતા. બજારનો દેખાવ પણ રમણીય હતો. અનેક પ્રકારની દુકાનો લાઇનબંધ આવેલી હતી. મિઠાઇવાળા, કાપડવાળા, વગેરે વ્હેપારીયો લોકોને આકર્ષવાને માટે પોતાના માલને સફાઇદાર રીતે ગોઠવી ગાદી પર બિરાજ્યા હતા. સ્વચ્છ કાચનાં ફાનસો ઝળહળી રહ્યાં હતાં. શ્રીમાનોના મહાલયોમાં સંગીતના ધ્વની તો કોઇના મકાનોમાંથી વાજીંત્રોના અવાજ સંભળાતા હતા. ગાન ગાનારી અને નાચનારી ગુણીકાઓના મકાનમાં વાજીંત્રો સાથે સંગીતનો આનંદ થઇ રહ્યો હતો. ત્યાં ગાન સાંભળવા એકત્ર થએલા માણસોમાંથી વાહ વાહ-ચલને દો વગેરેના તરેહવાર ઉચ્ચાર થઇ રહ્યા હતા. રસ્તે માણસોનો અવર જવર સારી રીતે થઇ રહ્યો હતો. પૈસાપાત્રો અને સામાન્ય વર્ગના શોખીનોના ગાડીઘોડાના ખખડાટથી રસ્તાઓ ગાજી રહ્યા હતા. દારૂડીયાઓ દારૂ પી ફાવે એમ બકતા અને અડબડીયાં ખાતા ચાલ્યા જતા હતા. ગરીબ વર્ગની અબળાઓ સોડીયાંવાળી પોતાના ઘર તરફ જતી હતી. રાત્રિનો અલૌકિક દેખાવ થઇ રહ્યો હતો. રાજ્યરક્ષકો થોડે થોડે દૂર ફરતા નજરે પડતા હતા. બન્શી આ સઘળી લીલા અવલોકતો-અવલોકતો ચાલ્યો જતો હતો. એવી રીતે ચાલ્યો જતો બન્શી બજારમાં થઇને એક સાંકડી ગલી આગળ આવ્યો. આ ગલીની બીજી બાજુએ તેને જવાનું હતું. ગલી લાંબી

હતી. ઝાંખાં ફાનસો આવેલાં હોવા છતાં પણ બરાબર અજવાળું જણાતું નહોતું, બન્શી એ ગલીમાં પ્રવેશે એવામાં તેણે તેની પાછળ ઘોડાના પગલાંનો અવાજ સાંભળ્યો. આ ગલી આગળ માણસોનો અવર-જવર અત્યારે બીલકુલ નહોતો. બન્શીએ બાજુપર જઇ જોયું તો એક ઘોડેસ્વારને આવતો જોયો. એ ઘોડેસ્વાર થોડીવારમાં ગલીના નાકે આવી ઘોડાપરથી નીચે ઉતર્યો અને આસપાસ જોઇ તેણે ખીસ્સામાંથી એક સીસોટી કાઢી તેનો અવાજ કર્યો કે જેથી સામે આવેલી એક નાની ગલીમાંથી એક સિપાહી તત્કાળ ત્યાં દોડી આવ્યો. સિપાહીએ ઘોડેસ્વારની પાસે આવી ઝુકીને સલામ કરી.

ઘોડેસ્વારે તેને પૂછ્યું, "મેં કહેલું તને યાદ છે કે?"

"હાજી, મને બરાબર યાદ છે."

"તે પ્રમાણે વર્તવાનું છે સમજ્યો?"

"હાજી."

"પેલો...ગયો કે નહિ?"

"એતો ક્યારનાએ ગયા છે."

"કેટલી વાર થઇ હશે?"

"એક કલાક."

"ઠીક, તું જા અને આ મારો ઘોડો તારી સાથે લેતો જા."

સિપાહી સલામ કરી ઘોડાની લગામ પકડી ચાલતો થયો. આવનાર માણસ ત્યાં ઉભો રહ્યો. બન્શીએ તેઓની વાતો સાંભળી પણ, તેને કંઇ સમજણ પડી નહિ. બન્શીએ ધ્યાન પૂર્વક તેની સામે જોયું તો તેને જણાયું કે, તે ઉભેલો માણસ આશરે ચાળીસેક વર્ષની ઉમ્મરનો હતો. તેનું મુખ શ્યામ રંગનું હતું. શરીરને શોભાવવા તેણે જો કે સારો પોશાક પહેર્યો હતો; પણ તેણે પહેરેલો પોશાક તેને બિલકુલ શોભતો નહિ. તેનું શરીર મજબુત હતું. શરીરના પ્રમાણમાં તે જાડો હતો. તેણે તેની કમ્મરે શેલું વિંટાળેલું હતું. શેલાપર પટો બાંધ્યો હતો. પટામાં જમૈયો-કટાર વગેરે શસ્ત્રો ખોસેલાં હતાં. ઉપરાંતએક

લાંબી તલ્વાર પણ તેની કમ્મરે લટકી રહી હતી. તેણે તેના માથા પર પંજાબી ઘાટનો સાફો બાંધેલો હતો. તેની આંખ્યો ઝીણી હતી. મુછોના આંકડા અદ્ધર રાખ્યા હતા. તેનું મુખ જોનારને ગમે નહિ એવું હતું. આવો માણુસ જોઇ બન્શીના મનમાં વ્હેમ ઉત્પન્ન થયો કે આ આવનારનું આગમન કંઇક ભેદમય છે. મારે આની હિલચાલ જોવી જોઇએ. બન્શી ધ્યાન પૂર્વક તેની તરફ જોઇ રહ્યો.

તે ઉભા રહેલા માણસે થોડીકવાર ત્યાં ઉભા રહી તે ગલીમાં પ્રવેશ કરી આગળ ચાલવા માંડયું. બન્શી પણ વગર વિલંબે તેજ ગલીમાં તેની પાછળ ચાલ્યો.

---

## પ્રકરણ ૧૫ મું.

### અધમની અધમતા.

બન્સીની આગળ ચાલ્યો જનાર માણુસ ઉતાવળે પગે ચાલ્યો જતો હતો. આથી બન્શીને પણ તે જાણી શકે નહિ એવા ઉતાવળે પગે ચાલવું પડતું હતું. ગલીના મધ્ય ભાગે ફાનસ નહિ હોવાથી સર્વત્ર ભીષણ અંધકાર વ્યાપી રહ્યો હતો. એક બીજાનું મુખ પણ ભાગ્યે જોઇ શકાય એવો અંધકાર પથરાએલો હતો. આગળ જનાર માણુસ બેધડક આગળ ચાલ્યો જતો હતો. આની રીતે ચાલતો તે માણુસ ગલી વટાવી ખુલ્લા ચોગાનમાં એક નાનકડા મકાન આગળ આવી ઉભો. બન્સી પણ ત્યાં નીકળી આવી તે માણુસનાથી થોડેક દૂર ઉભો રહી તેની હિલચાલ તપાસવા લાગ્યો. આ સ્થળે શ્રીમાનોનાં છૂટા છવાયાં મકાનો આવેલાં હતાં. ફાનસો પણ સારી રીતે પ્રકાશી રહ્યાં હતાં. પેલા માણુસે થોડીવાર કંઇક વિચાર કરી સીસોટીનો અવાજ કર્યો. સીસોટીનો અવાજ ચારે તરફ પડઘા રૂપે ફેલાઇ રહ્યો. તે માણુસે ઉપરા સાપરી ત્રણ વખત સીસોટી વગાડી. ત્રીજી વારના અવાજથી સામેનું એક નાનું ઘર ઉઘડયું અને તેમાંથી એક ઠીંગણા આકારનો

અને માંજરી આંખ્યો વાળો એક માણસ તેની પાસે આવી સલામ કરી ઉભો રહ્યો. તેને જોઇ પ્રથમના માણસે પૂછ્યું. "તું તેજ છે કે?"

"હાજી."

"તને મારો હુકમ મળ્યો હતો?"

"હાજી."

"ક્યારે મળ્યો હતો?"

"સમિસાંજે."

"કોણ આવ્યું હતું?"

"મોતીજી."

"તેણે તને જે કહેલું તે બરાબર યાદ છેને?"

"હાજી."

"તે પ્રમાણે તારે કરવાનું છે."

"બહુ સારૂં."

"તારૂં નામ?"

"વામનજી."

"નામ તારે લાયકજ છે." કહી તે કદાવર જાડો માણસ હસ્યો. તેના દાંત બહાર દેખાયા. બન્શી બન્નેની વાતોથી કંઇ સમજ્યો નહિ, પણ મનમાં અજબ તો થયો.

"તને જે કામ તરત કરવાની આજ્ઞા હતી, તે કરી આવ્યો કે નહિ?"

"તે કામ પૂર્ણ રીતે પૂરૂં કરી આવ્યો છું."

"શું સમાચાર છે?"

"સમાચાર સારા છે; આજે આપની ઇચ્છા સફળ થનાર છે."

"બરાબર સમજાવ."

"તે આજે આ સામેના બેઠા ઘાટના બંગલા જેવા મકાનમાં આવીને રહી છે. અને હવેથી તે અહિંજ રહેવાની છે. એટલે આપને દરેક રીતે અનુકુળ થઇ પડશે."

"એકલી છે કે તેની સાથે કોઈ છે?"

"પૈસાદાર સ્ત્રી કદી એકલી રહી શકે?"

"તેની પાસે કેટલાં માણસો છે?"

"ત્રણ."

"ત્રણે પુરૂષો છે?"

"ના, બે પુરૂષો અને એક સ્ત્રી,"

"તે સિવાય વધારે તો નથીને?"

"ના."

"ત્યારે આપણે ત્યાં જઇશું?"

"જેવી આપની મરજી."

"મારો વિચાર એવો છે કે તું પ્રથમ ત્યાં જઇ જોઇ આવ કે સઘળું શાન્ત છે કે કોઇ જાગે છે?"

"મારા ધારવા પ્રમાણે સઘળાં સૂઇ ગયાં હશે."

"એમ ધારવું નકામું છે. આ કામ કેટલું જોખમનું છે? વળી હું કોણ છું તે પણ આપણે ખ્યાલ કરવો જોઇએ. માટે તું બરાબર તપાસ કરી આવ."

તે ઠીંગણો માણસ તરત ત્યાંથી ચાલતો થયો અને નજીકમાં આવેલા એક બેઠા ઘાટના મકાન તરફ ગયો.

બન્શી ધ્યાનપૂર્વક તેની તરફ જોઇ રહ્યો. બન્નેની વાતોપરથી બન્શીએ જાણી લીધું કે આજે કંઇક નવાજુની થનાર છે. જાડો માણસ કોઇ ઉચ્ચ અધિકારી હોય એમ જણાય છે. તે કોઇ અબળાની લજ્જા લુંટવા ધારે છે એમ અનુમાનથી સમજાય છે. જે હશે તે થોડીવારમાં જણાશે.

અહા! કેવું અંધેર! રાજ્યના રક્ષકોજ ભક્ષકો ત્યાં ગરીબડી પ્રજાને સુખ ક્યાંથી મળે? પ્રભો! હવે તો શાન્તિ સુખનું સામ્રાજ્ય સ્થાપન કરો. હદ થઇ છે." આમ વિચારતો બન્શી શાન્ત થઇ ઉભો રહ્યો.

તપાસને અર્થે ગએલો પેલો ઠીંગણો માણસ પાછો આવતો જણાયો. તેણે પેલા કદાવર માણસની પાસે આવી કહ્યું, " તપાસ કરી આવ્યો. "

" શું ખબર છે ? "

" મેં જણાવેલાં માણસો ઉપરાંત બીજાં પણ છે."

" કેટલાં છે ? "

" તે હું બરાબર જાણી શક્યો નથી, પણ દરવાન, ગાડીવાળો અને બીજા એકાદ બે અંદર હશે ? "

" દરવાજો બંધ છે કે ખુલ્લો ? "

" બંધ છે. "

" ત્યારે તું અંદર કેવી રીતે જઇ શક્યો ? "

" દરવાજાની બાજુમાંની દિવાલ નીચી છે, તે ઠેકીને હું અંદર ગયો હતો. "

" આપણા માણસો હજી કેમ આવ્યા નહિ ? "

" એ તો ક્યારનાએ હાજર થઇ ગયા છે. "

" ક્યાં છે ? "

" મકાનની દિવાલને ઓથે બેસી રહ્યા છે. તેઓ આપના આવવાનીજ રાહ જોઇ રહ્યા છે. "

" ત્યારે આપણે ચાલીશું ? "

" હા. "

" પણ દરવાજો કેવી રીતે ઉઘાડી શકીશું ? "

" તે બધી યુક્તિ મેં ગોઠવી રાખી છે. તમારે ફીકર કરવા જેવું કાંઇ નથી. "

" ચાલો ત્યારે. " કહી તે માણસે પેલા ઠીંગણાની સાથે ચાલવા માંડ્યું. બન્શી પણ ધીમેથી તેમની પાછળ ચાલ્યો. તેઓ એક નાના દરવાજાની નજીક આવેલા એક આમ્રવૃક્ષની નીચે ઉભા રહ્યા. બન્શી પણ એટલામાં ઉભો રહી નિશાચરોની લીલા ધ્યાનપૂર્વક અવલોકી

રહ્યો. ઠીંગણા માણસે કંઇ ધીમો અવાજ કર્યો કે જેથી એટલામાં છૂપાઇ રહેલા પાંચેક માણસો ત્યાં આવી હાજર થયા. તેઓએ બુકાનીઓ બાંધેલી હોવાથી તેમનાં મ્હોં બરાબર જોઇ શકાતાં નહોતાં. આ પછી પેલા ઠીંગણાએ દ્વાર નજીક જઇ બારણું ઠેલવા માંડયા.

થોડીવારે અંદરથી અવાજ આવ્યો કે, "બારણું કોણ ઠેલે છે?"

"કોઈ નહિ. એતો હું, દરવાજો ઉઘાડો." ઠીંગણાએ જવાબ આપ્યો.

"તમે કોણ છો અને કયાંથી આવો છો?" પુનઃ અંદરથી પ્રશ્ન થયો.

"હું દૂરથી આવ્યો છું. મારે એક અગત્યના કામ માટે પ્રભા બ્હેનને મળવું છે; માટે જલ્દી દરવાજો ઉઘાડો."

દરવાને દરવાજો ઉઘાડયો કે તરતજ પેલા છૂપાઇ ઉભેલા બુકાની બાંધેલા માણસો તેની પર ટૂટી પડયા. દરવાને બૂમ પાડવા મુખ ઉંચું કર્યું કે તરત એક જણે તેના મ્હોંપર હાથ દબાવ્યો અને બીજાએ જોરથી તેના માથાપર લાકડીનો એક ફટકો લગાવ્યો. દરવાન તમ્મર ખાઇ નીચે પડયો. તેને ઉપાડી બાજુપર સૂવાર્યો. દરવાજા નજીક એક કોટડી આવેલી હતી. તેમાં એક ગાડીવાળો અને એક પટાવાળો સૂતેલા હતા. તેઓ આ વખતે જાગતા હતા. માણસોને જોઇ તેઓ બહાર આવ્યા. તેઓને જોતાંજ સઘળા નીશાચરો એ વરૂની માફક બન્નેની નજીક દોડી જઇ તેમને પકડી લીધા. તેમના મુખમાં ડૂચા મારી દોરડાથી મજબૂત બાંધી દીધા અને તેમનીજ કોટડીમાં તેમને પૂરવામાં આવ્યા. પાપાત્માઓએ આ કામ ઘણી ઝડપથી કરી લીધું. સઘળે શાન્તિ પથરાએલી હતી. આ પછી પેલો કદાવર માણસ તેઓની પાસે આવી બોલ્યો, "કામ તમામ?"

"હા." ઠીંગણાએ જવાબ આપ્યો.

"કોઇ મરી તો ગયું નથીને?"

"ના, ફક્ત દરવાન બેહોશ થયો છે."

"તે શુદ્ધિમાં આવશે તો?"

"તેના મુખમાં ડૂચો મારી સજ્જડ બાંધ્યો છે; એટલે ચું કે ચાં કરી શકશે નહિ."

"ત્યારે હવે ચાલો અંદર." કહી પેલા અમલદાર–કદાવર માણસે બાકીના માણસોને દૂર જઇ બેસવાનું જણાવી પેલા ઠીંગણા સાથે મકાનમાં પ્રવેશ કર્યો. બન્શીએ પણ તેમનું અનુકરણ કર્યું. બન્શી એવી ચાલાકીથી કામ કરતો હતો કે તેની કોઇને ખબર પડી નહિ.

આગળ ચાલનાર બન્ને માણસો મકાનમાં પ્રવેશી એક દાદર પર ચઢવા લાગ્યા. મકાનમાં સઘળું ચૂપચાપ હતું. મકાનના મેડાપર દીવો સળગતો હતો. મેડાનો દાદર વાસેલો હતો. ઠીંગણાએ દાદરને જોરથી ખખડાવ્યો.

"ઉપરથી અવાજ આવ્યો, "કોણ?"

"એ તો હું દાદર ઉઘાડ."

દાદર ઉઘડયો. ઉઘાડનાર એક આધેડ ઉમ્મરની સ્ત્રી હતી, તે આ વિકાળ ચ્હેરાના માણસોને જોઈ ભયભીત થઇ અને પાછી ફરવા લાગી; પણ તરતજ પેલા ઠીંગણાએ તેને મજબુત પકડી લીધી. બીજાએ તેના મ્હોંમાં ડૂચો મારી સજ્જડ જકડી એક ખુણામાં નાખી. આ પછી પેલા ઠીંગણાએ કહ્યું, "તમે હવે જાઓ અને તમારૂં કામ પુરૂં કરી આવો. હું તમારા આવતા સુધી અહિંજ ઉભો છું."

તેમની નજીકમાં થોડેક દૂર ઉભેલો બન્શી બન્નેની નજર ચુકાવી યુક્તિથી આગળ વધી એક શૃંગારેલા ઓરડામાં આવેલા મોટા કબાટની પાછળ છૂપાઇ ઉભો. આ ઓરડામાં એક સુસ્વરૂપા સુંદરી પથારીમાં સૂતેલી હતી. તે જાગૃતાવસ્થામાં હતી. બન્શીની નજર તેનીપર પડતાંજ ચોંકયો–ગભરાયો અને આત્મગત બોલી ઉઠયો કે, "અરે! આશું! આ કેવો વિકટ પ્રસંગ? આ તો પ્રભાદેવી? શું તેની ઉપરજ જુલ્મની તૈયારી છે? હા, એમજ જણાય છે. મારે પ્રભાનો બચાવ કરવોજ પડશે. નિશાચરોએ ભયંકર કાવત્રુ રચ્યું છે. પણ

પ્રભા અહિં કયાંથી ? મને લાગે છે કે આ મકાન પણ તેનું હોવું જોઇએ. મારે ઘણું સંભાળવાનું છે. પાપીઓ સાથે લઢવું પડશે. કનકને સાથે લાવ્યો હોત તો ઠીક થાત. ફીકર નહિ. મારી પાસે પિસ્તોલ અને કટાર છે. જોવા દે કે હવે શું થાય છે. " આમ બોલતો બન્શી સાવધ થઇ ઉભો.

પેલો જાડો કદાવર અને કદરૂપો માણુસ ત્યાં આવી ઉભો રહ્યો અને પથારીમાં સૂતેલી રમ્ય રમણીને ધ્યાનપૂર્વક અવલોકી મનમાં હસવા લાગ્યો.

પથારીમાં સૂતેલી સુંદરી જાગૃતાવસ્થામાં આંખ્યો બંધ કરીને સૂતેલી હતી. તેને આ પાપીના આવવાની કંઇ પણ ખબર પડી નહિ. સૂતેલી સુંદરી સુંદરતાની મૂર્તિ હતી, પણ તે તેના કમનશીબે વિધવા થએલી હતી. તેના શરીર પર એક પણ સૌભાગ્ય ચિહ્ન જણાતું નહોતું. વળી એક પણ આભુષણુ તેના શરીરપર નજરે પડતું નહોતું. બળતા દીપકનો પ્રકાશ તેના મુખપર પડી તેની ગૌરવતામાં વધારો કરી રહ્યો હતો. તેની નજીક ઉભેલા પુરૂષે પ્રભાની પથારીની છેક નીકટ જઇ ધીમેથી કહ્યું, " પ્રભા. "

પ્રભા શબ્દ સાંભળી સૂતેલી સુંદરી સફાળી ઉઠી બેઠી થઇ ગઇ અને ભય–ગભરાટથી અપરીચિત માણુસના સામે જોઇ રહી. રાત્રિના સમયે પોતાની પાસે ઉભેલા ભયંકર દેખાવના પુરૂષને જોઇ પ્રભા થરથર ધ્રુજવા લાગી. તેને શું કરવું અને શું ન કરવું તેની સમજ પડી નહિ. એવામાં જ તે ઉભેલા માણુસે કહ્યું, " પ્રભાવતી ! ડરશો નહિ, ગભરાશો નહિ. મારાથી ભય પામવાનું કશું કારણુ નથી. "

પ્રભાના ગભરાટ સાથે આશ્ચર્યની પણ સીમા રહી નહિ. અપરીચિત માણુસના મુખમાંથી પોતાનું નામ સાંભળી તે સ્તબ્ધ બની. તેણે ધીમે અવાજે પૂછયું, " તમે કોણ છો ? "

" તમે ગભરાવ નહિ તો જ હું મારૂં નામ જણાવું ? "

" સજ્જનોની હાજરીથી અબળાઓ ગભરાતી નથી. તમારા

શબ્દોથી સમજાય છે કે તમે કોઇ સારા માણસ છો. તમારૂં નામ જણાવો ?"

"પ્રભા! હું આ શહેરનો માનવંતો સૂબો છું. મારૂં નામ પ્રમત્તસિંહ છે."

પ્રભાના આશ્ચર્યમાં અને ભયમાં વૃદ્ધિ થઇ. પ્રમત્તસિંહ કેવો માણસ છે, તે પ્રભા સારી રીતે જાણતી હતી. તેણે ગભરાટનો દેખાવ મુખપર નહિ લાવતાં પૂછ્યું, "આ સામેની ખુરશીપર બિરાજો."

પ્રમતસિંહ આસનપર બેઠો.

પ્રભાએ પૂછ્યું. "આપનું આવવું આ રાત્રિના સમયે શા કારણથી થયું છે ?"

"કારણ વિના કોઇ આવતું નથી." પ્રમતસિંહે જવાબ આપ્યો.

"આ રાત્રિના સમયે આપના જેવા મોટા માણસને તસ્દી લેવી પડી જાણી આશ્ચર્ય પામું છું."

"પોતાની પ્રજાના કલ્યાણને અર્થે મોટા માણસે ખાસ ધ્યાન આપવાનું હોવાથી તસ્દી ગણાય જ નહિ."

"ત્યારે હવે આપના પધારવાનું કારણ જણાવો ?"

"તમે મારૂં કહેવું શાન્તિથી સાંભળશો ?"

"કેમ નહિ ?"

"હું તમારા સારામાં જ ખુશી છું એ તો તમને ખાત્રી છે ને ?"

"એ તો તમારા શબ્દો જ અત્યારે કહી આપે છે."

"સ્ત્રીયો ઘણી ચાલાક અને પરિક્ષક હોય છે. તમે મારા શબ્દોથી મારી પરીક્ષા કરી એમ જાણી હું આનંદ પામું છું. પ્રભા ! મને તમારા માટે ઘણુંજ લાગી આવે છે."

"હું સુખી છું. મારા માટે લાગી આવવાનું કારણ ?"

"તમારૂં વૈધવ્ય."

"એ તો પ્રારબ્ધાનુસાર બને છે. એમાં આપણો શો ઉપાય ?"

"એ તો મન વાળવાને માટે છે. તમારૂં સૌન્દર્ય; તમારી બુદ્ધિ માટે મને તમારા માટે માન છે. તમને આવું દુઃખ જોઇ દરેકને લાગી

આવે તો મને કેમ ન લાગે ?"

"પણ એનો ઉપાય શું? પૂર્વના સંસ્કાર. હું તો એમજ માનું છું કે જે થાય તે સારા માટે. હું બાલ્યકાળથી જ સંસારને દુઃખમય માનતી હતી. એકાન્તવાસ અને પ્રભુ ધ્યાન સિવાય મને કંઇ ઇચ્છા ઉત્પન્ન થતી નહિ. આથી પ્રભુએ મારી ઇચ્છાનુસાર મને વૈધવ્ય આપી શાન્તિનું પરમ સુખ આપ્યું છે. આને માટે હું સર્વેશ્વરનો મહાન ઉપકાર માનું છું."

"પ્રભાદેવી ! તમારા શબ્દો સાંભળી હું આશ્ચર્ય પામું છું."

"શામાટે ?"

"સંસારી માણસો સુખનેજ ઇચ્છે છે."

"પણ હું આ મારૂં સુખ ઉત્તમ માનું છું."

"એ તો મન વાળવાને માટે જ માનવાનું છે."

"નહિ; હું અત્યારે જેવી સુખી છું એવી સંસારમાં હોત નહિ."

"તમે બળાત્કારથી સુખને દૂર કરો છો."

"વિધવાએ એમજ કરવું જોઇએ. ભમતા મનને બળાત્કારે પણ વશ કરવું જોઇએ."

"મનને મારવામાં મહા પાપ છે."

"કોણ કહે છે ?"

"હું કહું છું."

"હું માનતી નથી. મનને મારવાથી જ આત્મા નિર્મળ થાય છે અને દુઃખ સુખરૂપ સમજાય છે."

"તમે ગમે એમ કહો; પણ મને તો તમારૂં વૈધવ્ય દુઃખ ઉપજાવે છે."

"તમારે દુઃખ ધરવાની કંઇ પણ જરૂર નથી."

"પ્રજાનું શુભ ઇચ્છનારને કષ્ટ સ્વાભાવિક રીતે જ ઉત્પન્ન થાય." પ્રમતસિંહે બાજી ફેરવી જણાવ્યું.

"હું મને પોતાને દુઃખી માનતી નથી."

"તમે ન માનો; પણ જગત અને હું તમને દુઃખી જ માનીએ છીએ."

"તમે કોઇ અજબ માણસ છો. કૃપા કરી તમારા મનની વાત જણાવો?"

"મારી ઇચ્છા છે કે તમને સુખી કરવાં."

"કેવી રીતે?"

"પુનર્લગ્ન કરીને."

"કોની સાથે?"

"તમારી ઇચ્છા હોય તો હું પોતેજ તમારો સ્વીકાર કરવા ખુશી છું."

"સમજી; તમારા આવવાનું કારણ પણ હું પૂર્ણ સમજી ગઇ. સરદાર! મારૂં કહેવું હવે ધ્યાનપૂર્વક સાંભળી લ્યો. તમે શહેરનાસૂબા છો. પ્રભુતુલ્ય છો. હિંદુ કુળના છો. તમારા મનમાં આવી દુષ્ટ ભાવના કદાપિ ઉત્પન્ન થવી જોઇએ નહિ. હું તો તમારી પુત્રી સમાન ગણાઉં."

પ્રભાવતીના શબ્દોથી પ્રમત્તસિંહ વિચારમાં પડયો અને અંતે નિશ્ચય કરી બોલ્યો, "દેહને દમવાથી મહા પાપ લાગે છે."

"પણ હું તો મહા પુણ્ય માનું છું."

"તમે હઠીલાં છો."

"મારો એજ ધર્મ છે."

"હું એવા ધર્મને દૂર કરાવવા ઇચ્છું છું."

"તે તમારાથી બની શકશે નહિ."

"હું શહેરનો સૂબો છું, ધારૂં એ કરવા સમર્થ છું. મારે પુનર્વિવાહનો કાયદો હવે ટુંકમાંજ જાહેર કરવો છે."

"તમારી ઇચ્છાનુસાર વર્તવાને તમે શક્તીવાન છો; પણ એવો કાયદો જાહેર કરવામાં હું મહા અન્યાય લેખું છું. સત્તાથી કાયદો અમલમાં મૂકવાથી ભવિષ્યમાં પરીણામ વિપરીત આવશે."

" હું ભવિષ્યને માનતો નથી."

"પ્રભુને તો માનો છો ને ?"

" ના, તેને પણ નહિ."

" ત્યારે આ ઉત્પત્તિ શાથી થતી હશે ?"

" સ્ત્રી પુરૂષના સંયોગથી."

" ખરેખર, તમારા વિચાર ફેરવવાને હું અશક્ત છું."

" આથીજ હું તમને ફરીથી લગ્ન કરવાનું કહું છું. જો તમે રાજી ખુશીથી માનશો તો ઠીક છે નહિ તો મારે પ્રજાની ઉત્પત્તિના અટકાવનું તમારી પર ત્હોમત મૂકી તમને અપરાધી ઠરાવવાં પડશે."

" આ કાયદો તમારા મનનો છે, રાજ્ય તરફનો નથી."

" મેં તમને પ્રથમ જ જણાવી દીધું છે કે હું ધારૂં તે કાયદો અમલમાં મૂકવાને શક્તીવાન છું."

પ્રભા અત્યાર સૂધી શાન્તિથી વાત કરતી હતી; તે હવે કંઇક ગુસ્સે થએલી જણાઇ. તે રોષમય મુખે બોલી: " તમારા એ કાયદાનો ભંગ હું પ્રથમ જ કરીશ."

" તેથી તમે ગૂન્હેગાર થશો."

" ગૂન્હાની શિક્ષા ભોગવીશ."

" શું નહિ માનો ?"

" ના."

" આવો સમય ફરીથી આવશે નહિ."

" હું તો હમેશાં સારો જ સમય જોઉં છું."

" સુંદરી ! હું તમારા નૈસર્ગીક રૂપથી મોહમુગ્ધ બન્યો છું."

" તમારો મોહ ક્ષણીક છે. કાયા કરમાતાં અને ઇચ્છા પૂર્ણ થતાં મોહ નાશ પામશે. આવી વિષમ દૃષ્ટિ કરવાથી મહા પાપમાં પડો છો. પ્રભુનું ભજન કરો કે જેથી સંસારથી તરી શકો."

" હું પાપ પુણ્યને માનતો નથી."

" સમય આવે માનવાં પડશે."

"જોઇ લેવાશે. તમે હવે જવાબ આપો."

"હું મારા વિચારમાં અચળ છું."

"મારે બળજોરીથી કામ લેવું પડશે."

"ધર્મના રક્ષણમાં હું પ્રાણ આપીશ."

"તમે મારા કબજામાં છો ?"

"તમે તમારા મનના કબજામાં નથી; તો મને શી રીતે કબજે રાખી શકશો ? સરદાર ! ઉઠો, એકદમ અહિંથી ચાલ્યા જાવ. તમારૂં આ પગલું પાપી છે. વધુ વાર કરશો તો મારાં માણસોને બોલાવી તમને અપમાનથી બહાર કાઢવા પડશે."

પ્રમત્તસિંહ ખડખડાટ હશી પડી બોલ્યો, "તમે એમ કરી શકો એવી સ્થિતિમાં નથી. હું અહિં આવતાં જ સઘળો બંદોબસ્ત કરીને આવેલો છું."

"એટલે ? તમે કહેવા શું માગો છો ?"

"તમારા દરેક માણસને મેં બંધીવાન બનાવ્યા છે."

"તમે ઘણું ખરાબ કામ કર્યું છે. તમે સરદાર છો કે પિશાચ છો ?" પ્રભાએ ઉસ્કેરાઇને કહ્યું.

"તમે માનો એ ?" પ્રમતે નિર્લજ વદને હશીને કહ્યું.

"હું તો પિશાચજ માનું છું."

"આખરે આ પિશાચના મંદિરનેજ તમારે દિપાવવું પડશે ?"

"શું કહ્યું ?"

"મારાં હૃદયનાં રાણી બનવું પડશે ?"

"કોને ?"

"તમારે ?"

"તારા ઘરમાં કોઇ હોય તેને તારા હૃદયની રાણી બનાવીશ તો ઠીક થશે."

"પ્રભા ! હું નરમાશ બતાવું છું તેમ તું હઠીલી થતી જાય છે."

"તારી નરમાશ અથવા તારી તરફના ભયની મને બિલકુલ પરવા નથી."

"તું મારે તાબે થા."

"આ જીવ છે ત્યાં સુધી નહિ."

"હું જોર જુલ્મથી તને મનાવીશ." કહી પ્રમતસિંહ ઉભો થયો.

"મારી પાસે કટાર હાજર છે, જો." પ્રભાએ કટાર બતાવી.

પાપી પુનઃ ખડખડાટ હસીને બોલ્યો, "તારી કટાર કંઇ પણ કામમાં આવશે નહિ. એક બહાદુર આગળ અબળાનું શું ગજું?"

"અબળા સમયે પ્રબળા બને છે એ તું જાણે છે?"

"હમણાં જણાશે. ચાલ મારા કંઠે વળગી જા." કહી પાખંડી પ્રમત પ્રભા તરફ ગયો.

પ્રભાએ કર્કશ સ્વરે કહ્યું, "જો તારૂં શુભ ઇચ્છતો હોય તો મારી નજીક આવીશ નહિ. પાપાત્મા! તારા આ પાપી પગલાથી તારા મૃત્યુની તૈયારી થઈ ચૂકી છે. તારૂં ભાવી ભયંકર થઇ ગયું છે."

"હું કંઇ પણ માનતો નથી. તારા જેવી રંગીલી સુંદરીઓ સાથે હમેશાં રંગ માણવો એજ મારા જીવનનું કલ્યાણ છે. પ્રભા! તું ઘણા દિવસથી મારા દિલમાં વશી છે. તારી મોહક છબી મારી નજરે પડી છે ત્યારથીજ હું તારૂં ધ્યાન ધરૂં છું. તને મળવા; તારી આગળ મારી ઇચ્છા જાહેર કરવા અને તારી સાથે બળાત્કારે પણ આનંદ માણવા હું દાડ જોઇ રહ્યો હતો. અનેક પ્રયત્નોને અંતે આજે તને એકાન્તમાં મળવા અને મારી બાથમાં દબાવવા ફતેહમંદ થયો છું. મારી શરમાળ મેનાં! હવે હઠ મૂકી આ આશકના ગળે વળગી જાવ. તમારા ગુલાબી ગાલનું ચુંબન કરવા મારા હોઠ તલસી રહ્યા છે. સુંદરી! કૃપા કરો અને મારીપરના ગુસ્સાને શાન્ત કરી સંસારનું સુખ માણવા તૈયાર બનો."

કામોન્મત્ત થએલા નરરાક્ષસના દેખાવથી અને તેના અવિવેકી અસભ્ય વર્તનથી પ્રભા ગભરાઇ ગઇ પણ તેણે હિંમત વિસારી નહિ.

તેણે મોટા અવાજથી કહ્યું, "હજી પણ કહું છું કે પાપી પગલું ભરતાં વિચાર કર."

"વિચાર કરીનેજ આવ્યો છું. શામાટે મોટેથી બૂમ મારી તારા કોમળ કંથને કષ્ટ આપે છે? સુંદરી! તારે મારી ઇચ્છાને આધીન થયા સિવાય છૂટકો છેજ નહિ."

તારા આ પાપી વર્તનથી પ્રજાજનો ગુસ્સે થશે તેનો તને કંઇ ખ્યાલ છે?"

"પ્રજા તો મારી ગુલામ છે. હું પ્રજાથી ડરતો નથી. પ્રજા તોફાન કરશે તો તેમનો નાશ કરવાનાં પ્રબળ સાધનો મારી પાસે હાજર છે."

"તારા હવાઇ કિલ્લા તારા મનમાંજ સમાશે. જે પ્રજાને તું ગુલામ ગણે છે તેજ પ્રજાના ચરણમાં આખરે તારે શીર ઝુકાવવું પડશે."

"કોને મારે?"

"હા, તારેજ."

"છટ્ એમ કદી બનેજ નહિ."

"બને ત્યારે મારા શબ્દો યાદ કરજે."

"અત્યારે એ કહેવાની તારે જરૂર નથી. તું હવે જલ્દીથી છેલ્લા વિચારપર આવીજા."

"મારી ચોકખી ના છે."

"મારે બળ વાપરવું પડશે? સુંદરી! બળમાં મઝા નથી."

"એ હું પણ જાણું છું."

"ત્યારે કેમ સમજતી નથી?"

"હું મારા વિચારમાં અચળ છું."

"ત્યારે હું નિરૂપાયે મારૂં બળ અજમાવું છું." કહી પ્રમતસિંહ પ્રભા તરફ દોડયો. પ્રભાએ આમ તેમ ફરી પોતાનો બચાવ કર્યો. પણ વધુ વખત પોતાનો બચાવ કરી શકી નહિ. પ્રમતસિંહે તેને પકડી લીધી. તેના હાથમાંથી કટાર ઝુંટાવી દૂર ફેંકી દીધી.

પ્રભા થરથર ધ્રુજવા લાગી. શીયળ ભંગ થવાના ભયે તેની

આંખે અંધારાં આવ્યાં. તે નીચે બેસી ગઇ. પ્રમતસિંહે નીચે બેસી તેના કંઠમાં હાથ નાખ્યો અને વિધવાના ગાલને ચૂમવા તેનું પાપી મુખ નજીક લઇ જવા લાગ્યો. કે તરત ;છુપાએલા બન્શીએ વાઘની માફક છલંગ મારી અને પાપીની પીઠમાં જોરથી લાત લગાવી પ્રભાથી દૂર ફેંક્યો. પ્રભા આનંદની ચીસ પાડી બેશુદ્ધ જેવી બની જમીનપર પડી. બન્શીએ પિસ્તોલ કાઢી. પાપી ગભરાયો અને જીવ બચાવવા આવ્યો હતો તે રસ્તે દોડયો. ઠીંગણો માર્ગ વચ્ચે ઉભો હતો. તેને લઇ પ્રમત્તસિંહ બહાર નીકળી નાશી ગયો. બન્શી નીચે સૂધી ગયો અને બંધીવાન માણુસોને મૂક્ત કરી ઉપર લઇ આવ્યો.

## પ્રકરણ ૧૬ મું.

### સઘળાંનો મેળાપ.

પ્રભાવતી હજી પૂર્ણ સ્વસ્થતા મેળવી શકી નહોતી. અકસ્માત બનેલા આવા ભયાનક બનાવથી તે અતીશય ગભરાઇ ગઇ હતી. પ્રમત્તસિંહ નગરનો કર્તા–હર્તા છે એવું તે સારી રીતે જાણતી હતી. પ્રજા પીડનમાં પણ તે મુખ્ય છે એવું સારી રીતે સમજતી હતી; પણ તે આવો કામોન્મત્ત પશુ હશે એવું સ્વપ્ને પણ ધારતી નહોતી. તે હજી પણ અર્ધ બેશુદ્ધાવસ્થામાં હતી.

બન્શી બંધીવાન બનેલા નોકરોને લઇ તેની પાસે આવ્યો. તેણે પ્રભાની સ્થિતિ જોઇ ગંગા પાસે શિતળ જળ મંગાવ્યું. ગંગા પાણી લઇ આવી. બન્શીએ તેના માથે જળસીંચન કરવા માંડયું. લગભગ અર્ધા કલાકે પ્રભાવતીએ સાવધ થઇ આંખ્યો ઉઘાડી. ભયથી તે હજી પણ ધ્રુજતી હતી. તેનો દેખાવ બેબાકળા જેવો હતો. બન્શીએ ધીમે અવાજે કહ્યું, "બ્હેન! સ્વસ્થ થાઓ. હવે ભય નથી."

"શું ભય નથી? દુષ્મન ક્યાં?" પ્રભાએ ચારે તરફ ભયસૂચક દૃષ્ટિ ફેંકી પૂછ્યું.

" શત્રુ જતો રહ્યો છે. હવે કોઇ પણ પ્રકારનો ભય રહ્યો નથી. " પુનઃ બન્શીએ જણાવ્યું.

" તમે કોણ છો ? " પ્રભાએ પૂછ્યું.

" શું હજી પણ તમે મને ઓળખી શક્યાં નથી ? "

" ના. "

" હું બન્શીલાલ. "

" કોણ બન્શીભાઇ ? તમે અત્યારે અહિં ક્યાંથી ? "

" મને પ્રભુએજ તમારૂં રક્ષણ કરવા અહિં મોકલી આપ્યો હતો. "

" પાપીનો અત્યાચાર નિહાળ્યોને ? "

" હા, પૂરેપૂરો. "

" તમે અહિં ક્યારના આવ્યા છો ? "

" સમીસાંજનો. "

" એકલા આવ્યા છો કે સાથે કોઇ છે ? "

" મારી સાથે મારો એક મિત્ર અને બે બાઇઓ છે. "

" ક્યાં ઉતર્યા છો ? "

" ધર્મશાળામાં. "

" ત્યારે અહિં આવવું હતું ને ? "

" મારો વિચાર તમારી પાસે જ આવવાનો હતો. પણ તમને મળ્યાને ઘણો વખત વીતેલો હોવાથી મનમાં શંકા હતી કે કદાચ તમે હો કે નહિ. આથી મારી સાથેનાંઓને ધર્મશાળામાં રાખી હું તમારી પાસે આવવા નીકળ્યો હતો અને માર્ગમાં જ મને આ બધા પ્રપંચની ખબર પડી. " કહી બન્શીએ તમામ વાત પ્રભાને વિદીત કરી. પ્રભાના આશ્ચર્યની સીમા રહી નહિ. તેણે ગદ્ગદ્ કંઠે બન્શીનો ઉપકાર માન્યો.

બન્શીએ તેના મનનું સમાધાન કરી પૂછ્યું, " તમે તો નગરના બીજા મકાનમાં રહેતાં હતાંને ? "

" હા, પણ મને આ એકાન્તવાસ પસંદ પડવાથી થોડા દિવસથી અહિં આવીને રહી છું."

" આ મકાન કોનું છે ?"

" હાલ તો આપણું છે. એક બ્રાહ્મણની પાસેથી મેં ખરીદી લીધું છે."

"તમારો અને પ્રમત્તસિંહનો પહેલાં કોઈ દિવસ મેળાપ થયો હતો?"

" બિલકુલ નહિ."

" ત્યારે તેણે તમને જોએલાં ક્યાંથી ?"

" હું ગરીબ લોકોમાં જાણીતી છું. હું ગરીબ ભાઇઓના સુખને માટે પ્રયત્નો કરૂં છું. પ્રજા વર્ગમાં મારૂં નામ જાણીતું હોવાથી અને લોક કલ્યાણ અર્થે બહાર આવવા જવાથી તે પાપાત્માની નજર કદાચ મારી ઉપર પડી હશે."

" હું પણ એમજ માનું છું. વારૂ કોઇ ઠીંગણો માણસ પ્રથમ તમારે ત્યાં નોકર હતો કે ?"

" હા, એક દ્રાવીડી માણસ કેટલાક માસ રહ્યો હતો."

" ઠીક, હવેજ ભેદ સમજાયો." બન્શીએ ઠીંગણાના કારસ્થાનની વાત કરી.

આ પછી પ્રભાએ દાસીને રસોઇ બનાવવાની આજ્ઞા કરી. બન્શીએ નાં પાડી પણ તેણે માન્યું નહિ.

બન્શીએ થોડીવાર વિરામ લઇ કહ્યું, " હું મારી સાથેનાંઓને અહિં લઇ આવવા જાઉં છું."

" ગાડી જોડાવીને જાવ."

" ગાડીની કંઇ જરૂર નથી."

પ્રભાએ ગાડી લઇ જવાના સોગન દીધા. ગાડીવાને ગાડી તૈયાર કરી. બન્શી ગાડીમાં બેસી કનક પાસે આવ્યો. કનકના મનમાં વીલંબ થવાથી ફિકર થયા કરતી હતી. બન્શીએ વિલંબનું કારણ કહી સંભળાવ્યું. કનકે દાંત પીશ્યા. કમળા અને ગંગાએ બન્શીની સાથે જવાની તૈયારી કરી.

કનકે વિચાર કરી બન્શીને કહ્યું, "મારે તમને એક સૂચના કરવી છે?"

"સુખેથી."

"પ્રભાનું અત્રે રહેવું હવે સલામત નથી."

"હું પણ એમજ માનું છું."

"તેને પણ આપણી સાથે લઈ લ્યો."

"હા, આપણે તેને છાવણીમાં મોકલી આપીશું."

"એમજ કરવું જોઇએ."

સઘળાં ગાડીમાં ગોઠવાયાં. ગાડી ચાલી અને પ્રભાના મકાને આવી ઉભી. ગાડીમાંથી ઉતરી સઘળાં મકાનમાં ગયાં. પ્રભાએ પૂર્ણ પ્રેમથી તેમનો સત્કાર કર્યો. પ્રભાનું મકાન જોઇ કનક કમળા આનંદ પામ્યાં. નોકરોએ જળ ગરમ કરી દીધું. સઘળાંએ ઉષ્ણ જળે સ્નાન કર્યું. મુસાફરીનો શ્રમ કંઇક અંશે દૂર થયો. રાત્રીનો એક વાગી ગયો હતો. રસોઇ તૈયાર થઇ. સૌ સાથે બેસી આનંદથી જમ્યાં. સારી સ્વચ્છ સુંવાળી પથારિઓમાં જમ્યા બાદ સૌ આડાં થયાં. પ્રભાએ નિરાંતથી નિદ્રા લેવાનું સૂચવ્યું.

બન્શીએ નિદ્રાની અનેચ્છા જણાવતાં કહ્યું, "બ્હેન! તમારૂં હૃદય સંપૂર્ણ સ્વસ્થ છે ને?"

"હા, કેમ વારૂ?" પ્રભાએ વિસ્મયતાથી પૂછ્યું.

"મારે તમારી સાથે કેટલીક અગત્યની વાતો કરવી છે."

"હું સ્વસ્થજ છું."

"મારૂં તમને એજ કહેવાનું છે કે તમારૂં આ નગરમાં રહેવું હવે ભય ભરેલું છે. તે પિશાચરાજ તમને સુખેથી રહેવા દેશે નહિ."

"મારૂં ધારવું પણ એમજ છે. હું બહુ મુંઝાઉં છું. મારે શું કરવું તેની મને સમજ પડતી નથી?"

"મારી વાત માનશો?"

"શામાટે નહિ?"

"મારીપર તમારો સંપૂર્ણ વિશ્વાસ છે ને?"

"ભાઇપર બ્હેનનો વિશ્વાસ કેમ ન હોય?"

"તમે મારી સાથે ચાલો."

"ક્યાં!"

"હું જ્યાં જાઉં ત્યાં."

"મારૂં આગમન તમને ઉપાધીરૂપ થઇ પડશે તો!? પ્રભાએ કહ્યું.

"અમે સર્વ સહન કરીશું."

"મારે મિલ્કતનું શું કરવું?"

"રોકડ, દાગીના અને ઝવેરાત સાથે લઇ લેવું."

"અને મકાનો?"

"ભલે પડયાં રહ્યાં. જીવતાં હોઇશું તો મકાનો ક્યાં જવાનાં છે."

"હું તમારી સાથે આવવાને ઘણી ખુશી છું, પણ મારાં ગરીબ જનોના વિયોગ થશે જાણી ગભરાઉં છું."

"તેઓનું પ્રભુ કલ્યાણ કરશે. જન્મ આપનારજ સૌની સંભાળ રાખે છે."

"આપણે ક્યારે જવું?"

"અત્યારે જ, પ્રાતઃકાળ પહેલાં આપણે અહિંથી નીકળી જવું જોઇએ."

"આટલી બધી ઉતાવળનું કારણ?"

"કારણમાં એજ કે જે નગરમાં ન્યાય નીતિ નથી તે નગરમાં પવિત્ર જનોએ એક પળવાર પણ રહેવું ઉચિત નથી. વળી પ્રમત્તસિંહ સવાર થતાં તમને હેરાન નહિ કરે એની શી ખાત્રી? મને લાગે છે તે પાપી તેના થએલા અપમાનથી સવાર થતાં કંઇને કંઇ ઉપદ્રવ મચાવશે. આપણને પકડવા તેના સૈનિકો આવશે. આપણે આફતમાં ફસાઇએ એટલા માટે જ આપણે સવાર પહેલાં અહિંથી નીકળી જવું જોઇએ."

"તમારૂં કહેવું પણ વ્યાજબી છે."

"ત્યારે કરો તૈયારી." કમળાએ કહ્યું.

પ્રભાવતીએ નોકરોને બોલાવી પોતાનો વિચાર જાહેર કર્યો.

પવિત્ર પ્રભાથી સુખી થએલા સેવકો શેઠાણીના જવાના સમાચારથી ઘણાં દુઃખી થયાં. દરેકની આંખ્યોમાં અશ્રુ ઉભરાઈ આવ્યાં. તેઓએ તેમને સાથે લઇ જવાની વિનંતી કરી.

પ્રભાએ બન્નેની સલાહ લઇ તેમને સાથે આવવાનું કહ્યું. સેવકોના આનંદનો પાર રહ્યો નહિ.

પ્રભાવતીએ તૈયારી કરવાને જણાવ્યું. રોકડનાણું-દાગીના-ઝવેરાતનાં ગાંસડાં-પોટલાં બંધાવા લાગ્યાં. ગાડીવાળાએ તૈયારી કરી. નગરના મકાનમાં બીજા બે ઘોડા હતા; તે નોકર લઇ આવ્યો. પરોઢ થતાં સઘળી તૈયારી થઇ ચૂકી.

પ્રભાએ જયંતીપુરના એક સ્વદેશ ભક્ત પર નીચે પ્રમાણે કાગળ લખ્યો.

વ્હાલા ભાઈ!

તને જણાવવાનું કે મારૂં જીવન જોખમમાં આવી પડવાથી હું આ દયા-ધર્મ વિનાના નગરમાંથી નીકળી અરણ્યમાં જાઉં છું. મારા જવાથી તમે કોઇ દુઃખી થશો નહિ. તમારી સંભાળ ઇશ્વર રાખશે.

આપણા ગરીબ અને પ્રજા વત્સલ બીજા ભાઇઓને પણ જણાવજો કે મારા જવાથી કોઇએ શોક કરવો નહિ. કોઇએ તોફાન પણ કરવું નહિ. સ્વદેશ સેવા વિસારશો નહિ. પાપીનો અત્યાચાર વધી પડે અને તમારાથી દુઃખ સહન થઈ શકે નહિ, તો આ નગરમાંથી નીકળી સુખેથી જંગલમાં જઇ રહેજો.

તમને મારા માટે ઘણું લાગી આવશે એવી મારી ખાત્રી છે; પણ મારે નિરૂપાયે જવું પડયું છે.

ધર્મના રક્ષણને માટે તમારો અસહ્ય વિયોગ મારે સહન કરવો પડયો છે. મારીપર શું આફત આવી તે જણાવવાને અત્યારે સમય નથી. તમે સત્યથી અને પ્રભુ પ્રત્યે અચળ શ્રદ્ધા રાખી તમારૂં કાર્ય કરે જજો મારા જવાથી તમે આદરેલા કામમાં ખામી આવવા દેશો નહિ. આપણે ઘણું સહન કર્યું છે. દુઃખ પછી સુખ આવે છેજ.

માટે ગભરાશો નહિ. આપણો વિજય ટુંકમાં જ છે. કલ્યાણ—સૌ સુખી થાવ.

લી.
તમારૂં શુભ ઇચ્છનાર
**પ્રભા.**

આવી રીતનો પત્ર લખી પ્રભાએ એક નોકરને આપ્યો અને તેને ઠેકાણું બતાવી પત્ર પહોંચાડવા તેજ વખતે રવાના કર્યો.

સરસામાન ગાડીમાં ગોઠવાયો. મકાનને તાળાં વાસવામાં આવ્યાં. બન્શી કનક કમળા વગેરે ઘોડે ચઢયાં. બાકીનાં ગાડીમાં બેઠાં. પત્ર આપવા જનાર પણ પત્ર પહોંચાડી આવી પહોંચ્યો. મોટા મળસકે સઘળાંએ પ્રયાણ કર્યું. પ્રભાએ મકાનને પ્રણામ કર્યા. તેનું હૈયું ભરાઇ આવ્યું. તે રડી પડી. ગાડી ચાલી. સઘળાંને જવાનો રસ્તો ધર્મશાળા આગળ થઇને હતો. સર્વત્ર શૂન્યકાર જણાતું હતું. રાજમાર્ગ પરનાં ફાનસો પણ ઘણાં ખરાં હોલવાઇ ગયાં હતાં. કુતરાં જોરથી રડતાં હતાં. ગાડી અને ઘોડેસ્વાર ત્યાં થઇને નીકળ્યાં. ધર્મશાળાની પાસે એક ચોકી આવેલી હતી. ત્યાં એક સિપાહી ભૂતના ઓળાની માફક બેસી રહ્યો હતો. એતેજ સિપાહી હતો કે જે બન્શી અને કનકને ધર્મશાળામાં ઉતરતાં મળ્યો હતો અને નામ વગેરે લખી ગયો હતો. બન્શી વગેરેના પ્રભાને મકાને ગયા પછી તેણે ધર્મશાળામાં આવી તપાસ કરી હતી; પણ કોઇ જણાયું નહોતું. પૈસા ન મળ્યા અને મુસાફરો જતાં રહ્યાં જાણી તેના અફસોસનો પાર રહ્યો નહોતો. તે ગુસ્સે થએલા સિપાહીએ નગરમાં આવેલાં મુસાફરોને ઉતરવાનાં દરેક સ્થળે તપાસ કરી હતી; પણ પત્તો લાગ્યો નહોતો.

પાછલી રાત્રિએ ગાડી અને ઘોડેસ્વારોના જવાના અવાજથી તે સિપાહી જાગી ઉઠયો. તેણે ચમકીને એ તરફ જોયું. આટલી રાત્રે કોણ જતું હશે? લાવ તપાસ કરૂં. કહી તે સિપાહીએ મોટેથી બૂમ મારી સઘળાને ઉભાં રહેવાનું કહ્યું; પણ તેની બૂમ કોઇએ સાંભળી

નહિ. ગાડી અને ઘોડા ઉતાવળથી ચાલતા હતા, સિપાહી પણ ગુસ્સે થઇ પાછળ દોડયો. નગરની બહાર થોડેક દૂર સુધી દોડી આવી તેણે મોટી બૂમો પાડવા માંડી. ગાડીવાળાને ગાડી આગળ ચલાવવાનું કહી બન્શી અને કનક ઉભા રહ્યા. ગાડી અને બીજાં ઘોડેસ્વાર થએલાં આગળ નીકળી ગયાં.

પાછલી રાત્રિનો ચંદ્રમા ઉગેલો હતો. તેના પીળા રંગના પ્રકાશમાં સિપાહીએ બન્શી અને કનકને ઓળખ્યા. તેના ગુસ્સામાં વધારો થયો. તેણે મોટા અવાજથી કહ્યું, "કેમ કંઇ સંભળાતું નથી કે?"

"શું?" બન્શીએ પૂછ્યું.

"હું ક્યારનો બૂમો પાડયા કરૂં છુંને?"

"તે ભલેને પાડયા કર." બન્શીએ શાન્તિથી જવાબ વાળ્યો.

"તમે કોઇ મીજાજી અને હરામખોર જણાવ છો."

"કેમ વારૂ?"

"તમારા જવાબ ઉપરથી અને ધર્મશાળામાંથી છાનામાના જતા રહેવાથી એમ સમજાય છે."

"ધર્મશાળામાંથી જતાં પહેલાં કોઇની રજા લેવી પડે છે કે શું?"

"હા."

"કોની?"

"મારી."

"એવો કાયદો છે?"

"હા."

"કોનો?"

"સૂબા સાહેબનો."

"પણ અમારે મુસાફરોને શું?"

"દરેકને?"

"અમે એવા કાયદાને માનતા નથી."

"કરના પૈસા આપી દયો?" સિપાહીએ કહ્યું.

" તે પણ અમે આપનાર નથી. "

" ત્યારે પાછા ચાલો. "

" ક્યાં ? "

" નગરમાં. "

" અમે નહિ આવીએ. "

" આવવું જ પડશે. "

" નહિ આવીએ તો શું કરીશ ? "

" મારે બળાત્કારથી લઇ જવાની ફરજ પડશે. "

બન્શી શાન્તિથી ગમ્મત કરતો હતો. કનકને આ પસંદ પડ્યું નહિ. તેણે ગુસ્સાથી બન્શીને કહ્યું, " તમે શા માટે એ હરામખોર સાથે નકામી લમણાઝીક કરી વખત ગૂમાવો છો ? ખસી જાવ, હું તેને બોલતો બંધ કરૂં. " કહી કનકે ઘોડો તેની આગળ આણ્યો.

કનકના શબ્દોથી સિપાહી ભાઇનો મીજાજ ગયો. તેણે ક્રોધથી કહ્યું, " હરામખોર કોને કહે છે ? "

" તને. "

" ચાલો નગરમાં. હું તમને હવે છોડનાર નથી. "

સિપાહીએ કનકના ઘોડાની લગામ પકડી.

કનકે કહ્યું, " અલ્યા ! જીવ શા માટે જોખમમાં નાખે છે ? જા, હજી પણ કહું છું કે જતો રહે. "

" તમે ચોર લોકો છો; હું તમને કેદમાં પૂરાવીશ. "

" કોણ તું કેદમાં પૂરાવીશ ? "

" હા, હું પોતે જ. "

" અરે ! જારે કેદમાં પૂરાવાવાળા. " કહી કનકે નીચે ઉતરી તેને જોરથી એક તમાચો ખેંચી કાઢ્યો. કનકના મજબૂત હાથનો તમાચો તે સહન કરી શક્યો નહિ. તે નીચે બેસી ગયો. એટલામાં જ કનકે તેને અદ્ધર ઉપાડી દૂર ફેંક્યો. સિપાહીએ જમીન પર પછડાવાથી મોટી બૂમો પાડવા માંડી. કનકે ઘોડાપર બેસી ઘોડાને દોડાવી

મૂક્યો. બન્શી પણ ચાલ્યો. સિપાહી બૂમો પાડતો રહ્યો. બન્શી અને કનક જોત જોતામાં ઘણે દૂર નીકળી ગયા અને આગળ જતી ગાડીના ભેગા થઇ ગયા. પ્રભા–કમળાને સિપાહીની વાત જણાવી. સઘળાં હસ્યાં. પાછળ શત્રુઓ આવવાની બીકે સૌએ ઝડપથી જવા માંડ્યું.

સવાર થતાં સઘળાં સપાટ પ્રદેશ છોડી પ્હાડી પ્રદેશમાં આવ્યાં. પ્હાડી પ્રદેશમાં પ્રભાતનો સમય સુરમ્ય જણાતો હતો. વૃક્ષો લીલાં કુન્જ જેવાં જણાતાં હતાં. નાનાં વૃક્ષોપર પડેલાં ઝાકળનાં બીંદુઓ મોતી જેવાં જણાતાં હતાં. કેટલાંક જંગલી ઝાડપર ખીલેલાં જાતજાતનાં પુષ્પો સુંદરતામાં વધારો કરી રહ્યાં હતાં. પાણીના ઝરાઓ નીચાણ ભાગ તરફ વહેતા હતા. એ ઝરાઓનું જળ એકત્ર થઇ આગળ ઉપર સરિતા થતી હતી. કેટલેક સ્થળે પત્થરોમાંથી પણ પાણી નીકળતું હતું. પત્થરની કેટલીક છાટોપર પાણીનાં ખાબોચીયાં જણાતાં હતાં. તે ખાબોચીયાંમાંથી પાણી કાઢી નાખતાં પુનઃ તેમાં પાણી ભરાતું. લોકો આવાં ખાબોચીયાં અને ખાડાને સજીવન પાણીનાં ખાબોચીયાં કહેતા.

આવા રમણીય સ્થાનમાં થઇને કનક–બન્શીનો કાફલો આગળ વધે જતો હતો. તેમનો રસ્તો બે પર્વતોની વચ્ચે થઇને હતો. લગભગ અગીઆર વાગ્યા સુધી તેમણે મુસાફરી શરૂ રાખી. રસ્તા વચ્ચે મોટા ખાડા ટેકરાઓ આવતા હતા. મોટી શીલાઓ અને પત્થરોના ટુકડાઓનો તો સુમાર નહોતો. ગાડી ઉંચી–નીચી થઇ અથડાતી કુટાતી હતી. અંદર બેઠલાંઓને સંભાળપૂર્વક બેસવું પડ્યું હતું.

આખરે પર્વતની ખીણ પૂરી કરી સૌ એક સપાટ મેદાનમાં આવ્યાં. ત્યાં એક નાની નદી સર્પાકારે વહેતી હતી. આસપાસ વૃક્ષો પણ પુસ્કળ આવેલાં હતાં. બન્શીએ આ સ્થળે મુકામ કરવાની ઇચ્છા જણાવી, સૌ સંમત થઈ નીચે ઉતર્યાં. સેવકોએ તંબુ ઉભો કરી દીધો. ઘોડાઓને ચરવા છૂટા મૂકી દીધા. ગંગા અને પ્રભાની દાશીએ રસોઇની તૈયારી કરી. અન્ય નોકરો પોતપોતાનાં કામ કરવા મંડી પડ્યા.

કનક કમળા–બન્શી વગેરે સ્નાનાદિ વગેરે નિત્ય કર્મ કરી નિવૃત્ત થયાં. રસોઇની વાર હતી. આ સ્થળ નૌત્તમનગરથી ઘણે દૂર આવેલું હતું. બન્શીએ પોતાના ખાસ માણસોને અને રામજી સરદારને આ સ્થળેજ મળવાનું જણાવ્યું હતું. આ સ્થળે માણસોના અવર જવર બિલકુલ નહોતો. હરણ–સસલાં વગેરે જાનવરોથી આ પ્રદેશ ભરપૂર હતો. રસોઇ થતાં સઘળાં જમ્યાં અને બપોરા ગાળવા આડાં થયાં.

સાંજ પડી. સહસ્ત્રરસ્મી પ્રભુ અસ્તાચળ તરફ જવા લાગ્યા. બન્શી અને કનક તંબુથી થોડેક દૂર એક શીલાપર બેસી વનશ્રી અવલોકી રહ્યા હતા. એવામાં એકાએક તેમને કાને ઘોડાઓની પડઘીઓનો અવાજ સંભળાયો.

બન્ને ચમકયા અને શત્રુઓની શંકા ધરી સાવધ થયા. તંબુમાંના માણસોને પણ સાવધ થવાની સૂચના આપી. થોડીવારે અનેક ઘોડેસ્વારો પોતાની તરફ ચાલ્યા આવતા જણાયા.

કનક અને બન્શી આવનારાઓ તરફ શંકાની નજરે જોઇ રહ્યા. આવનાર ઘોડેસ્વારો ધીમી ગતીએ ચાલ્યા આવતા હતા. સઘળા ઘોડેસ્વારોના હાથમાં ભાલાઓ પકડેલા હતા. સૂર્યનાં કીરણોથી ભાલા ચળકતા હતાં. થોડીવારમાં તેઓ છેક નજીક આવી પહોંચ્યા. નજીક આવતાંજ કનકે અને બન્શીએ તેમને ઓળખ્યા. સરદાર રામજી અને તેના સેવકો હતા. રામજીએ ઘોડેથી ઉતરી કનક–બન્શીની સાથે હાથ મેળવી રામ રામ કર્યા. એક બીજાને મળવાથી સૌને આનંદ થયો. કનકે સૌનું કુશળ પૂછ્યું. બાદ સઘળા તંબુ આગળ આવી ત્યાંના મેદાનમાં બેઠા. રામજી સરદારે કમળાને પ્રેમથી બોલાવી.

બન્શીએ કમળાનો છૂટકારો કેવી રીતે થયો તે હકીકત રામજીને કહી. આ પછી રામજીએ પ્હાડસિંહના ત્યાં આવ્યાની અને સરદારને મળ્યાની વાત જણાવી. તે સાંભળી કનકે પૂછ્યું, “ પ્હાડસિંહને ઓળખી સરદાર બહાદુર પ્રથમ તો ઘણા ઉશ્કેરાઇ ગયા હશે ? ”

“ હા, તેને જોતાંજ તેમણે દાંત પીસ્યા હતા; પણ પછી પ્હાડ-

સિંહ તેમના પગમાં પડવાથી અને મોહનરાયે સઘળી વાત જણાવ્યાથી તેમનો ક્રોધ શાન્ત થયો હતો. તેમણે પ્હાડસિંહને કેટલીક શીખામણ આપી અભયદાન દીધું. હું તો સરદાર બહાદુરની ઉદારતા અને ગુણ જોઇ આશ્ચર્યજ પામ્યો છું."

"તમારા જવાથી સરદારને આનંદ થયો હશે ?" બન્શીએ પૂછ્યું.

"મારા જવાથી અને ખજાનો મળવાથી સરદારના ઉત્સાહમાં ઘણોજ વધારો થયો છે."

"પ્હાડસિંહના માણસો ત્યાં આવ્યા કે નહિ ?"

"તેજસિંહ જમાદાર તેની હાથ નીચેના સઘળા સૈનિકો સાથે આવી ગયો છે. તે સૈનિકોની સરદારી પ્હાડસિંહને સોંપવામાં આવી છે."

"ત્યાંનાં સઘળાં ખુશીમાં છે ને ?"

"સઘળાં સુખમાં છે અને તેઓએ તમારી ખબર પૂછાવી છે. સરદાર ! તમારીપર તો ઘણાજ પ્રસન્ન છે."

"બીજું કાંઇ ?"

"તમને છાવણીમાં આવવાનું કહેવરાવ્યું છે."

"તેમણે કનકકુમારના સમાચાર જાણ્યા છે ?"

"હા, તેમને પણ સાથે લાવવાનું કહ્યું છે."

"તેમનો હવે શું વિચાર છે ?"

"અમને જુદાં જુદાં કામ સોંપ્યાં છે. આપણાં જે જે નગરો અને ગામો દુષ્મનોના કબજામાં છે તે પ્રથમ સર કરવાનાં છે. તેને માટે જુદા જુદા સરદાર અને સૈનિકોની વ્યવસ્થા કરી છે. આ કાર્ય આંજથી પાંચમા દિવસથી શરૂ થનાર છે; અને પછી નૌત્તમનગરનો છેલ્લો વારો આવનાર છે."

"હું ધારૂં છું કે આ કામ લગભગ બેએક માસમાં પુરૂં થઇ જશે."

"અરે તે પહેલાં. આપણા બળ આગળ હવે શત્રુઓ ટકી શકે એમ નથી."

" વસંત–વિજયના કંઇ સમાચાર મળ્યા છે ? "

" ના, તેમને માટે સરદાર અને સઘળાંજનો બહુ જ દિલગીર છે."

" તે બન્ને જ્યાં હશે ત્યાં સુખમાંજ હશે. અગત્યના કામ અર્થે જ તેઓ છૂપાઇ રહ્યાં હશે. "

આવી રીતની વાતચીતમાં રાત્રિ પડી. સવાર થતાં સઘળું મંડળ સરદાર બહાદુરની છાવણી તરફ ઉપડી ગયું.

સાંજ પડતાં સઘળાં છાવણીમાં આવ્યાં. આનંદ વર્તાયો. સ્નેહિજનો પરસ્પર મળ્યાં. આ આનંદનો પાર નહોતો

## પ્રકરણ ૧૭ મું.

### શિવાલયમાં જ્ઞાનચર્ચા.

નોત્તમનગરથી દક્ષિણ દિશાએ લગભગ સો માઇલના અંતર ઉપર કનકપુર નામક એક રમણીય નગર આવેલું હતું,

કનકપુર નોત્તમનગરથી બીજે નંબરે ગણાતું. આ રાજ્ય નોત્તમનગરને તાબે નહોતું.

કનકપુરમાં નહારસિંહ કરીને રાજા રાજ્ય કરતો હતો. આ રાજા વિલાષી હોવાથી પ્રજાની અને રાજ્યની ઓછી દરકાર રાખતો હતો. રાજ્યનો કારભાર અને સત્તા એક પ્રધાનના હાથમાં હતી,

પ્રધાનનું નામ માધવ હતું. માધવ બહાદુર લઢવૈયો હતો; પણ સ્વાર્થાંધ પૂરો હતો. પ્રજાને સુખ ન્હોતું; પણ ગરીબ પ્રજા ફરીયાદ કયાં કરે ? વળી અધુરામાં પૂરા ઉપરા ઉપરી દુકાળ પડવાથી ગરીબ પ્રજાના દુઃખની સીમા રહી નહોતી. દુકાળ પડે કે ગમે એ થાય પણ રાજાને કર આપવો જ જોઇએ. પ્રજાના ધનથી રાજા અને અમલદારો આમોદ–પ્રમોદ કરતા. ગરીબ પ્રજા અને તેમનાં બાળકો અન્ન વિના ટળવળી મરતાં.

કનકપુરની પ્રજાની બ્હારે ધાનાર કોઇ ન્હોતું. પ્રજાની દયા ખાનાર આખા રાજ્યમાં ફક્ત બે જણાં હતાં. એક રાજાનો પુત્ર વનવીર અને બીજી પ્રધાનની પુત્રી સીતાકુમારી. પણ એ બન્નેની દયા પ્રજાનાં દુઃખ કેવી રીતે દૂર કરી શકે?

પ્રજાના દુઃખની વાત છેવટે રાજાની પાસે ગઇ. રાજાએ પ્રધાનને પૂછ્યું. પ્રધાને જુઠું સમજાવ્યું. આથી દુઃખની ફરીયાદ લઇ જનારાં જનોને કારાગૃહનિવાસી થવું પડ્યું.

સમય જતાં પ્રજા કકળી ઉઠી. મારફાડ ખૂન થવાના બનાવો બનવા લાગ્યા. રાજા અને પ્રધાનનાં ખુન કરવાનાં કાવત્રાં રચાવા લાગ્યાં. પ્રજાજનોમાંના કેટલાક દુર્જનસાલ પાસે ગયા અને પોતાના દુઃખની વાત તેને જણાવી.

કનકપુરનો રાજા નહારસિંહ અને દુર્જનસાલ વચ્ચે જુનું વૈર હતું. દુર્જનસાલ કનકપુરનું રાજ્ય તાબે કરવાને ઘણોજ આતુર હતો. પણ ત્યાંના પ્રધાન અને સૈનિકોના બળથી તે ડરતો હતો. વળી પોતાના દુષ્મનો વધી પડવાથી તે કનકપૂરનું નામ લઇ શકયો નહોતો. પરંતુ ખાનગી જાસુસો રાખી કનકપૂરની તમામ બાતમી મેળવતો.

દુર્જનના અનેક જાસુસો રાજાની નોકરીમાં હતા અને તેઓજ રાજાના મોજ–વિલાસમાં મદદગાર હતા. પોતાની પાસે ફરીયાદને અર્થે આવેલાં માણસોને દુર્જનસાલે આશ્વાસન આપી વિદાય કર્યાં અને પછી તરતજ એક મોટા સરદારને થોડાક સૈન્ય સાથે કનકપુર તરફ મોકલ્યો.

આ સરદારે કનકપૂરના પાદરે આવી છાવણી નાખી અને મિત્રભાવે માધવ પ્રધાનને મળવા બોલાવ્યો. બન્નેની વાતો મોડા સુધી ચાલી. વાતોના અંતે નક્કી થયું કે માધવે નોત્તમનગરના સરદારને મળી જવું અને રાજા તથા તેના વંશજોનો નાશ કરી માધવે ગાદીપતી થઇ નોત્તમનગરને નામની ખંડણી ભરવી.

આ વાત માધવની પુત્રી સીતાના જાણવામાં આવી. તે રાજ-

કુમારની બાલ્યસ્નેહિની હતી. સીતા કુમારને મળી. એક તરફથી પ્રજા અને બીજી તરફથી દુષ્મન. બન્નેને કાંઈ સૂઝ્યું નહિ. કુમારે સેનાપતિને બોલાવ્યો. સેનાપતિએ જણાવ્યું કે તમામ સૈનિકોમાં બેદિલી ફેલાઈ છે. સઘળા માધવનેજ રાજા માને છે. ફક્ત હું અને લગભગ હજારેક માણસો રાજ્ય પ્રત્યે વફાદાર છીએ.

વનવીરે નિઃશ્વાસ નાખ્યો અને ભવિષ્યમાં જે થાય એ ખરૂં એમ માની બેસી રહ્યો.

કનકપુરની સ્થિતિ દિવસે દિવસે બગડવા લાગી. નૌત્તમનગરના સરદારે લઢાઇ જાહેર કરવાની ઈચ્છા પ્રધાનને જણાવી. પણ માધવે તેમ કરવાની સલાહ આપી નહિ. તેણે રાજાનું ખુન કર્યા પછીજ લઢાઇ જાહેર કરવી એમ જણાવ્યું.

રાજાનું ખૂન કેવી રીતે કરવું તેનો વિચાર કરવાને એક દિવસ મુકરર થયો. આખા નગરમાં અંધાધુધી ચાલી રહી હતી. આવા વખતમાં પ્રજા કે અમલદાર કોઇ સુખમાં રહી શકતું નહોતું.

રાજકીય કાવત્રાંથી ભરપૂર કનકપુર નગરથી એક માઇલપર ત્ર્યંબકનાથ નામક મહાદેવનું એક શિવાલય આવેલું હતું. શિવાલયની આસપાસ ગાઢી ઝાડીની ઘનઘોર ઘટાઓ આવેલી હતી. ખરા ઉન્હાળામાં એ સ્થળે શિતળતા વ્યાપી રહેતી. આ શિવાલય હાલના રાજાના પિતાએ બંધાવેલું હતું. તે શિવના ચુસ્ત ભક્ત હતા. હાલનો રાજા નહારસિંહ પ્રમાદી અને નાસ્તીક હતો. તેથી શિવાલય પણ ઉજડ જેવું ભાસતું હતું. ભર જંગલમાં આવેલું એ શિવાલય મુસાફરોના વિશ્રામ સ્થાનરૂપ ગણાતું હતું.

આ શિવાલયમાં એક વૃદ્ધ પુરૂષ અને એક વૃદ્ધ સ્ત્રી રહેતાં હતાં. સંસારીક દુઃખથી ત્રાસી તે બન્ને પતિ–પત્ની શીવના ધ્યાનમાંજ જીવન વ્યતિત કરવાના ઈરાદે આ એકાન્ત શિવાલયમાં આવીને ઘણા મહિનાઓથી રહેતાં હતાં.

તે વૃદ્ધપુરૂષ દરરોજ પ્રાતઃકાળમાં નગરની અંદર ભીક્ષાર્થે જતો અને જે મળતું તે લઇ આવી પત્ની સાથે એકાહાર કરતો. બંને પવિત્ર મનનાં અને જ્ઞાની હતાં.

આશરે એકાદ માસથી આ શિવાલયમાં એક યુવાન એક યુવતી અને બીજા બે માણસો આવીને રહ્યા હતા. આ માણસો અન્ય કોઇ નહિ પણ આપણાં પરીચિત વસંત અને વિજય હતાં. તેમની સાથેના બે માણસો વિરમદે ઠાકોરના સેવકો હતા, કનકના સરિતામાં પડયા પછીં તેઓ આ સ્થળે આવીને રહ્યાં હતાં.

વિજય અને વસંત જ્ઞાની હોવાથી શિવાલયમાં રહેતાં સ્ત્રી–પુરૂષ સાથે ધર્મ સંબંધી સંવાદ ચલાવતાં. થોડા દિવસ વિતતાં તે વૃદ્ધ અને વૃદ્ધા વિજય–વસંતને પ્રેમથી ચ્હાવા લાગ્યાં. વૃદ્ધે કનકપૂરની અંધાધુંધી વિજયને જણાવી. વિજયે ઘણા રંગ જોએલા હોવાથી તેનું હૃદય સંકટો ખમીને દૃઢ બની ગયું હતું. એવી રીતે ત્યાં રહેતાં વિજય વગેરેને એકાદ માસ નીકળી ગયો.

વૃદ્ધ પુરૂષ કે જે હરીદાસના નામથી પોતાને ઓળખાવતો, તે નગરમાંથી ભીક્ષા લઇ શિવાલયે આવ્યો અને વિજયને પાસે બોલાવી કહ્યું, "આ એક બે દિવસમાં ભારે ઉથલપાથલ થનાર છે."

"હું પણ એમજ માનું છું." વિજયે જવાબ આપ્યો.

"આજકાલમાં રાજાનું ખૂન થશે." હરીદાસે કહ્યું.

"પાપી રાજાનું ખૂન થવુંજ જોઇએ."

"પણ તે પાપીની સાથે બે પુણ્યાત્માઓના પણ જીવ જશે."

"તે કોણ?" વિજયે પૂછયું.

"રાજપુત્ર વનવીર અને સીતાકુમારી."

"સીતાકુમારી કોણ છે?"

"માધવ પ્રધાનની પુત્રી."

"શું પાપી પિતાની પવિત્ર પુત્રી?"

"હા."

"હરીદાસ! એતો આપને ખબર હશે કે જ્યારે જંગલમાં પ્રચંડ દાવાનળ સળગે છે; ત્યારે સૂકાંની સાથે લીલાં ઝાડ પણ બળી જાય છે. તેમ કનકપુરની રાજ્યક્રાંતિમાં પણ અનેક નિર્દોષજનો પાયમાલ થશે." વિજયે કહ્યું.

"જેવી પ્રભુની ઇચ્છા. આપણે શું કરી શકીએ એમ છીએ?"

"પ્રભુની ઘટમાળ ન્યારીજ છે. ચઢતી પડતીના ચમત્કાર થયાજ કરે છે. હરીદાસજી! તમારા સહવાસથી મને ખાત્રી થઇ છે કે તમે એક પવિત્ર પુરૂષ છો. તેમાં વળી તમે સંન્યાસી પણ નથી અને સંસારી પણ નથી. છતાં બન્ને ધર્મ સારી રીતે સંભાળી શકો છો."

"આ જગતમાં ઇશ્વરજ સત્ય છે. સંસાર ત્યાગતી વખતે મને મારા ગુરૂએ જે ઉપદેશ આપ્યો હતો, તે પ્રમાણે વર્તી પ્રભુનું ધ્યાન ધરૂં છું."

"તે ઉપદેશ અમને પણ સંભળાવવાની કૃપા કરો." કહી વિજયે વસંત અને પોતાની સાથેનાં બે માણસોને ત્યાં બોલાવ્યા. તેઓ હરીદાસની સામે બેઠાં. હરીદાસની પત્નિ પણ વસંતની નજીક આવી બેઠી.

હરીદાસે પ્રથમ પ્રભુની સ્તુતિ કરી બોલવા માંડયું. "આ જગત કેવળ માયા ભાસ છે. તેમાં સત્ય–શાન્તિ અને ધિરજથી રહેનારનું કલ્યાણ થાય છે. આ સઘળું જગત પ્રભુમય છે. તેમાં **सर्वथा सर्वदा सर्वभतानामनभिद्रोह अहिंसा ज्ञेया.** અર્થાત–કોઇપણ પ્રાણીનો દ્રોહ કરવો નહિ. દ્રોહ મનુષ્ય પ્રાણીનોજ થાય છે, માટે મનુષ્ય પ્રાણીનો દ્રોહ નહિ કરતાં સઘળા વિશે ભ્રાતૃભાવ રાખી પરસ્પર પ્રીતિથી વર્ત્યાથી અંતે અમૂલ્ય લાભ થાય છે.

દરેક સંસારી મનુષ્યોએ આ સંસારમાં આવી પોતાની ઉન્નતિ સાથે સર્વની ઉન્નતિ કરવાની છે. જગત પ્રભુમય છે. તેમાં પરાયું કે પારકું કોઇ છેજ નહિ એવી ભાવના દ્રઢ કરવી જોઇએ. આ ઉપરાંત.

**धृतिः क्षमा दमो स्तेयं शौचमिंद्रिय निग्रहः ।**
**धीर्विद्या सत्यं क्रोधो दशकं धर्म लक्षणम् ॥**

ધૃતિ એટલે ધિરજ, સંતોષ, ક્ષમા; દમો એટલે પોતે સહન કરવું, અસ્તેયં એટલે ચોરી કરવી નહિ. શૌચં-પવિત્રતા નિર્મળતા, ઈંદ્રિય નિગ્રહ—પોતાની ઇંદ્રિયોને વિકાર પામવા નહિ દેતાં સ્વાધિનમાં રાખવી. ધી—સદ્બુદ્ધિ, અધ્યાત્મિક શાસ્ત્રોનું શ્રવણ મનન કરવું. વિદ્યા—બ્રહ્મવિદ્યા અને આત્મવિદ્યા શીખવામાં તત્પર રહેવું. સત્યં—સાચું બોલવું, છળકપટથી દૂર રહેવું. અક્રોધ—ક્રોધને વશ કદી પણ થવું નહિ.

આ પ્રમાણેનાં સત્ય ધર્મનાં દશ લક્ષણો દરેક મનુષ્યોએ નિરંતર યાદ કરી તે પ્રમાણે વર્તવું; કે જેથી અંતે મહાન્ પુરૂષોની પંક્તિએ પહોંચાય છે.

જેવી રીતે ધર્મનાં દશ લક્ષણો કહ્યાં તેવાં અધર્મનાં પણ દસ લક્ષણો છે. તે એકે મનથી કરીને પારકા ધનની અયોગ્ય ઇચ્છા કરવી તે.

કોઇ પણ પ્રાણીનું અનિષ્ટ ઇચ્છવું તે.

મિથ્યા નિશ્ચય એટલે અસત્યમાં સત્ય માની લેવું તે. કોઇને દુઃખ થાય એવું ભાષણ કરવું નહિ.

અસત્ય વદવાની ટેવ રાખવી નહિ.

કોઇની ચાડી કરવી નહિ.

કોઇને ખોટો ભરોસો આપવો નહિ.

અયોગ્ય કર્મ કરવું નહિ.

કોઇ પણ જીવને મારવા નહિ.

પારકી સ્ત્રીનો સંગ કરવો નહિ.

જે માણસો ધર્મ-અધર્મની મર્યાદામાં રહી વર્તશે તેની સંસારીક, વ્યવહારીક, રાજકીય અને ધાર્મીક એ ચારે સ્થિતિ ઉત્તમ દશામાં આવી ધર્મ, અર્થ-કામ અને મોક્ષ એ ચારેની જરૂર પ્રાપ્તિ થશે.

શ્રીકૃષ્ણચંદ્ર ભગવાને પણ કહ્યું છે કે,

**सर्व भूतस्थमात्मानं सर्व भूतानिजात्मनि ।**
**ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥**

પ્રભુ સ્વરૂપ આત્મા પંચ મહાભૂત અને તેનાં જડ ચૈતન્યાદિક સર્વ કાર્યમાં ગુપ્ત રીતે રહેલો છે. તેમજ સર્વ ભૂતો પણ ગુપ્ત રીતે આત્મામાં રહેલાં છે. માટે સઘળાં ભૂત પ્રાણી વિષે જે મનુષ્ય સમભાવની દ્રષ્ટિએ જુએ છે તેજ યોગી પુરૂષ છે. વળી શાસ્ત્રોમાં પણ કહ્યું છે કે,

**सुखे दुःखे नरे नार्यां, संपत्सुच विपत्सुच ।**
**विशेषो नैव धीरस्य, सर्वत्र समदर्शिनः ॥**

સુખ અને દુઃખના સમયે તેમજ સંપત્તિ અને વિપત્તિના સમયે સ્ત્રી અને પુરૂષ એ બન્ને વિશે ન્યુન અધિક ભાવે નહિ જોતાં જે સમાનભાવની દ્રષ્ટિએ વર્તે છે તે પુરૂષ ધૈર્યતાવાળો મહા જ્ઞાની છે.

વળી અષ્ટાવક્ર ગિતામાં દુઃખરૂપી વ્યાધીના નિવારણાર્થે કહ્યું છે કે, દુઃખરૂપી વ્યાધીનું મૂળ કારણ દ્વૈતભાવ છે. એનું ઔષધ નિર્મળ એવું જે ચિદ્રુપ તેજ છે. માટે સર્વ પ્રાણી વિષે સમભાવની દૃષ્ટિથી જોવાની જરૂર છે. જે માણસ સુખ અથવા દુઃખ જે પ્રમાણે પોતાને થાય તેજ પ્રમાણે બીજાને સમજી એક આત્મસ્વરૂપની દ્રષ્ટિએ સઘળાને સમાન ભાવથી જુવે છે તેજ પરમ યોગી કહેવાય છે. યોગી પુરૂષ સર્વદા નિર્ભય છે. આવા યોગીને માટે રાજર્ષિ ભર્તૃહરી કહે છે કે,—

**धैर्यं यस्य पिता क्षमाच जननी शांतिश्चिरं गेहिनी ।**
**सत्यं सुनूरयं दयाच भगिनी भ्राता मनः संयमः ॥**
**शय्या भूतितलं दिशोपि वसनं ज्ञानामृतं भोजनम् ।**
**एते यस्य कुटुम्बिनो वद सखे कस्माद्भयं योगिनः ॥**

જે આગ્રહિ અને નિશ્ચયાત્મક બુદ્ધિ ચૈતન્ય જ્ઞાન વાળો પુરૂષ ધૈર્યતાને પોતાનો પિતા ગણે છે. ક્ષમાને પોતાની માતા જાણે છે. અનાદિકાળ રહે તેવી શાન્તિને પોતાની પતિ માને છે. સત્યતાને પુત્ર પુત્રી

ગણે છે. દયાને પોતાની બ્હેન સમજે છે. મનનો સંયમ અથવા એકાગ્રતાને ભાઇ ગણે છે. અને ભૂમિના તલને પોતાની પથારી સમજે છે, દિશારૂપી વસ્ત્રનીજ ઇચ્છા રાખે છે. અતીસુંદર ભોજન તે ઉતમ આત્મજ્ઞાનને ગણે છે. આવા યોગીઓને ભય કોનો? કોઇનો નહિ.

આવા યોગીને ધન્ય છે. આવા યોગીયો કોઇ સમયે ભૂમિ ઉપર શયન કરે છે. કોઇ સમયે પલંગપર પોઢે છે કોઇવાર ભાજીપાલો ખાઇ સંતોષ માને છે. કોઇવાર તાંદુલ આદી અન્નનું ભોજન કર્યાથી પણ આનંદ માને છે. કોઇવાર ફાટાંતુટાં વસ્ત્ર મળેથી સુખી રહે છે અને કોઈ સમયે શાલદુશાલા વગેરે સુંદર વસ્ત્રો પણ ધારણ કરે છે. એવી સ્વભાવીક વૃત્તિવાળા મનસ્વી પુરૂષને સુખ અને દુઃખની કલ્પના પણ થતી નથી. આવા પરમ પવિત્ર પુરૂષોનું ધ્યાન તેમના આત્મામાંજ લાગી રહેલું હોય છે. આત્મા એજ પ્રભુ અને સર્વસ્વ. પરમાત્મ સ્વરૂપ દિવ્ય સર્વ વ્યાપી આત્મા વિષે યોગવાસીષ્ઠમાં પણ કહ્યું છે કે,—

**यतः सर्वाणि भूतानि प्रतिभांति स्थितानिच ।**
**यत्रैवोपशमं यांति तस्मै सत्यात्मने नमः ॥**

સર્વ પંચમહાભૂત અને તેનું કાર્ય જે સમષ્ટિ અને વ્યષ્ટિ જેના યોગે ઉત્પન્ન થાય છે અને જેમાં સ્થિત થઈ અંતે તેમાં લય પામે છે એવા સત્ય પરમાત્માને હું પ્રણામ કરૂં છું.

આ જે સત્ય આત્મા હથીઆરોથી છેદાઇ શકતો નથી, અગ્નિથી બળી શકતો નથી. જળથી ભીંજાઇ શકતો નથી અને વાયુથી સુકાઇ શકતો નથી.

તે આત્મા અછેદ્ય એટલે કપાઇ શકતો નથી. દાઝી શકતો નથી. જળ તથા વાયુથી વિકાર પામી શકતો નથી. એવો નિત્ય સર્વ વ્યાપક સ્થિર અચલ અને સનાતન છે.

એવા પરમ આનંદરૂપ આત્મા જેનાથી જડ એવી જે વાક્ઇન્દ્રિ તે વાચાને પામે છે. જડ એવી જે પાયઇન્દ્રિ તેને અદ્ભુત

ગતી પ્રાપ્ત થાય છે. એવા પરમ પવિત્ર વિશુદ્ધ આત્માને હું સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરૂં છું.

જે એક અનાદિ સર્વેનું મૂળ કારણ જેની સ્તુતિ બ્રહ્મા કર્યા કરે છે. તથા વરૂણ, ઈંદ્રિ–રૂદ્ર, મરૂત અને સુર્ય ઇત્યાદિ સઘળા અધિષ્ટાન મહાશક્તિરૂપ દેવો નિરંતર જેની સ્તુતિ કરે છે, જેનું વેદ વેદાંગ ઉપનિષદ અને સામવેદ ગાન કરે છે. જેનું ધ્યાન સ્થિત યોગીઓ એકાગ્ર વૃત્તિથી અને મનબુદ્ધિના સંયમથી ધ્યાન કરવા છતાં તેના પારને પામતા નથી. જેને સુર અને અસુર ( દૈવી અને આસુરી પ્રકૃતિ ) જાણી શકતા નથી. એવા મહાદેવને હું નમસ્કાર કરૂં છું.

**त्वमेव माता च पिता त्वमेव त्वमेव बंधुश्च सखा त्वमेव ।**
**त्वमेव विद्या द्राविणं त्वमेव त्वमेव सर्व मम देव देव ॥**
**कायेनवाचामनसेन्द्रियैर्वा बद्ध्यात्मनावा प्रकृतेः स्वभावात् ।**
**करोमि यद्यत्सकलं परस्मै परात्परायेति समर्पयामि ॥**

હે પુરણ પુરૂષોત્તમ તમે મારાં માતા પિતા છો. તમે બંધુ અને મિત્ર છો. તમે વિધા અથવા જ્ઞાન અને દ્રવિણ એટલે હિરણ્ય ગર્ભરૂપ સઘળી સ્મૃદ્ધિ તમેજ છો. તમે જે સર્વ દેવના દેવ તે મારા દેવ છો. એવા પ્રભુ તમને મારી કાયા, વાણી, મન, બુદ્ધિ અને ઇન્દ્રિયોના સમૂહથી સઘળું સમર્પણ કરૂં છું.

નિકટ ભૂમા નિકટ માયા સંગમે શક્તિ રહી,
તે વિશે મહાતત્વમાંથી ત્રિગુણની રચના થઈ;
રજોએ બ્રહ્મ સ્વરૂપે તન્માત્રા પાંચે કરી,
શબ્દ સ્પર્શરૂપ રસ ગંધે પ્રબળ શક્તિને ધરી.
સત્વ તે વિષ્ણુ સ્વરૂપે યગપાતા યશમા રહી,
મનબુદ્ધિ અહંકાર ચિત્ત અંતઃકરણ યુક્તિ ગ્રાહ;
તમો ગુણ હરી રૂદ્રરૂપે પંચભૂત મમતા ધરી,
ત્રિગુણ દેવ ઓમકારરૂપે શ્રષ્ટિની રચના કરી.

અંતઃકરણ પરિછિન્ન ચેતન પ્રમાપદ ધારણ કરી,
પ્રમાણરૂપ પરિછિન્ન વૃત્તિ કરણ કારણતા ધરી;
દંદ ચૈતન્ય યોગ થઇને પ્રમિતિ અર્થે જઇ,
પદ અર્થને સંયોગ થઇને પદાર્થે માયા ભઇ.
શુદ્ધ સત્વ પરિછિન્ન ચેતન ઇશ્વરી શકિત ધરી,
બુદ્ધિમાં આભાસ સાથે કર્મફળ દાતા હરી;
મલિન સત્ય પરિછિન્ન ચેતન જીવપદ અજ્ઞાનથી,
ધર્મસુખ અધર્મ દુઃખને પામે નીજ અભીમાનથી.
ભૂલી બ્રહ્મપદ ભ્રમિત થઇને પરીતાપ પામે સદા,
સર્વજ્ઞ પણ અલ્પજ્ઞ માની નિજ શક્તિ જાણે નવ કદા;
અંતર ગંગા અંતર યમુનાં, અંતર માંહે સરસ્વતી,
અંતર કાશી અંતર ગોકુળ, અંતરમાં દ્વારામતી.
અંતર સીંધુ અંતર રેવા, અંતર મહિ ગોદાવરી,
બ્રહ્માંડની અનહદ રચના, પૂરી રહી સોહંપૂરી;
અવિદ્યા અધિષ્ઠાન ચેતન નામરૂપ આધાર જે,
અસ્તિ ભાતિ પ્રિયગુણે નિરાકાર સાકાર તે.
નિર્વિશેષ નિર્લેપ આત્મા નિત્ય મૂક્ત કુટસ્થ જે,
દેશકાળ ભેદી રહ્યા પણ દેશકાળ વિરકત તે;
ધ્યેય ધ્યાતા એક અદ્વૈત પુરણ બ્રહ્મ વિભુ સદા,
કર્તા અકર્તા પૂર્ણ જ્યોતિ નિઃસંગે સંગેતથા.
દૂર નહિ સમિપ નહિ પણ સ્વયંભુ નિજરૂપ છે,
કલ્પવૃક્ષ પુરણ આનંદ સર્વરૂપ નિરૂપ તે.
ઉપદેષ્ટાને વિશ્વ કારણ પુરૂષોત્તમ ઉત્તમ સદા,
ધર્મરૂપ અનંત જ્યોતિ પરમ આનંદ સર્વદા.

ઉપદેશમાળા.

હરીદાસે ગાન સમાપ્ત કરી આત્મ સ્વરૂપ પ્રભુને પ્રણામ કર્યા. આ જ્ઞાનચર્ચા સાંભળી સઘળાંને અતી આનંદ થયો. આ પછી

બીજી કેટલીક ચર્ચાને અંતે હરીદાસે વિજયને કહ્યું, "વિજય! આત્મજ્ઞાન સંપાદન કરી જગતમાં પરોપકારનાં કામ કરવાં જોઇએ. સંસાર કર્મભૂમિ છે. કનકપુરની રાજ્યક્રાંતિમાંથી બની શકતાં નિર્દોષજનોનો આપણે બચાવ કરવો જોઇએ."

વિજય બોલ્યો, "આપનું કહેવું યથાર્થ છે. પણ આપણે શું કરી શકીએ એમ છીએ? આપણે સાધનસંપન્નહિન છીએ. વળી કનકપૂરમાં પ્રપંચીઓનું પ્રબળ વિશેષ છે."

"ગમે તે ઉપાયે રાજપુત્રને બચાવવો જોઇએ." હરીદાસે કહ્યું.

"તેને માટે પ્રયત્ન કરીશું. પછી તો જેવા તેના લેખ."

"અહિં ક્યાં સૂધી રોકાવું છે?" હરીદાસે પૂછ્યું.

"મારો વિચાર તો ક્યારનોએ ઉપડી જવાનો થયો છે; પણ કનકપૂરનું પરીણામ જોવાની ઇચ્છાથી રોકાયો છું."

"પરીણામમાં અનેક જનોની પ્રાણહાની થશે; અને અધમો ફાવશે."

"એ તો હું જોતોજ આવ્યો છું."

"તેથીજ તમારૂં હૃદય દ્રઢ બન્યું છે." હરીદાસે હશીને કહ્યું.

"કંઇક એવું ખરૂં. હું સુખ દુઃખને માનતો નથી. સમયે આવી પડે તેને અંગીકાર કરૂં છું. અતીશય દુઃખોથી મને મારા દેહ પર પણ મમતા રહી નથી."

"સત્ય છે; દુઃખમાંજ નિર્મળતા આવે છે. વિજય! કહો હવે કે તમારે બન્નેને મુસાફરીએ નીકળવાની શી જરૂર પડી?"

"દુષ્મનોના કોપથી." વિજયે ટુંકો ઉત્તર આપ્યો.

"તમારૂં વતન?"

"સર્વત્ર, અત્યારે અહિં છું. થોડા દિવસ પછી બીજે હોઇશ."

"તમારૂં બોલવું વિચિત્ર લાગે છે. તમારે માતાપિતા છે?"

"મારાં પાલક માતાપિતા છે. મારાં જન્મદાતા માતાપિતા મને નાનો મૂકીનેજ મરણ પામ્યાં છે."

" તમારાં પાલક માતાપિતા કોણ છે ? "

" મહારાજા સમરસિંહ અને તેમનાં પત્નિ. "

હરીદાસે આંખ્યો વિકાશી પૂછ્યું, " સમરસિંહ કોણ ? "

" ચંદ્રાવતીના મહારાજા. "

હરીદાસની આંખે તમ્મર આવ્યા. તે સ્વસ્થ થઈ બોલ્યો, " શું તે મહારાજા હજી હયાત છે ? "

" હા, શત્રુઓથી પોતાની પ્રજાનો ઉદ્ધાર કરવાની તૈયારી કરી રહ્યા છે. "

" તે હાલ કયાં છે ? "

" તેની મને પણ ખબર નથી. "

" રાજા દુર્મદસિંહના કોપથી અને અત્યાચારથી અનેક સુંદર નગરો હાલ વેરાન જંગલ સમાન થઇ પડયાં છે. પ્રભુ બચાવો, સ્હાય કરો. " હરીદાસે નિઃશ્વાસ નાખ્યો.

" તમને કંઇક દુઃખ ઉત્પન્ન થતું હોય એમ જણાય છે ? " વિજયે પૂછ્યું.

" હા, આ વૃદ્ધ આંખ્યોએ પાપીઓના અનેક અત્યાચારો નિહાળ્યા છે. પાપીઓના અત્યાચારથીજ મારે વનવાસ સ્વીકારવો પડયો છે. "

" શાન્ત થાવ, દુઃખને અંતે સુખ મળશે. " વિજયે કહ્યું.

" હું તો હવે સુખ દુઃખને સમાનજ માનું છું. હું અત્યારે જે સ્થિતિમાં છું એમાંજ સદાકાળ રહેવા ઇચ્છું છું. સંસારના કૃત્રિમ સુખ કરતાં મને આ સુખ અતી આનંદી લાગે છે. "

" હું તમારૂં પૂર્વ વ્રતાંત જાણવા ઇચ્છું છું ? "

" મારા પૂર્વ વ્રતાંતમાં દુઃખ સીવાય કશું સાંભળવા જેવું નથી. "

" તેમાંથી મને કંઇ પણ શીખવા-જાણવાનું મળી આવશે. "

" પણ મારૂં હૃદય દુઃખી થશે. "

" દુઃખને સહન કરો. "

હરીદાસ થોડીક ક્ષણ મૌન રહ્યો. વસંત-વિજય તેના મુખ તરફ જોઈ રહ્યાં.

---

## પ્રકરણ ૧૮ મું.

---

### હરીદાસની કષ્ટકથા.

હરીદાસ ધણીવાર સુધી મૌન રહ્યો. તેનું આનંદી મુખ ગંભીર થઇ ગયું. મુખપર શોકની વિષાદ છાયા છવાઇ ગઇ. આંખ્યોમાં જળ અને દીનતાનો ભાસ થયો. તેના મનમાં કંઇક દુઃખ ઉત્પન્ન થતું હોય એમ જણાવા લાગ્યું.

હરીદાસની એવી દશા નિહાળી વિજય બોલ્યો, “મને લાગે છે કે અત્યારે તમને કોઇ પ્રકારનું દુઃખ ઉત્પન્ન થઇ રહ્યું છે. તમારા દુઃખનું કારણ હુંજ છું કે જેણે તમને તમારા પૂર્વાશ્રમનો પ્રશ્ન પૂછ્યો છે. મને ક્ષમા કરો.”

હરીદાસે નિઃશ્વાસ નાખી કહ્યું, “વિજયસિંહ ! મેં આજસુધી મારી વાત કોઇને પણ જણાવી નથી. તેમ આજ સુધી મને એ બાબતનો કોઇએ પ્રશ્ન પણ પૂછ્યો નથી. આથી હું મારૂં પૂર્વે દુઃખ ભૂલી ગયો હતો.

પણ આજે તમારા પ્રશ્નથી મને સઘળું યાદ આવે છે. તે બનાવ જાણે અત્યારેજ બન્યા હોય એમ નજર સમિપે તરી આવે છે અને તેથીજ મારૂં હૃદય તમને વ્યાકુળ જણાય છે.”

“આ ઉપરથીજ મારી ખાત્રી થાય છે કે તમારી ઉપર ઘણુંજ સંકટ પડેલું હોવું જોઇએ.” વિજયે કહ્યું.

“મારા સંકટની સીમા નહોતી. તમે સઘળું જાણશો ત્યારે તમને અત્યાચારીઓ ઉપર ધિક્કાર ઉત્પન્ન થશે.”

“તમારૂં આદ્ય નિવાસ સ્થાન કયું?” વિજયે પૂછ્યું.

" રાજપૂર. "

" શું રાજપૂર ? " વિજયે ચમકીને પૂછ્યું.

" હા, રાજપૂર. તમે રાજપૂરનું નામ સાંભળીને આટલા ચમકો છો શાને ? "

" તેની મને ખબર પડતી નથી, પણ રાજપૂરનું નામ શ્રવણ કરતાંજ મારા મનમાં કંઇક વિલક્ષણ પ્રકાર ઉપસ્થિત થાય છે અને જાણે હું પોતેજ ત્યાંનો નિવાસી ન હોઉં એમ થાય છે. "

" તમારો એ ભાવ અજબ પ્રકારનો છે. હું પણ આશ્ચર્ય પામું છું."

" રાજપૂરમાં તે વખતે કયા રાજા રાજ્ય કરતા હતા ? "

" મહારાજ કેશરીસિંહ. "

" તે કેવા હતા ? "

" ઘણાજ પ્રજા વત્સલ. તેમના સમાન રાજા થયો નથી અને થશે પણ નહિ. પ્રભુ તેમનું સ્વર્ગમાં કલ્યાણ કરજો. "

" રાજપૂરનું રાજ્ય નૌત્તમનગરના રાજાને તાબે શાથી થયું ? "

" જાણે એમ બન્યું કે રાજપૂરના રાજાને ગુણસુંદરી કરીને એક પુત્રી હતી. તે પુત્રીનું માગું નૌત્તમનગરના રાજા દુર્મદસિંહે કર્યું. પણ પછી તે કન્યાને ચંદ્રાવતીના મહારાજા સમરસિંહ સાથે પરણાવી. આથી નૌત્તમનગર અને રાજપૂર વચ્ચે વૈરનું બીજ રોપાયું. "

" મહારાજા સમરસિંહનાં રાજ્યલક્ષ્મી તેજ ગુણસુંદરીને ? "

" હા, તેજ. "

" વારૂ પછી ? "

" તે પછી દુર્મદે રાજપૂર પર ચઢાઇ કરી. મહારાજા કેશરીસિંહે પણ શત્રુની ભેટ લીધી અને અંતે બહાદુરી બતાવી રણમાં પડયા. પાટવી કુમાર રાજસિંહે પણ રણમાં ઝુઝી પ્રાણ ત્યાગ્યા. એ યુદ્ધમાં અનેક શૂરવીરો કપાઇ મુઆ. "

" મહારાજ કેશરીસિંહને બીજાં કંઇ સંતાન હતાં કે ? "

" હા, એક પુત્ર અને એક પુત્રી. "

"તેમનાં નામ યાદ છે કે ?"

"હા."

"શું ?"

"વિજય-કમળા."

આ સમયેજ વિજયની આંખ્યોમાંથી અશ્રુધારા વહેવા માંડી. હરીદાસે ચમકીને પૂછ્યું. "તમે કેમ રડો છો ?"

"હું જ્યારે રાજપૂરની વાત સાંભળું છું ત્યારે મારાથી રડી જવાય છે. વારૂ તે નાનાં પુત્ર-પુત્રીનું શું થયું ?"

"દુર્મદના કોપમાંથી બચાવવા તેમને એક વૃદ્ધ ભાયાત લઇ ગયો, અને પછી તેમનું શું થયું તેની કંઇ ખબર પડી નહિ. લોકોનું ધારવું એવું છે કે તે વૃદ્ધ પુરૂષ જે વખતે નાનાં બાળકોને લઇને નીકળ્યો, તે વખતે એક હાથી દાંતની પેટી સાથે લઇ ગયો હતો. તે પેટીમાં સાચાહિરા અને માણેક હતાં. તે એટલાં તો કીમતી હતાં કે જેનાથી રાજપૂર જેવાં અનેક રાજ્ય ઉભાં થઇ શકે. એ પેટી મેળવવાને દુર્મદે ઘણો પ્રયાસ કર્યો; પણ તે પેટી હાથ આવી નહિ. આજસુધી તે પેટીનો વૃદ્ધનો અને બાળકોનો પત્તોજ નથી."

"પછી દુર્મદે શું કર્યું ?"

"દુર્મદ રાજપૂરમાં એક સુબો નીમી નોત્તમ નગર ગયો અને પછી ચંદ્રાવતીને પાયમાલ કર્યું."

"તેના એ પાપનું શું પરીણામ આવ્યું તે જાણોછો ને ?" વિજયે પૂછ્યું.

"ના."

"તેને સરદાર બહાદુર ભુજંગસિંહે કેદ કરી જીવતો બાળી મૂકયો છે."

"હેં ! શું આ સાચી વાત છે ?"

"હા."

"પાપીને યોગ્યજ ફળ મળ્યું. અત્યાચારી હાલ નર્કની વેદના સહન કરતો હશે."

" એ વખતે તમે કયાં હતા?" વિજયે પૂછ્યું.

" એ વખતે હું રાજપુરમાંજ હતો."

" ત્યારે તો બધો બનાવ તમારા જોવામાં આવ્યો હશે?"

" અરે તે ભિષણુ દશ્ય યાદ કરતાં મારૂં હૃદય ધ્રુજી ઉઠે છે."

" તમારી સવીસ્તર હકીકત હવે જણાવો?"

" મારી હકીકતમાં દુઃખ સિવાય કશું સાંભળવાનું નથી. છતાં તમારી ઇચ્છાને આધિન થઇ હું મારી કષ્ટ કથાનો આરંભ કરૂં છું."

મારા પિતાનું નામ દેવધર હતું. રાજપૂરમાં તે વિદ્વાન શાસ્ત્રી ગણાતા. મારી માતાનું નામ મેનાંવતી હતું. મારી માતાને હું ઘણો પ્રિય હતો. અમારી ન્યાતમાં અમારૂં ઘર ઉંચું-કુળવાનમાં ગણાતું. મારાં માતાપિતા મને પરણાવી લ્હાવો લેવા ઇચ્છતાં હતાં. કુળવાનનો છોકરો પારણામાંથી ઝડપાવવો જોઇએ એ માન્યતા વાળાં મારાં માતાપિતાએ મારી દસ વર્ષની ઉમ્મરેજ મને લગ્નની સાંકળોથી જકડયો. લગ્ન શું તેનું પણ મને જ્ઞાન નહોતું. કયાંથી હોય? એટલી ઉમ્મરે કોઇને પણ જ્ઞાન હોય નહિ.

લગ્ન પછી છ માસે મારી મા મરણને શરણ થઇ. માતા મને હવે નહિ મળે જાણી હું ખૂબ રોયો. મારા પિતાએ મને છાનો રાખ્યો. મારી સોળ વર્ષની ઉમ્મર થતાં મારા પિતા પણ મરણ પામ્યા. મરનારની પાછળ ન્યાતો જમાડવી જોઇએ, આથી ન્યાતના લોકો મારી પાસે આવવા લાગ્યા; અને અમારા કુળવાનના ઘર પ્રમાણે સારૂં જમણ જમવાની આશા રાખવા લાગ્યા. મારા પિતાની સ્થિતિ સાધારણ હતી. તેઓ જો કે સારૂં કમાયા હતા પણ ન્યાતમાં સારૂં કહેવરાવવા અને ન્યાતના પટેલ થવામાં સારા-સારા જમણવાર કરી સંપત્તિ સમાપ્ત કરી હતી. તે વખતે ઘરમાં રોકડ નાણું મુદ્દલે નહોતું. દેવું કરી ન્યાત જમાડવાની હું વિરૂદ્ધ હતો. વળી મરણ પાછળ અને શ્રીમંત પાછળ ન્યાત કરવી નજ જોઇએ એવા વિચાર ધરાવતો હતો. મેં ન્યાત જમાડવાની ચોકખી ના પાડી. ન્યાતવાળા

અને સગાંવ્હાલાં મારી નિંદા અને ખોટું બોલવા લાગ્યાં. પણ મને કંઈ અસર થઇ નહિ. હું તો મારા વિચારને વળગી રહ્યો. પણ મારી સ્ત્રીનું મન દુઃખાવા લાગ્યું. અમે પતી–પત્ની હતાં; પણ અમારાં હૃદય જુદાં હતાં. હું એક હૃદય કરવાને અને સંસારનું ખરૂં સુખ સમજાવવાને ઘણોએ પ્રયત્ન કરતો હતો પણ સઘળું વ્યર્થ. અમારાં હૃદય એક નજ થયાં. અમારા કામમાં અને વિચારમાં વારંવાર મતભેદ પડવા લાગ્યા. હું મારી પત્નીને મારા વિચારને અનુકુળ નથી બનાવી શકતો જાણી મને ઘણુંજ લાગી આવતું. વળી તે સ્ત્રી અસંતોષી પણ બહુ હતી. ફલાણાની સ્ત્રી ફલાણું પહેરે છે, અમુકે તેની વહુને અમુક ઘરેણું ઘડાવી આપ્યું. તમે પણ મને બનાવી આપો. બસ આ વાત સિવાય બીજી વાત તેની પાસે મળેજ નહિ.

તે પોતાને મહા જ્ઞાની અને સમજદાર સમજતી. મારા શબ્દોને તે હશી કાઢતી. હું તેની નજરમાં અકલહિન જણાતો. આથી દિવસો જતાં અમારામાં રોશ વધ્યો. મારો સંસાર દુઃખ–ક્લેશમય થઇ પડયો. હું મારો ઘણો ખરો વખત બહાર ગાળતો. ફકત બે વખત જમવાનો અને રાત્રિએ સુવાનો સમય ઘરમાં ગાળતો.

ન્યાતવાળાઓએ અને સગાંઓએ મારો નિશ્ચય જાણી મારી સ્ત્રીને ચઢાવી. એક રાત્રે ઘેર આવતાંજ મેં તેનું મુખ ચઢેલું જોયું. પૂછતાં તે ધુરકી ઉઠી બોલી, "ભગવાન તમારાથી તોબાહ! મારે કર્મે તમે કયાંથી મળ્યા?"

મેં તેને પૂછ્યું કે છે શું? ત્યારે જવાબ મળ્યો કે, "ગમે એમ કરી ન્યાત કરો. ઘરડાંએ કરેલાં ખર્ચ આ ન્યાત નહિ કરવાથી ધોવાઇ જશે. તમારે તો બહાર ભટકવું એટલે કંઇ નહિ; પણ લોકોનાં મેણાં ટુણાં તો મારે સાંભળવાં પડે. વળી કદાચ જો વસ્તાર થશે તો તેમના કપાળમાં ડાંમ કોણ દેશે. વગેરે બાબતનું ખુબ ભાષણ તેણે કર્યું. હું તો મારા વિચારમાં મક્કમ રહ્યો. આથી તેણે આપઘાત કરવાનું જણાવ્યું. હું કંપ્યો અને છેવટે મેં મારૂં ઘર વેચી બાપનો વરો

કર્યો. ન્યાતવાળા જમીને વાહવાહ કહી રસ્તે પડયા, પણ હું ઘર વિનાનો થઇ ભાડાંના ઘરમાં રહેવા લાગ્યો.

હું મહારાજા કેશરીસિંહના દરબારમાં જુબાનીઓ લખવાનું કામ કરતો હતો. મને પૂરતો પગાર નહિ મળવાથી મારૂં ખર્ચ પણ પૂરૂં થતું નહિ. આવી રીતના વ્યવસાયમાં પાંચ વર્ષ નીકળી ગયાં. એક દિવસે સમય સાધી મેં મારી કર્મકથા પાટવી કુમાર રાજસિંહને જણાવી. તે ઘણા દયાળુ હતા. તેમણે એક મકાન અને એક હજાર સોના મ્હોરોનું મને દાન કર્યું.

મેં આશિષ આપી. મારી સ્ત્રીના આનંદનો પાર રહ્યો નહિ; પણ તેનો આનંદ વધુ ટક્યો નહિ. સંપત્તિ અને ઘર મળવાને છઠે માસેજ તે દશ દિવસ માંદી રહી મૃત્યુ પામી. તેના મરણથી મને ઘણું લાગી આવ્યું. મારૂં ઘર ભાંગ્યું. ઘર શૂનું લાગવા માંડયું. તેનું પણ મેં ખર્ચ કર્યું. મારા કુળને લીધે કન્યાઓનાં માગાં આવવા લાગ્યાં; પણ મારી ઇચ્છા પરણવાને બદલે પ્રભુ ભકતીમાં જીવન ગાળવાની વિશેષ હતી. આથી હું દરેકને ના પાડતો. વળી મારી ઉમ્મર પણ ચાળીશ વર્ષની લગભગ થવા આવી હતી.

આ અરસ્સામાંજ દુષ્ટ દુર્મદે અમારા નગરપર ચઢાઇ કરી. પરીણામે મારા મહારાજા રણમાં પડયા. રાજપૂર રંડાયું. સ્મશાનવત્ બન્યું. રાજપૂરપર સૂબો નીમાયો. પ્રજાને ઘણું દુઃખ પડવા લાગ્યું. એ દુઃખનો ચિતાર અત્યારે યાદ આવતાં મારૂં હૃદય રડે છે. તે સમયના દુઃખનું વર્ણન કરવું અશકય છે. ટુંકાણમાં દૈત્ય રાજ્ય અમલની સ્થાપના થઇ હતી. નવા સૂબાએ ન્યાયાલય સ્થાપ્યાં હતાં; પણ પ્રજાને ન્યાય મળતો નહોતો. ન્યાયાલયમાં નાણાં કાંકરાની માફક ખર્ચાય તોજ કંઇક ન્યાય મળે. સૂબાએ જુના નોકરોને રજા આપી હતી. હું કથાપુરાણુ વાંચી મારૂં ગૂજરાન નભાવતો હતો. હું સંતોષથી જો કે દિવસો નિર્ગમન કરતો હતો; પણ મને ખાવાપીવાની અગવડતા ઘણીજ નડતી હતી. મેં મારા મિત્રાને અને સગાંને વાત કરી. તેમણે

મને પરણવાની સલાહ આપી. રાંધવાના દુઃખે અને મારા દુર્ભાગ્યે મેં હા પાડી. જો કે મારો આત્મા મોટી ઉમ્મરે પરણવાને માટે ના પાડતો હતો પણ મારૂં મન પ્રબળ બન્યું હતું. મારાં સગાં અને મિત્રોએ એક રૂપવાન બાળા ખોળી કાઢી. આખા રાજપૂરમાં તે બાળા રૂપ ગુણસંપન્ન ગણાતી. હું તેની સાથે લગનની ગાંઠથી જોડાયો. આટલી વાત કરી તે વૃધ્ધ હરીદાસ રોઇ પડ્યો. તેની પાસે બેઠેલી તેની પત્નીની આંખ્યોમાં પણ અશ્રુપ્રવાહ વહેતો હતો.

વિજયે તેમને શાન્તિ આપતાં પૂછ્યું, "હું ધારૂં છું કે તમારાં બીજીવારનાં પત્ની આ બેઠાં છે એજ હશે?"

"હા, એ તેજ છે કે જેણે મારા માટે દુઃખોના પ્હાડ પોતાની ઉપર પડવા દીધા છે. પ્રભુની પાસે મારી એજ પ્રાર્થના છે કે અન્ય જન્મમાં પણ આવીજ પત્ની મને આપજે."

"પછી શું થયું?" વસંતે પૂછ્યું.

હું ઉમ્મરલાયક અને આ બાઇ ન્હાની તેથી ગામના લોકો ફાવે એમ બોલવા લાગ્યા. હું પણ મનમાં પસ્તાવો કરતો હતો. પણ આ બાઇ જો કે નાની હતી, પણ ઘણીજ સમજુ હતી. નાનપણથી તેનું મન સંસાર તરફ કરતાં જ્ઞાન અને વૈરાગ્ય તરફ ઘણું વળતું હતું. તેના એ સદ્‌ગુણ સાથે તેનામાં અપૂર્વ સૌન્દર્ય હતું. આ કુલીન કાન્તાએ મારો સંસાર ઉપાડી લીધો. તે મને પ્રસન્ન રાખી પ્રભુ પ્રકારે પૂજવા લાગી. તેના પવિત્ર પગલાંથી હું સારૂં કમાવા લાગ્યો. મારાં પાંચ વર્ષ સ્વર્ગ સુખમાં ગયાં. પણ હવે કુદરતને મારા સુખની અદેખાઇ આવી. ગામના કોટવાળની દૃષ્ટિ મારી પત્ની પર પડી. તેના સૌન્દર્યથી તે લોભાયો અને ગમે એ પ્રકારે મારી પત્નીને મેળવી તેનો પાપી હવસ પૂર્ણ કરવાનો તેણે નિશ્ચય કર્યો.

તેણે એક દિવસે કથા કરવાને બ્હાને મને તેને ત્યાં તેડાવ્યો. મેં કથા કરી. તેણે સારી દક્ષણા મને આપી. દર અઠવાડીયે મને કથા

કરવા આવવાનો હુકમ થયો. હું જવા લાગ્યો. તે મારી ઉપર ખોટો પુજ્યભાવ દર્શાવવા લાગ્યો. પરીણામે તેનું આવવું જવું પણ મારે ઘેર થવા લાગ્યું. મારી ગેરહાજરીમાં પણ તે આવવા લાગ્યો અને મારી પત્નીને લલચાવવા સારી–સારી વસ્તુઓ આપવા લાગ્યો.

બાઇ સમજુ હોવાથી તેની વસ્તુઓનો અસ્વિકાર કરવા લાગી. છેવટે તે પાપના પુતળા કોટવાળે તેની નીચ માગણી જાહેર કરી. બાઇનું મુખ ઉતરી ગયું. તેણે કોટવાળને સખ્ત શબ્દો સંભળાવ્યા. કોટવાળ ધમકી આપીને ચાલ્યો ગયો.

આ વાત તેણે મને જણાવી નહિ. તે એમ સમજતી હતી કે આવી વાત જણાવવાથી મને દુઃખ થશે. વળી બીજાં બે વર્ષ વીતી ગયાં. હું હવે કથા કરવાને પણ તે દુષ્ટને ઘેર જતો નહિ. આથી તે નરાધમે રાજ્યના અમલદારોને સૂચના આપી કે ગમે એ પ્રકારે મને હેરાન કરવો. સિપાહી–અમલદારોની ઘણી કનડગત્ થવા લાગી. હું કંટાળ્યો અને છેવટે ગામ ત્યાગવાના નિશ્ચયપર આવ્યો.

એક પ્રાતઃકાળે હું સંધ્યામાં બેઠો હતો. તેવામાં સિપાહીનું તેડું આવ્યું. મેં ગભરાઇને તેને આવવાનું કારણ પૂછ્યું. જવાબમાં તે સિપાહીએ ફક્ત એટલુંજ જણાવ્યું કે તમને કોટવાળ સાહેબ બોલાવે છે.

હું સંધ્યાની સમાપ્તિ કરી તેની સાથે ગયો. કોટવાળે મને જણાવ્યું કે તમારી ઉપર એક માણસે વિશ્વાસઘાતનો આરોપ મૂકી ફરિયાદી નોંધાવી છે.

હું એવું સાંભળતાં સ્તબ્ધ બન્યો અને તે માણસનું નામ પૂછ્યું, કોટવાળે નામ જણાવવાની સ્પષ્ટ ના પાડી, હું કોટવાળનું કારસ્થાન સમજ્યો. હું શાન્તીથી ઉભો રહ્યો. કોટવાળે મારો જવાબ માગ્યો. પણ હું શો જવાબ આપુ ?

કોટવાળે મને કેદમાં પૂરવાની ધમકી આપી. મેં તેના કાલાવાલા કર્યા. અંતે તેણે તેની નીચ માગણી મારી આગળ જાહેર કરી.

મેં તરતજ તેને ધિક્કારી કાઢયો. મને સિપાહી કેદમાં લઇ ગયો. પણ પછી બીજે દિવસે મને છૂટો કરવામાં આવ્યો. શામાટે છૂટો કરવામાં આવ્યો તેનું કારણ હું સમજી શકયો નહિ. મેં ઘેર આવી ગામ છોડવાની વાત કરી.

અમે એક શાહુકારને બોલાવી ઘર વેચાણ આપ્યું. ઘરનાં નાણાં સાથે બીજી મિલ્કત લઇ અમે રાતો રાત રવાને થયાં અને ચાર દિવસ મુસાફરી કરી મીઠાપૂર નામના એક નાના ગામમાં ઘર ભાડે રાખી રહેવા લાગ્યાં.

તે ગામમાં રહે અમને દસ વર્ષ વીતી ગયાં. ત્યાં સુધી અમારી પર કંઈ પણ દુઃખ આવી પડયું નહિ. આ વખતે એ ગામમાંથી થોડાંક માણસો જાત્રાએ જનાર હતાં. મેં જાત્રાએ જવાની ઇચ્છા ઘરમાં જણાવી. તેણે હા પાડી. હું ગામના લોકોની સાથે યાત્રાએ નીકળ્યો.

મારા જવાથી ઘરમાં કોઇ રહ્યું નહિ. રાજપૂરના કોટવાળની વાત વિસારે પડવાથી અમે તેનાથી નિર્ભય હતાં; પણ ખરૂં જોતાં તેમ નહોતું. તે પાપી કાન્તાની શોધ કરાવી રહ્યો હતો.

મારા ગયા પછી લગભગ એક માસે તે દુષ્ટ કોટવાળને અમારા નિવાસસ્થાનની ખબર પડી. આથી તે અધમે મારી ઉપર એક ખોટો કેશ ઉભો કર્યો; તે એવી રીતે કે રાજપૂરના એક વાણીયાએ અને મેં ખોટું ખત બનાવી એક માણસની પાસેથી રૂપીઆ વસુલ કર્યા છે. ખોટું ખત બનાવનાર વાણીયો અને પૈસા આપનાર ખોટો માણસ પણ તેણે ઉભા કર્યા. વાણીયાએ જુબાનીમાં મારૂં નામ જણાવ્યું.

કોટવાળે મારે ઘેર સિપાહી મોકલ્યો. કાન્તાએ હું જાત્રાએ ગયો છું એમ જણાવ્યું. આથી તેણે કાન્તાને કોર્ટમાં હાજર થવાનો હુકમ કાઢયો. સારા માણસની સ્ત્રી કદી દરબારમાં આવી જુબાની આપી શકે નહિ એવો જવાબ મળવાથી સિપાહી પાછો ગયો. તેણે કોટવાળને જવાબ સંભળાવ્યો. કોટવાળે ફરીથી તે સિપાહીને મોકલી કહેવરાવ્યું કે, જો દરબારમાં ન અવાય તો અમારા મકાને આવો, ત્યાં

તમારી જુબાની લેવામાં આવશે. હરીદાસ વિદ્વાન માણસ હોવાથી તમને આટલી છૂટ આપવામાં આવે છે.

નિરૂપાયે કાન્તા સિપાહીની સાથે ગાડીમાં બેસી રાજપૂર ગઇ અને કોટવાળના મકાને આવી. કોટવાળ મકાનની અંદરના ભાગમાં ધર્માત્માનો ઢોંગ કરીને બેઠો હતો, તેની પાસે બીજા બે માણસો પણ બેઠેલા હતા.

કાન્તા તે સ્થળે આવી એક બાજુએ ઉભી રહી. કોટવાળે નેત્રની સંજ્ઞાથી પાસે બેઠેલા માણસોને જતા રહેવાની સૂચના કરી. તેઓ ચાલ્યા ગયા. કાન્તા અને કોટવાળ એકલાં રહ્યાં. કોટવાળે વિકારમય નેત્રે કાન્તા તરફ જોયું. કાન્તા તેનો વિકાર કળી ગઈ. કોટવાળે બારણાં બંધ કર્યાં. કાન્તા ધ્રુજવા લાગી. કોટવાળે તેની નીચ માગણી જાહેર કરી. કાન્તાએ હિંમતથી ઇન્કાર કર્યો. પાપીએ બંદુક કાઢી. કાન્તા ગભરાઇ નહિ. તે હિંમતથી ઉભી રહી. કામોન્મત્ત પશુ છેકજ અંધ બન્યો. તેણે કાન્તાપર હુમલો કર્યો. કાન્તાએ ઘણીવાર સુધી પોતાનો બચાવ કર્યો. આમતેમ દોડતાં કાન્તાનું માથું દિવાલ સાથે અથડાયું. એટલામાંજ પુનઃ તે પાપીએ તેને પકડી. કાન્તા વ્યાકુળ બની બેભાન થઇ પડી. પાપીએ પાપ કર્મ કર્યું અને પછી કાન્તાને ગાડીમાં નાખી તેને ગામ મોકલી આપી. કાન્તા સાવધ થઇ. ધર્મભંગ–શીયળ ભંગ થએલી અબળાને જીવન ઝેર જેવું જણાયું. તેણે ઘેર આવી કલ્પાંત કર્યું અને પોતે હવે પતીની સેવાને લાયકની રહી નથી જાણી મરવાનો નિશ્ચય કર્યો. તેણે એક પત્રમાં સવિસ્તર બીના લખી જણાવ્યું કે હું ભ્રષ્ટ થએલી હોવાથી આ સંસારમાં જીવવા ઇચ્છતી નથી, હું આપઘાત કરી પ્રભુની પાસે જાઉં છું. પુનર્જન્મમાં તમારા જેવા પવિત્ર પતિની સેવાનો લાભ મળે એજ મારી મૃત્યુ સમયની વાસના છે. મારા મરણથી તમે દુઃખી થશો નહિ. ભ્રષ્ટ થએલી ભામિનીને મરવુંજ જોઇએ. તેને માટે જગતમાં સ્થાન નથી. ભ્રષ્ટા પવિત્ર પતિની સેવાને લાયક હોયજ નહિ. અને તેથીજ હું મારા દુઃખી જીવનનો અંત આણું છું. પ્રભુ તમને સુખી રાખો.

આવી મતલબનો પત્ર લખી કાન્તાએ એક પેટીમાં મૂક્યો અને પછી મરવાને તૈયાર થઇ. અમે જે ઘરમાં રહેતાં હતાં, તે ઘરમાં એક ટાંકું આવેલું હતું. તેમાં પાંચ છ માંથોડાં ઉંડૂં પાણી આવેલું હતું. કાન્તાએ તેમાં પડવાનો નિશ્ચય કરી ઢાંકણું ઉઘાડયું. તેણે આંખો બંધ કરી પ્રભુની પ્રાર્થના કરવા માંડી. એજ સમયે હું જાત્રાએથી ઘર તરફ આવ્યો અને બહારથી બારણું ઠોકયું. મને જવાબ મળ્યો નહિ. મેં બૂમો પાડી પણ વ્યર્થ. કાન્તાએ મારો અવાજ ઓળખ્યો. તેના કંઠમાં ડૂમો ભરાઇ આવવાથી તે જવાબ દઈ શકી નહિ અને પતિદેવને શો જવાબ આપીશ એમ શોચતી તે બેશુદ્ધ થઇ પડી.

મને જવાબ નહિ મળવાથી મેં ઘરનું બારણું ઉતારી નાખી અંદર પ્રવેશ કર્યો; તો કાન્તાની શોચનીય દશા માલમ પડી. હું તરતજ તેની પાસે દોડી ગયો અને તેનું માથું ખોળામાં લઇ તેની સારવાર કરવા લાગ્યો.

કાન્તાએ શુદ્ધીમાં આવતાંજ મારા ખોળાનો ત્યાગ કર્યો અને એક અપવિત્ર માણસ દૂર ખસી બેસે એ પ્રમાણે કાન્તા મારાથી દૂર ખશીને બેઠી. મેં કારણ પૂછયું. જવાબમાં તે બોલી શકી નહિ અને બેફાટ રડવા લાગી. મારા અતી આગ્રહથી છેવટે તેણે જે પેટીમાં પત્ર મૂક્યો હતો તે પેટી તરફ હાથ લંબાવ્યો. હું વ્યાકુળ ચિત્તે પેટી તરફ દોડયો અને પેટી ઉઘાડી. પત્ર હાથમાં આવ્યો મેં તે પત્ર વાંચ્યો.

પત્ર પૂર્ણ વાંચતાં મારા દુઃખ–શોકની સીમા રહી નહિ. મેં તે પાપીને બદલો આપવાની દ્રઢ પ્રતિજ્ઞા કરી. બાદ મેં મારી પત્નીને આશ્વાસન આપી જણાવ્યું કે; તું પોતાને ભ્રષ્ટ થએલી માને છે; પણ હું તો તને પરમપવિત્ર જ માનું છું. તેં તારા બચાવમાં ઘણુંએ કર્યું; છેવટે તારી બેશુદ્ધીમાં દુષ્ટે દુષ્ટ કર્મ કર્યું, એથી તું ભ્રષ્ટ થએલી મનાય નહિ. માણુસના મુડદાને કાગે એવી રીતે ભ્રષ્ટ કરવામાં આવે; પણ ચૈતન્યને અપવિત્ર કહી શકાય નહિ. માટે તું શાન્ત થા. હું તારો

પતિ છું અને તને પવિત્ર માનું છું. આવાં અનેક દ્રષ્ટાંતોથી મેં તેને શાન્ત કરી. આ પછી પાંચમે દિવસે હું રાજપૂર ગયો અને ન્યાયાલયમાં જઈ તેનીજ વિરૂદ્ધ ફરીયાદ કરી. ત્યાં બેઠેલું મંડળ આશ્ચર્ય પામ્યું. પાપીએ મને પકડવાનો હુકમ આપ્યો.

સિપાહીઓ મને પકડે એ પહેલાંજ હું તેની તરફ દોડી ગયો અને મારી પાસે છૂપાવી રાખેલી કટાર તેના કાળજામાં ભોંકી તેનો જીવ લીધો. મારી પ્રતિજ્ઞા પૂર્ણ થવાથી મને આનંદ થયો. અને પછી ખુશીથી સિપાહીઓને સ્વાધિન થયો. સિપાહીઓએ મને જેલમાં પૂર્યો. જેલમાં આઠ દિવસ રહ્યો અને પછી નવમા દિવસે જેલની ઉપરનું છાપરૂં તોડી હું મારી સાથેના બે કેદીઓ સાથે ત્યાંથી નીકળી નાઠો.

હું મધ્યરાત્રે ઘેર આવ્યો. સઘળી વાત કાન્તાને કરી. બાદ અમે બન્ને થોડુંક ધન લઇ રાતો રાત ત્યાંથી નીકળ્યાં અને કેટલાંક વર્ષ આમથી તેમ ફરી છેવટે આ સ્થળે આવી રહ્યાં. અહિં આવી રહે અમને ઘણાં વર્ષો વહી ગયાં છે. અમે અહિં પૂર્ણ શાન્તિ સુખમાં રહીએ છીએ." હરીદાસે તેની વાર્તા પૂર્ણ કરી આંખ્યોમાં આવેલાં અશ્રુ લ્હોયાં.

વિજય–વસંત આવી દુઃખદાયક વાર્તા સાંભળી ઘણાંજ દિલગીર થયાં. વાતમાં સાંજ પડી. સોમવાર હોવાથી મહાપૂજાની તૈયારી થઇ.

સઘળાંએ સ્નાન કરી શંકર ભગવાનની મહાપુજા કરી સ્તુતિ કરી અને પછી સાંજનું વાળુ કરી મોડી રાત્રે પોતપોતાના શયનસ્થાન પ્રતિ ગમન કર્યું. રાત્રિનો સમય. શિવાલયમાં શાન્તિ પથરાઇ રહી. સર્વે નિદ્રાને શરણ થઇ ગયાં. રાત્રિનું સાંમ્રાજ્ય શરૂ થઇ ચૂક્યું.



# પ્રકરણ ૧૯ મું.

## કાવત્રું.

મધ્યનિશાનો સમય હતો. સૃષ્ટિ શાન્ત હતી. શિવાલયમાં પણ શાન્તિનું સામ્રાજ્ય વ્યાપેલું હતું. શિવાલય નિવાસીઓ નિદ્રાનું શાન્તિ સુખ અનુભવી રહ્યાં હતાં. પવનથી હાલતાં વૃક્ષોનાં ડાળાં અને તેથી થતો પાંદડાંનો ખડખડાટ શાન્તિમાં ભંગરૂપ થઈ પડતો.

શિવાલયમાં સઘળાં નિંદ્રાવશ હતાં; પણ વિજયસિંહની ઉપર હજી સુધી નિદ્રાદેવીએ કૃપા કરી હોય એમ જણાતું નહોતું. શિવાલયના લાંબા–પહોળા ઓટલા ઉપર પથારીઓ પાથરી વસંત–વિજય અને તેના બે સેવકો સૂતેલા હતા. વિજય પથારીમાં પાસાં ઘસતો હતો. હરીદાસની વાતના વિચાર તેને થયા કરતા હતા. શી રીતે પ્રજાજનોનો ઉદ્ધાર કરવો ? શી રીતે ગએલાં રાજ્ય પાછાં લેવાં વગેરેના વિચારમાં ઘણી રાત વીતિ પણ વિજયને નિંદ્રા આવી નહિ. આ અરસામાં એક અવનવો બનાવ બન્યો. શીવાલયની આસપાસ આવેલા કોટની બીજી બાજુએ કોઇ બે માણસો વાતો કરતા હોય એમ વિજયને માલમ પડ્યું. વિજય તત્કાળ પથારીમાંથી ઉઠ્યો અને ધીમે પગલે એ તરફ ગયો. દિવાલની નજીક જઈ તેણે કાન માંડ્યા તો વાતો કરનારના અવાજ સ્પષ્ટ સંભળાયા. વિજયની ખાત્રી થઇ કે નક્કી માણસોજ છે. વિજયે વધુ ખાત્રી કરવાના ઇરાદે દિવાલના બાકામાં પગ ટેકવી ઉંચા થઇ જોયું તો જણાયું કે બે બુરખાવાળાઓ વાતો કરી રહ્યા છે. તેમની પાસે ફાનસ પ્રકાશી રહ્યું છે. વિજયે તેમના મુખ તરફ જોયું પણ ચહેરા ઢાંકેલા જણાયા.

વિજય નીચે ઉતરી તેઓની વચ્ચે ચાલતી વાતો ધ્યાનપૂર્વક સાંભળવા લાગ્યો.

લાંબી વાતને અંતે એકે બીજાને કહ્યું, "મારો વિચારતો એકજ સપાટે રાજ્યકુટુંબનો નાશ કરવાનો છે."

બીજો બોલ્યો, "ના, આપણે એમ ફાવીશું નહિ. એક પછી એક. રાજા પછી બીજા."

"રાજાને માટે કયારે વિચાર રાખીશું?"

"પરમ દિવસે."

"કયા વખતે?"

"ધોળે દિવસેજ."

"રાજકુમારના છૂપા જાસુસો ઘણા ફરે છે."

"તેમનાથી ડરવાનું કંઇ કારણ નથી. પ્રધાન અને પ્રજાનો ઘણો ભાગ આપણા વિચારને મળતો છે."

"રાજાનું કામ કેવી રીતે પૂરૂં કરીશું?"

"બંદુકોના બ્હારથી."

"તેના મહેલમાં જઇને?"

"ના, જો સાંભળ. પરમ દિવસે આહેરીયાંનો દિવસ હોવાથી રાજા–રાણી ગાડીમાં બેસી શિકારની સહેલગાહે જશે. ત્યાંથી પાછાં ફરતાં આપણે બંદુકોના બ્હારથી તેમને પૂરાં કરીશું."

"રાણીને પણ?"

"એમાં શું? તે પણ તેના પતિના પાપની ભાગીદાર છે. ગયા દુકાળમાં જયારે આપણા ભાઇઓ ભૂખથી ટાંટીયા ઘશીને મરણ પામતા હતા, ત્યારે તેમના મહેલમાં અમલદારો અને સરદારો નાચરંગ કરી આનંદ માણતા. દારૂ અને જાતજાતનાં પકવાનો ઉડતાં. ખાવાના પદાર્થો પગ તળે કચરાતા. આવું જાણી આપણામાંના એકે રાજાજીની રૂબરૂ જઇ ભૂખે મરતાઓની હકીકત જણાવી. ત્યારે રાજાજીએ જવાબ આપ્યો કે ભૂખે મરતાઓને ભલે ભૂખથી મરી જવા દો. તેવાઓને માટે આ રાજ્યમાં જગા નથી. આવો જવાબ રાજાએ આપ્યો હતો. રાણી પણ તે વખતે હાજર હતી. આવાં રાજા રાણી આપણે ન જોઇએ."

"મેં એમ સાંભળ્યું છે કે રાજકુમાર ઘણો સારો અને પ્રજાનું હિત ચાહનાર છે?"

"હા, પણ તેથી શું થઇ ગયું? ગમે એટલો પણ તે એક પાપી બાપનો બેટો છે."

"તેને પ્રજાનો ઘણો ભાગ ચાહે છે."

"ભલે ચાહે, પણ આપણે તેને જીવાડવો નથી."

"સૈનિકોમાંના ઘણા ખરા તેને વફાદાર છે."

"પણ આપણા અસંખ્ય માણસો આગળ તેઓ ટકી શકે એમ નથી."

"પ્રધાન રાજ્ય ગાદી ક્યારે લેશે?"

"રાજાના મરણ પછી કુમારનો નાશ કરીને."

"રાજાના ખૂનનું કામ તો આપણેજ કરવાનું છેને?"

"હા, અને તે આપણે કરીશું."

"પ્રધાન બદલો આપશેને?"

"જરૂર."

"ફરી તો નહિ જાયને?"

"ના, જો આ તેનું કબુલાત પત્ર." કહી તે માણસે ગજવામાંથી એક પત્ર કાઢી તેના મિત્રના હાથમાં મૂક્યો. બીજાએ ફાનસના અજવાળે પત્ર વાંચી તેને પાછો આપ્યો.

પત્ર ખીસ્સામાં મૂકતાં પ્રથમનાએ પૂછ્યું, "કેમ તારી ખાત્રી થઇને?"

"દોસ્ત! તારા કામમાં તે શું ખામી હોય?"

"લે હવે આપણે ચાલીશું?"

"તારી મરજી."

આટલી વાતચીત કરી તે બન્ને બુરખાવાળાઓ ફાનસ ઉપાડી ચાલતા થયા. વિજય દિવાલપર ચઢી તેમની પીઠ પાછળ જોઇ રહ્યો. બન્ને નગર ભણી વિદાય થઇ ગયા.

વિજય દિવાલપરથી નીચે ઉતરી શયનસ્થાને આવી પથારીમાં

સૂતો. જોએલો દેખાવ અને સાંભળેલી વાતોનો વિચાર કરવા લાગ્યો. તેની ખાત્રી થઇ ચૂકી કે ભયંકર કાવત્રું રચાયું છે. પ્રધાન અને પ્રજા ફુટેલી છે. રાજાનો જીવ નક્કી જશે. આવા વિચારમાં મોડી રાતે વિજય નિદ્રાવશ થયો.

પ્રાતઃકાળ થયો. જગત પ્રવૃત્તિમય થયું. સૂર્યભગવાને જગતને દર્શન દઇ સૃષ્ટિને શોભાવી. વિજયે રાત્રિના બનાવની તમામ વાત હરીદાસને વિદિત કરી.

હરીદાસના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેણે કહ્યું, "વિજય! આ બાબતમાં તમારૂં ધારવું શું છે?"

"રાજાનું ખૂન થશે અને સાથેજ રાજ્યક્રાન્તિ થશે." વિજયે જણાવ્યું.

"જય કોને મળશે?"

"પ્રધાનને."

હરીદાસે નિઃશ્વાસ નાખ્યો. વિજયે ચમકીને પૂછયું, "તમે નિઃશ્વાસ કેમ નાખ્યો?"

"કંઇ નહિ, સ્હેજ."

"તમે મારાથી વાત છૂપાવો છો?"

"કંઇક એવું ખરૂં."

"મને બીજાને માટે નથી લાગતું પણ ફક્ત રાજકુમારને માટે ઘણું લાગે છે."

"એ તો સુકાની સાથે લીલું પણ બળે."

"કોઇ ઉપાયે પણ તેના જીવનને બચાવવું જોઇએ."

"તેની ઉપર આપની આટલી બધી લાગણી શાથી?"

"તે દાનો અને ડાહ્યો છે. ભવિષ્યમાં જો તે રાજા થાય તો પ્રજાને સુખી કરે એવી મારી દ્રઢ માન્યતા છે, રાજકુમાર હોવા છતાં તે શાણો નમ્ર વિવેકી અને નિરાભિમાની છે."

"ત્યારે તો એવા રાજકુમારનું જીવન કિંમતી ગણાય." વસંતે કહ્યું.

"હા, અને તેથીજ તેની તરફ મારી લાગણી ખેંચાય છે."

"ઠીક છે, ત્યારે હું થોડાક દિવસ અહિં વધુ રોકાઇશ અને પ્રભુ કૃપાએ તે કુમારનું રક્ષણ કરવાના પ્રયત્ન કરીશ."

"પ્રભુ તમારૂં ભલું કરો." હરીદાસે આશિષ આપી.

"તમારે તે રાજકુમારની સાથે પરીચય છે?" વિજયે પૂછ્યું.

"હા, તે મને ઓળખે છે. મારા નિર્વાહનો બંદોબસ્ત તેણેજ કર્યો છે. વળી હું દર શનીવારે તેને ભગવત્ કથા સંભળાવવા જાઉં છું."

"મારે કુમારને મળવું છે."

"હું આજેજ તમને ત્યાં લઇ જઇશ."

"ક્યારે જઈશું?"

"સાંજે."

આ પછી સર્વ નિત્યકર્મ કરવામાં રોકાયાં. ભોજન સમય થયો. સઘળાં જમ્યાં. વાતોમાં વખત વિત્યો. સાંજ પડી. હરીદાસ, વિજય અને વસંત નગરમાં જવાને તૈયાર થયાં. વસંતે પુરૂષ પોશાક પહેરી લીધો હતો.

ત્રિપુટીનગરમાં પ્રવેશી રાજમેહેલે આવી. પહેરેગીરો હરીદાસને ઓળખતા હોવાથી અંદર જતાં કોઇએ અટકાવ કર્યો નહિ. મહેલના મુખ્ય દ્વારે આવી હરીદાસે પહેરો ભરતા સિપાહીને પૂછ્યું, "કુમારશ્રી છે કે?"

"હા, આપને આજે કેમ આવવું પડ્યું પંડિતજી?" સિપાહીએ પૂછ્યું.

"એક અગત્યના કામ માટે. કુમારશ્રી એકલા છે કે બીજું કોઇ છે?"

"સીતા બ્હેન છે."

"તું અમારા આવવાની ખબર આપ." હરીદાસે કહ્યું.

સિપાહી અંદર ગયો અને થોડીવારે હસતો-હસતો બ્હાર આવી બોલ્યો, " જાઓ, પધારો. "

હરીદાસ વસંત-વિજય સાથે અંદર પ્રવેસ્યા. રાજકુમાર અને સીતા કુમારી ખુરશીયોપર બેઠેલાં હતાં. વસંત-વિજયે રજવાડી રીત પ્રમાણે નમન કર્યું. હરીદાસે હાથ ઉંચા કરી આશિષ આપી. સીતા અને કુમાર સમાન વયસ્ક હતાં. તેમનું વય બહુધા સોળેક વર્ષનું અનુમાનથી જણાતું હતું.

સીતાએ પૂછ્યું, " પંડિત મહાશય! કેમ આગમન થયું છે? "

" હૃદયની ઇચ્છા બળવત્તર થતાં મન અહિં ખેંચી લાવ્યું. "

સિપાહી ત્રણ ખુરશીયો ગોઠવી ગયો. ત્રણે ખુરશીયોપર ગોઠવાયાં.

કુમારે વસંત વિજય તરફ દ્રષ્ટિ કરી પૂછ્યું, " પંડીતજી! આપની સાથેના આ ગૃહસ્થો કોણ છે? "

" તે પરદેશી છે. આપણા શિવાલયમાં લગભગ એક માસથી આવીને ઉતર્યા છે. "

" તમે કોણ છો? " કુમારે વિજયને પુછ્યું.

" મુસાફર. "

" તમારૂં વતન? "

અમારૂં વતન હાલ દુષ્મનોના કબ્જામાં હોવાથી અમે જયાં જઇએ અને રહીએ તેને જ વતન માનીએ છીએ. "

" તમારો દુષ્મન કોણ છે? "

" જેની સત્તામાં હાલ નોત્તમનગરનું રાજ્ય છે તે? "

" ત્યારે તો તમે ભુજંગસિંહના માણુસો હશો? "

" હા, અમે તેમનાજ સંબંધી છીએ. "

" તમે તેમની પાસે નહિ રહેતાં અહિં કયાંથી? "

" કંઇક મહાન કામ કરવાની ઇચ્છાથી અમે અમારા સરદારશ્રી છૂટાં પડયાં છીએ. "

" તમારૂં નામ? "

" વસંત અને વિજય. "

" અરે! તમારાં નામ તો મેં ઘણી વખત સાંભળ્યાં છે. સૈનિકોને તમારા શૌર્યની પ્રશંસા કરતા મેં સાંભળ્યા છે. તમારા જેવાં બહાદુરોના મેળાપથી હું અતી આનંદ પામું છું. તમે શિવાલયમાં ક્યારનાં આવીને રહ્યાં છો ? "

" લગભગ એકાદ માસ થયો હશે. "

વનવીરે હરીદાસ સામે જોઈ કહ્યું, " તમે મને ખબર નહિ આપવામાં મોટી ભૂલ કરી છે. આવા બહાદુરો તો રાજ્યનાં મહેમાન થઇ શકે. મને ઘણોજ અફસોસ થાય છે. "

" એમાં અફસોસ કરવા જેવું નથી. શીવાલય પણ આપનુંજ છેને ? " વસંતે કહ્યું.

" અહિં થોડા દિવસ રોકાશો ને ? "

" અમારો વિચાર તો આજેજ ઉપડી જવાનો હતો; પણ આપના રાજ્યમાં ચાલતાં કાવત્રાંથી તમારી સલામતીની ખાતર રોકાવાનો નિશ્ચય કર્યો છે. "

" મારી પ્રત્યેની લાગણીને માટે તમારો ઉપકાર માનું છું. " વનવીરે કહ્યું.

" કુમાર ! રાજ્યમાં પ્રપંચ જાળો પથરાઇ ગઇ છે. "

" હું જાણું છું. "

" તમારૂં જીવન પણ જોખમમાં છે. "

" તેમ પણ હું માનું છું, "

" તમારે અહિંથી નીકળી જવું જોઇએ. "

" હું પણ તેમને એજ કહ્યા કરૂં છું. " શાન્ત બેસી રહેલી સીતાએ કહ્યું.

" મારી જન્મ ભૂમિ અને મારા પ્રિય નગરનો ત્યાગ કરતાં હું મરવાનું વધુ પસંદ કરૂં છું. ભલે દુષ્મનો અને મારી પ્રજા મારા પ્રાણ લે; પણ હું તો છેવટ સુધી અહિંજ રહીશ. "

"જેવી આપની ઇચ્છા. વારૂ આપણા પક્ષનાં માણસો કેટલાં હશે ?"

"લગભગ હજારથી પંદરસો."

"સેનાપતિ કેવો છે ?"

"પૂર્ણ વફાદાર."

"તમારા અંગરક્ષકો ?"

"તે પણ વફાદાર છે."

"અમે અહિં રહીએ તેમાં તમે ખુશી છો ને ?"

"તમારા પરીચયથી આનંદ થયો છે. તમારા રહેવાથી મારા આનંદમાં વધુ વધારો થશે. વળી બહાદુર માણસોની મદદ આવા સમયે મને કિંમતી થઇ પડશે ?"

"એવા સમયે તમારે મારી સૂચના માન્ય કરવી પડશે ?"

"બહાદુરની સૂચના વ્યાજબીજ હોય છે."

આ પ્રમાણે ઘણી વાતો થઇ. વસંત-વિજયે જવાનું મુલતી રાખી ત્યાં નિવાસ કર્યો. રાજકુમારે તેમનું સારૂં સ્વાગત કર્યું. રાત્રિનું ભોજન ત્યાં થયું. સીતાકુમારી ઘણી આનંદ પામી.

રાત્રિનો દ્વિતીય પ્રહર થતાં વસંત-વિજયે કુમારની રજા માગી. કુમારે ત્યાં રહેવાનું કહ્યું. જવાબમાં વિજયે તેના કાનમાં કંઇ છૂપી વાત કરી કે જેથી કુમારે વધુ આગ્રહ નહિ કરતાં જવાની રજા આપી.

વિજયે જતાં પહેલાં રાજકુમારની મહોર મુદ્રાવાળો એક પત્ર લઈ લીધો, કે જે બતાવતાં જે વફાદાર હોય તેને તેમાંનો હુકમ માન્ય કરવોજ પડે.

વસંત-વિજયે બહાર નીકળી હરીદાસને કહ્યું, "તમે શિવાલયે પધારો, અમે એકાદ કલાક પછી ત્યાં આવીશું."

"ક્યાં જવાનો વિચાર છે ?"

"અમારો વિચાર રાજાના ખૂનીને ઓળખી લેવાનો છે."

"ભલે, પણ સંભાળ રાખજો."

"કંઇ ફિકર કરશો નહિ."

હરીદાસ શિવાલય તરફ ચાલતા થયા. વસંત–વિજય નગરમાંની એક ગલી તરફ વળ્યાં.

આ ગલીમાં ચોર–લુચ્ચા અને ખુનીઓ રહે છે એવું વિજયે રાજકુમાર પાસેથી જાણી લીધું હતું. આ ગલીની દેખરેખને માટે રાજકુમારે કેટલાક વફાદાર જાસુસોને પણ રોકયા હતા.

વસંત–વિજય જે વખતે આ ગલીમાં પ્રવેસ્યાં, તે વખતે નાકા ઉપર બે જાસુસો ઉભેલા હતા. વિજય–વસંત તેમની પાસે આવી ઉભાં. નવાં માણસોને પોતાની નજીક ઉભેલા જોઈ બન્ને જાસુસો આશ્ચર્ય પામ્યા. આ જાસુસો રખેને બદમાસો ન હોય તેની ખાત્રી વિજયે કરી લીધી અને પછી રાજકુમારની મહોર છાપવાળો પત્ર વિજયે તે જાસુસોને બતાવી આગળ પ્રયાણ કર્યું. આ ગલીના મધ્ય ભાગે એક પડી ભાંગેલું મોટું મકાન આવેલું હતું. આ મોટા મકાનની આસપાસ બીજાં નાનાં ઘર અને ઝુંપડાંઓ પણ અનેક આવેલાં હતાં. ઘરના દેખાવ ઉપરથીજ માલૂમ પડતું હતું કે આ સ્થળે એવા હલકા લોકોજ રહેતા હોવા જોઇએ. એ મોટું મકાન કેટલીક વખત તો ઘણા દિવસો સુધી બંધ રહેતું. વળી કેટલાક દિવસ માણસોની વસ્તીવાળું જણાતું. એ મકાન આગળ આવી વિજયે ધ્યાનપૂર્વક જોયું તો જણાયું કે મકાન બંધ છે. પણ અંદર દીવો બળે છે.

વિજયે વસંતને કહ્યું, "મારા ધારવા મુજબ આ મકાનમાં અત્યારે ઘણાં માણસો એકત્ર થએલાં હોવાં જોઇએ."

"ચાલો આપણે અંદર જઇ તપાસ કરીએ." વસંતે કહ્યું.

"એટલું સાહસ ખેડવાની જરૂર નથી." વિજય આગળ બોલે એવામાં દૂરથી કોઈ માણસના આવવાની પગરવટ સંભળાઇ.

વિજય–વસંત નજીકમાં આવેલા એક ખાલી ઝુંપડામાં છૂપાઇ ઉભાં. મોટા મકાનની સામે એક સરકારી ફાનસ બળતું હતું. આવ-

નાર માણસ મોટા મકાનના દ્વાર આગળ આવી ઉભો. વિજયે ફાનસના અજવાળે તેનો ચ્હેરો જોયો. એટલામાંજ તે માણસે જોરથી બારણું ઠોકયું.

અંદરથી ધીમો અવાજ સંભળાયો કે, "કોણ?"

"હું?"

"નંબર?"

"સત્તાવીશ."

મકાનનું બારણું ઉઘડ્યું. તે માણસ અંદર ગયો. પુનઃ બારણાં બંધ થયાં.

વિજયે કહ્યું, "મેં તેને ઓળખી લીધો."

"શા ઉપરથી?"

"તેના અવાજ ઉપરથી."

"તમે તેનો અવાજ કયારે અને કયાં સાંભળ્યો હતો?"

"મેં જે એ માણસોની વાત જણાવી હતી; તેમાંનો આ એક છે."

થોડીવાર થતામાં એકાએક તે મકાનનાં દ્વાર ઉઘડયાં અને તેમાંથી પચીસ માણસો હાથમાં ફાનસો લઇ બહાર નીકળ્યા. તેમનો દેખાવ આ વખતે ભયસૂચક હતો. તેઓ ત્યાંથી નીકળી ચાલવા લાગ્યા.

વસંત વિજય તેમની પાછળ જવા લાગ્યાં. આગળ ચાલતું ટોળું નગરની બહાર નીકળી શિવાલયની પાછળ આવેલી ઝાડીના વચ્ચે આવેલા એક ચોગાનમાં બેઠું. વસંત વિજય ત્યાં એટલામાંજ છૂપાઇ ઉભાં. ફાનસોનો પ્રકાશ ચારે તરફ પથરાઈ રહ્યો. તે ટોળાની વચ્ચે એક કદાવર ભયંકર ચ્હેરાનો અને ખૂની આંખ્યોના દેખાવ વાળો પુરૂષ બેઠો હતો. એ તેજ હતો કે જેને વિજયે ખૂની તરીકે ઓળખ્યો હતો.

ટોળામાંના એક માણસે ચલમ ભરી. સઘળાએ વારા ફરતી પી ધૂમાડો કાઢયો. ધૂમ્રપાન થઇ રહ્યા બાદ ખૂની આંખ્યોવાળા પુરૂષે કહ્યું, "કેમ આપણો વિચાર કાયમ છે ને?"

"અમારો વિચાર કાયમ છે." સઘળાએ જવાબ આપ્યો.

"આ કામમાં મરવાનું છે."

"અમે મરીશું, પણ ધારેલું તો જરૂર પુરૂં કરીશું."

"મારીપર વિશ્વાસ છે ને ?"

"હા, માનસીંગ જે કંઇ અને જે કરે તેમાં અમારો પુરો વિશ્વાસ છે."

"બસ ત્યારે થાવ તૈયાર. આપણી મહેનત સફળ થશે."

"અને આપણો પણ ગરીબીમાંથી છૂટકો થશે."

"ખરેખર, આ કામમાં સારો ભાગ લેનારને પ્રધાનજી તરફથી ભારેમાં ભારે શીરપાવ મળશે."

"અને તેથીજ અમે જીવસટોસટના ખેલ ખેલીશું."

"તે દિવસે બરાબર દેખરેખ રાખજો, જે કોઇ વફાદાર જણાય તેને તો ભોંય ભેગોજ કરજો."

"અમને કાંઇ કહેવું પડે એમ નથી."

માનસંગે દરેકનાં મોં સામે જોયું. બધાનાં મુખ આનંદી અને ઉત્સાહી જણાયાં.

આ પછી નિશાચરોની સભાની સમાપ્તિ થઇ. સઘળા ફાનસો ઉપાડી નગર તરફ ચાલતા થયા. તેમના ગયા પછી વસંતે કહ્યું, "રાજાનો જીવ જરૂર જશે."

"જે થાય એ ખરૂં." વિજયે વિચારવશ વદને જવાબ આપ્યો.

"આપણે પણ ઘણું સંભાળવાનું છે."

"હા, આપણા માથે મહાભારત કામ આવી પડયું છે."

આમ વાતો કરતાં બન્ને શિવાલયમાં આવ્યાં. હરીદાસ જાગૃતાવસ્થામાં બેસી રહી તેમની રાહ જોઇ રહ્યો હતો. વિજયે તમામ વાત તેને જણાવી. હરીદાસે પાપીઓનું પ્રબળ જાણી નિઃશ્વાસ નાખ્યો. બાદ રાત્રિ વધુ વિતવાથી તેઓ શૈય્યાવશ થયાં.

# પ્રકરણ ૨૦ મું.

## રાજા અને રાણીનાં ખુન.

કનકપુરનો રાજા ન્હારસિંહ આજે શીકારે જનાર હતો. રાણી અને તેના અંગરક્ષકો પણ સાથે જનાર હતા. મધ્યાન્હકાળે રાજા નીકળનાર હતો અને સાંજે પાછો ફરનાર હતો. પ્રજામાં અને સૈન્યમાં ફેલાએલા અસંતોષની વાત રાજા જાણતો હતો, તેથી સ્થળે-સ્થળે સૈનિકોનો પહેરો મૂકી દીધો હતો. પહેરેગીર સીપાહીઓમાંના ઘણાખરા વફાદાર હતા.

રાણી ઘણી શાણી હતી. પોતાની પ્રજા અસંતુષ્ટ થઇ છે એવું તે સારી રીતે જાણતી હતી; અને તેથી તેણે પ્રજાનું દુઃખ દૂર કરવા રાજાને ઘણી વખત કહેલું, છતાં રાજાએ તેના કહેવા તરફ દુર્લક્ષ્ય આપ્યું હતું.

જે રાજાને બહાર નીકળતાંજ પ્રજાના મુખમાંથી તેના નામની જય ગર્જનાઓ પોકારતી અને અનેક જનો જેને વંદન કરતાં, તે રાજાની જયગર્જના કે વંદના હવે કોઇ કરતું નહોતું. તેને બદલે પ્રજાના મુખમાંથી રાક્ષસ દૈત્ય મુઓ રાજા વગેરે શબ્દો સંભળાતા.

ચતુર રાણીએ આજે શીકારે નહિ જવાને માટે રાજાને ઘણુંએ સમજાવ્યો; પણ રાજા તેની હઠને વળગી રહ્યો. ભાગ્યમાં લખ્યું હશે તેમ થશે જાણી રાણીએ પણ સ્વામીની સાથે જવાની તૈયારી કરી. મધ્યાન્હ થતાં જવાની તૈયારી થઇ ચૂકી. અંગરક્ષકો મહેલની આગળ ઘોડેસ્વાર થઇ તૈયાર ઉભા. રાજા શિકારે નીકળે છે એ જણાવવાના ઇરાદે રાજગઢીપર નોબત વાગવા લાગી.

રાજકુમાર વનવીર માતાની પાસે આવ્યો. તેનું મુખ ઉદાસ જણાતું હતું. માતાએ તેને માથે હાથ મૂકી કહ્યું, " બેટા ! હું તારા પિતાની સાથે જાઉં છું. "

"ખુશીથી પધારો; પણ મને આજનો રંગ વિચિત્ર જણાય છે."

"મેં તારા બાપુને ઘણાએ સમજાવ્યા; પણ માનતા નથી."

"જેવું આપણું ભાગ્ય."

"બીજી કંઇ ખબર છે?" રાજદેવીએ પૂછ્યું.

"હા, ખૂનનીજ વાતો ચાલી રહી છે."

"ખૂન ક્યારે થનાર છે?"

"ઘણું કરીને આજેજ."

"ખરેખર, પ્રજા ઘણીજ કકળી રહી છે."

"કોઇ પણ પ્રજાજનના મુખપર રાજ્યભક્તીનાં ચિહ્ન જણાતાં નથી. આપણને અને આપણા વફાદાર સેવકોને જોતાંજ તેઓ ધિક્કારમય નજરો ફેંકે છે."

"એમાં આપણે શું કરી શકીએ એમ છીએ?" રાણીએ કહ્યું.

"પ્રભુનું ધાર્યું થશે. તમે સુખરૂપે પાછાં આવો એજ મારી ઇચ્છા છે."

રાજા તૈયાર થઇ બહાર નીકળ્યો. રાણી કુમારથી છૂટી પડી રાજાની સાથે ગાડીમાં બિરાજી. અંગરક્ષકો ગાડીની આગળ પાછળ ગોઠવાઇ ગયા.

લોકોનાં ટોળે ટોળાં રાજમાર્ગ પર એકત્ર થયાં હતાં. સિપાહીઓ બળાત્કારથી તેમને દૂર રાખી રહ્યા હતા. રાજાની ગાડી નજરે પડતાંજ લોકોએ કોલાહલ મચાવી મૂકયો. એક પણ પ્રજાજને રાજાની જય બોલાવી નહિ. એકે પણ રાજા રાણીને નમન કર્યું નહિ. સઘળાંના મુખપર તિરસ્કારની લાગણીઓ પ્રકટી નીકળી. રાજા અને તેના અંગરક્ષકો જોતજોતાંમાં નગરની બહાર નીકળી અરણ્ય તરફ રવાને થયા. તેમનો રસ્તો શિવાલય આગળ થઇને હતો. વસંત–વિજય અને હરીદાસ વગેરેએ રાજાને જતાં જોયો. રાજાના અદશ્ય થયા પછી વિજયે વસંત પ્રત્યે કહ્યું, "એ રાજાજ આજે ખૂનીનો ભોગ થનાર છે."

"નગરમાંથી તો સુખરૂપે બહાર નીકળી આવ્યો, હવે શું છે?"

વસંતે પૂછ્યું.

" પાછો ફરતાંજ તેના ખૂનનું કાવત્રું રચાએલું છે."

" મને લાગતું નથી કે ખૂનીયો તેમના કામમાં ફાવી શકે?"

વસંતે કહ્યું.

" કેમ વારૂ?" વિજયે આશ્ચર્ય દર્શાવતાં પુછ્યું.

" રાજાની સાથે કેટલા બધા અંગરક્ષકો છે, તે તમે જોયાને?"

" એટલે?"

" એવા મજબુત રક્ષણમાંથી રાજાનું ખુન થવું અશક્ય છે."

" પણ ખૂનીયો ઘણા ચાલાક હોય છે."

" ત્યારે અંગરક્ષકો પણ કયાં ઓછા સાવધ રહે છે?"

" જે થશે તે આજેજ જણાશે." વિજયે કહ્યું.

" આપણે ગમે એ પ્રકારે રાજાને બચાવવો છે."

" પ્રયત્ન કરીશું; પછી તો જેવું તેનું ભાવિ."

" ચાલો ત્યારે આપણે પણ તૈયારી કરીએ."

" કયાં જવાની?"

" રાજાના રક્ષણાર્થે."

" રાજાને પાછો ફરતાં હજી ઘણો વખત લાગશે; તે વખતે આપણે પણ નીકળીશું."

" આપણે કેવા વેશથી નગરમાં જવું?"

" સૈનિકોના વેશથી."

" આપણી સાથે એકાદ માણુસ હશે તો ઠીક પડશે."

" આ ભૂપત આપણી સાથે આવશે." વિજયે જણાવ્યું.

વસંત–વિજય અને ભૂપત સૈનિક સ્વાંગ ધારણ કરી તૈયાર થયાં. જોઈતાં શસ્ત્ર–અસ્ત્રો પણ સાથે લઇ લીધાં. વિજયે ભૂપત અને વસંતને કેટલીક સૂચનાઓ અને સંજ્ઞાઓ જણાવી.

છેવટે સાંજ પડી. રાજાને પાછા ફરવાનો સમય થયો. તૈયાર થએલી ત્રિપુટી નગરમાં જવા નીકળી. વૃદ્ધ હરીદાસ તેમની પાછળ જોઇ રહ્યો

ત્રિપુટી દેખાતી બંધ થતાં હરીદાસે શિવાલયમાં આવી પ્રભુ પ્રાર્થના કરી. વસંત–વિજય અને ભુપત નગરમાં દાખલ થયા. લોકોનાં ટોળે ટોળાં તેમની નજરે પડવા લાગ્યાં. સિપાહીઓ થોડે થોડે અંતરે પહેરો ભરી રહ્યા હતા. કેટલાક લોકો સિપાહીની સાથે મારામારી અને ગાળાગાળી કરતા હતા. લોકોનાં મુખપર ગુસ્સાની લાગણીઓ પ્રકટપણે જણાતી હતી.

વિજયની આંખ્યો પેલા ખુનીઓને ખોળી રહી હતી, પણ ખુની ટોળામાંનો એક પણ માણસ તેની નજરે પડયો નહિ. વસંત–વિજય અને ભૂપત આસપાસ ઘણું ફર્યા; પણ તેમને જે જાણવું હતું તે જણાયું નહિ. બાદ ત્રિપુટી નગરના પ્રવેશદ્વાર આગળ આવી ઉભી.

વિજયે કહ્યું, " વસંત ! લોકોની લાગણી જોઇને ? "

" હા, સર્વના મુખપર ધિક્કાર અને દુઃખની છાયાઓ છવાએલી છે. "

" લોકો બિચારા શું કરે ? રાજાએ જુલ્મ કરવામાં પણ કંઇ બાકી રાખ્યું નથી. ગયા દુકાળમાં લોકોનાં ઘરમાં અનાજનો એક દાણો પણ નહોતો, છતાં રાજાએ લોકોનાં ઘર–બાર અને જમીનો લઇ કરવસુલ કર્યો હતો. વળી મે એવી પણ વાત સાંભળી હતી કે, આ નગરનો એક પ્રમાણીક માણસ કે જે વારંવાર દુકાળ પડવાથી ઘણો ગરીબી હાલતમાં આવી ગયો હતો. આથી ગયા દુકાળમાં તેની પાસે ગુજરાન ચલાવવા જેટલું પણ સાધન રહ્યું નહોતું. તેનું કુટુંબ પણ ઘણું મોટું હતું. નાનાં બચ્ચાંઓ અને સ્ત્રીયોની સંખ્યા વિશેષ હતી. સૌના ગૂજરાનનો આધાર તે માણસપર અને તેના એક ભાઇ પર હતો. બીચારા બન્ને ભાઇઓ ખેતીનો ધંધો કરતા હતા. તેઓ જો કે ગરીબ હતા, પણ તેમના પ્રમાણીકપણાથી જનસમાજમાં સારી રીતે માનીતા અને જાણીતા થએલા હતા. આ બે ભાઇઓ પાસે જમીનની મહેસુલનું પાછલી સાલોનું લેણું નીકળતું હતું. બન્નેએ પોતાની ગરીબ દશા જણાવી રાજાને ઘણીએ વિનંતીયો કરી હતી છતાં રાજાએ લ્હેણું માફ કર્યું નહિ. ગયા દુકાળમાં જમીનના કર સાથે લેણામાં વૃદ્ધિ થઇ.

અમલદારે તાકીદ આપી. તે ગરીબ ભાઇઓ ખેતીમાં નિષ્ફળ જવાથી કર અને લ્હેણું કેવી રીતે આપી શકે? રાજાના અમલદારે રાચરચીલાં સાથે ઘર અને જમીન જપ્ત કરી. બન્ને ભાઇઓ તેમનાં બાળબચ્ચાં અને સ્ત્રીયો સાથે મેદાનમાં પડી રહેવા લાગ્યા. રાજાની બીકે તેમને કોઇએ આશ્રય પણ આપ્યો નહિ. આજના જેવો તે વખતે પ્રજામાં સંપ પણ નહોતો. તે બિચારાં ગરીબ જનોની ઘણીજ અવદશા થઇ. તે એવી રીતે કે તેમને ચાર–ચાર દિવસોના અપવાસ થયા નાનાં બાળકો અન્ન–અન્નની બૂમો પાડવા લાગ્યાં. રાજાના ભયે તેમને મદદ કરતાં પણ લોકો ડરતા હતા. આવી દુઃખદાયક દશાથી કંટાળી બન્ને ભાઇઓ છૈયાં–છોકરાંઓને લઇ રાજમહેલ આગળ આવ્યા. એ વખતે રાત્રિ હતી. તે દિવસે રાજાની જન્મતિથી હોવાથી રાજમહેલમાં ગાન–તાન અને આનંદ વર્તી રહ્યો હતો. ન્હારસિંહ રાજા તેના સરદારો સાથે યથેચ્છ મદીરા પાન કરી રહ્યો હતો. અમલદારો અને સરદારો નિશાથી ચકચૂર બનેલા હતા. જાતજાતનાં પકવાનો જમીનપર પડી પગ તળે છૂંદાતાં હતાં.

પેલા બન્ને ભાઇઓમાંથી એક ભાઇ રાજમહેલના પ્રવેશ દ્વારે આવ્યો. સિપાહીએ તેને અટકાવ્યો. દુઃખથી દિવાના જેવો બનેલો તે માણુસ સિપાહીને ધક્કો મારી અંદર ઘુશી ગયો અને જ્યાં રાજા બેઠો હતો, ત્યાં આવી ઘુંટણીએ પડી ઝાર–ઝાર રડવા લાગ્યો.

તેના આગમનથી રાજા અને સરદારો આશ્ચર્ય પામ્યા અને કૌતુહલ પૂર્ણુનેત્રે તેને રડતો નિહાળી રહ્યા.

છેવટે રાજાએ તેને ઓળખી નિશાના આવેશથી કહ્યું, " તું કેમ આવ્યો છે? "

તરતજ તે માણુસે બે હાથ જોડીને દીનવાણીથી કહ્યું, " મહા-રાજ! મારી એક પ્રાર્થના છે. "

આવું સાંભળી રાજાએ ગુસ્સે થઇ કહ્યું, જા, સવારે આવજે.

પણ તે માણસે ત્યાંથી નહિ જતાં કહ્યું, મહારાજ! હું ઘણો દુઃખી છું. સુખીને દુઃખીના દુઃખની ખબર પડે નહિ. અમારી અંતીમ દશા આવી પહોંચી છે. મને અને મારાં સ્ત્રી અને નાનાં બાળકોને આજે ચાર–ચાર દિવસના અપવાસ થયા છે. રાજ્યના ઋણીને રોટલાની ભીખ આપતાં પણ પ્રજાજનો ડરે છે. મહારાજ! આજે આપના આયુષ્યનો સુમાંગલીક દિવસ છે. આ સ્થળે ઉંચી જાતનાં પકવાનો પગ તળે છૂંદાઇ વ્યર્થ જાય છે. આપ લગીર બહાર પધારી મારાં ગરીબ બાળકો તરફ અમીદ્રષ્ટિથી જુવો, ભૂખના દુઃખથી તેમના મુખે ફીણ આવ્યું છે; તો હે કૃપાનિધાન! આ કચરાતા–જમીનપર બગડતા ટૂકડા અમને આપી અમારી ક્ષુધાને શાન્ત કરો. દયાનાથ! આપની પ્રજા છું. હું કયાં જાઉં? દયા કરો–દયા કરો. વગેરે આવા કરૂણામય શબ્દોવડે તે દુઃખી માણસે રાજાની પ્રાર્થના કરી; પણ તે મદોન્મત્ત રાજાને કે તેના કોઇ અમલદારને તેની ઉપર કરૂણા ઉત્પન્ન થઇ નહિ. પોતાના આનંદમાં ભંગ પડેલો જાણી રાજા ગુસ્સે થયો અને તેજ પળે તેણે સિપાહીઓને બોલાવી ફરમાવ્યું કે તે ભૂખડાંઓને મારીને કાઢી મૂકો.

રાજાની આજ્ઞા થતાં સિપાહીઓનું તો પૂછવુંજ શું? તે નરરાક્ષસોએ ગરીબોને મારમારી દૂર હાંકી મૂક્યાં. અંતે તે ગરીબ માણસનાં ચાર બચ્ચાં અને બે સ્ત્રીઓ ભૂખથી મરી ગયાં. રાજકુમારના જાણવામાં આ વાત આવતાં તે ઘણો દિલગીર થયો. તેણે તત્કાળ તે માણસને તેના જીવતાં રહેલાં માણસો સાથે પોતાની પાસે બોલાવી આશ્રય આપ્યો. પોતાને મળતા ખર્ચમાંથી તે ભલા કુમારે તે ગરીબ માણસને દેવામાંથી મૂક્ત કર્યો. તે માણસ આજે રાજકુમારના અંગરક્ષકોનો ઉપરી છે.

કહે વસંત! આવા અત્યાચારથી દુષ્ટ રાજાનીપર કાળ કુદરત અને પ્રજા કોપે કે નહિ?"

"કોપેજ. અત્યાચારીઓને તેમનાં દુષ્કર્મનાં ફળ આ અવનીમાંજ

મળે છે. મદોન્મત્ત રાજાને અને સત્તામાં અંધ બનેલા સરદારોને ગરીબ જનોના દુ:ખની ખબર કેવી રીતે પડે ? એતો જે ભોગવે તેજ જાણી શકે. એવા પ્રજાપીડક રાજા અને અમલદારોને પ્રજા ધિક્કારની નજરે જુએ અને તેઓનાં કાશળ કાઢવા ઇચ્છે તેમાં નવાઇ જેવું કંઇ નથી." વસંતે કહ્યું.

"રાજા ન્હારસિંહના શિરપર આજે કાળચક્ર ફરી રહ્યું છે."

"હા, લોકો ઘણાજ ઉશ્કેરાએલા માલૂમ પડે છે."

"આપણે પણ પૂર્ણ સાવધાનતાથી રહેવાની જરૂર છે. આપણે રાજાનું રક્ષણ કરવા અહિ ઉભાં છીએ એવું જો કોઇના જાણવામાં આવ્યું તો આપણા પણ ભોગજ મળ્યા સમજવા."

"એવી સંભાળ રાખવાની ખાસ જરૂર છે."

આમ વાત ચાલી રહી હતી, તેવામાં રાજમહેલ તરફથી એક ઘોડેસ્વાર દોડતે ઘોડે આવતો જણાયો.

વસંતે તેને બતાવી કહ્યું, "જુઓ, પેલો કોઇ સ્વાર દોડતે ઘોડે આપણી તરફ આવે છે."

વિજયે તેની તરફ જોઈ કહ્યું, "વસંત! તે આવનાર ઘોડેસ્વાર રાજકુમારના અંગરક્ષકોનો ઉપરી સરદાર છે. જે ગરીબ માણસને કુમારે આશ્રય આપ્યો હતો એ તેજ છે."

"શું તે રાજાનું રક્ષણ કરવા આવતો હશે ?"

"શું ખબર પડે ? તેના અહિં આવ્યા પછી જણાશે."

આવનાર ઘોડેસ્વાર વસંત-વિજયની પાસે આવી ઘોડાપરથી નીચે ઉતરતાં બોલ્યો, "સારૂં થયું કે તમે અહિંજ મળી ગયા. હું તમારી તરફજ આવતો હતો ?"

"કેમ કંઇ કામ પડ્યું છે ?" વિજયે પૂછ્યું.

"હા, કુમારશ્રીએ મને તમારી પાસે મોકલી કહેવરાવ્યું છે કે જે થવાનું છે તે આજેજ થવાનું છે, માટે ખૂબ સંભાળ રાખજો."

"કુમારને જઇને કહેજો કે તમે બેફિકર રહેજો. અમે અમા-

રોથી બનતું કરીશું."

"વારૂ આ મામલા વિશે તમે શું ધારો છો ?" તે સરદારે પૂછ્યું.

"તમે જેટલું જાણો એનાથી ઘણુંજ થોડું અમે જાણીએ; કારણકે અમે પરદેશી છીએ."

"મારૂં તો માનવું છે કે આજે રાજાનું મ્હોત થવુંજ જોઇએ."

"પ્રભુ તેને બચાવે." વિજયે ઉદ્ગાર કાઢ્યા.

વિજયના આ ઉદ્ગારથી તે સરદાર કંઇક ગુસ્સે થયો હોય એમ તેના મુખપરથી જણાયું. વિજય અને વસંતની ખાત્રી થઇ ચૂકી કે આ સરદાર પણ રાજાના મૃત્યુથી ખુશી છે. છતાં વધુ ખાત્રી કરવાના ઇરાદે પૂછ્યું, "સરદાર! આપનું નામ શું છે વારૂ ?"

"મારૂં નામ શંકરસિંહ છે."

"શંકરસિંહ! તમે રાજાને વફાદાર છો કે પ્રજાને ?"

શંકરસિંહ થોડીવાર મૌન રહી બોલ્યો, "પ્રજાના સેવકોની ફરજ પ્રજાના કલ્યાણનીજ હોય. હું પોતે તો પ્રજાનો પક્ષપાતી છું."

"રાજાના તો નહિજને ?"

"ના."

"તમે રાજાનું અન્ન ખાવ છોને ?"

"રાજા ક્યાં મફત ખવરાવે છે ? તેની સેવા કરીએ છીએ ત્યારે પગાર મળે છે. વળી તે પગાર પણ પ્રજાની પાસેથી લીધેલા કરમાંથી અપાય છે."

"પણ તમે રાજાના નોકર તો ખરાને ?"

"ના."

"કેમ વારૂ ?"

"હું તો રાજકુમારનો સેવક છું, કે જેણે મને જીવન દાન આપી આ પાયરીએ ચઢાવ્યો છે."

"તમે ગમે તેમ માનો; પણ રાજા પ્રત્યે તમારે પૂર્ણ વફાદારી

રાખવી જોઇએ."

"રાજાના અત્યાચારો યાદ કરતાં મારી આંખ્યોએ અંધારા આવે છે; મારીપર ગુજરેલા સિતમથી અને મારાં કુમળાં બાળકો-સ્ત્રીઓના અન્ન વિના ગએલા પ્રાણનું સ્મરણ થતાં મારૂં હૃદય ચીરાઇ જાય છે આખું જગત અંધકારમય જણાય છે. મારાં મૃત બાળકોનાં શબ અત્યારે મારી નજરે તરી આવતાં રાજા પ્રત્યેના ક્રોધની પ્રચંડ જ્વાળા મારા આખા શરીરમાં ફાટી નીકળે છે. આવા અત્યાચારી નરરાક્ષસ રાજાને મારી નાખવો અથવા તો ગાદીએથી ઉઠાડી મૂકવો એ પ્રજાજનોની પરમ ફરજ છે. નહારસિંહ રાજાના પ્રતાપે મારો એક વખતનો સુખી સંસાર આજે સ્મશાન જેવો બન્યો છે. કહો, આવા રાજાને જોઇ કોને આનંદ થાય ?" આમ બોલતો શંકરસિંહ વિકળ વદને વસંત-વિજયના સામે જોઇ રહ્યો. વિજય તેને કંઇ જવાબ આપે તે પહેલાંજ નગરની બહારથી એક ઘોડેસ્વાર દોડી આવ્યો અને રાજાજી પધારે છે એમ બૂમો મારતો રાજમહેલ તરફ જવા લાગ્યો.

"શંકર ! રાજા પધારે છે." વિજયે કહ્યું.

"આવવા દ્યો; આજે તે સુખેથી મહેલ ભેગો થનાર નથી."

"કેમ વારૂ ?"

"એતો તમે જોશો."

"કએ સ્થળે ભયંકર બનાવ બનવો ધારો છો ?"

"આપણાથી પચીસ કદમ દૂર. જુઓ પેલાં રાયણનાં બે ઝાડ જણાય છે. રાજાની ગાડી ત્યાં પહોંચતાંજ કંઇની કંઇક નવાજુની થશે."

વસંત-વિજયે એ તરફ જોયું. રાયણનાં બે મોટાં વૃક્ષો સામ સામે રસ્તાની બન્ને બાજુએ આવેલાં હતાં. તે સ્થળે માણસોનો પણ પુષ્કળ જમાવ થએલો હતો. રાયણના ઝાડની જોડેજ એક મોટું વડનું ઝાડ પણ આવેલું હતું. તે વડના ઝાડપર કેટલાંક માણસો બેઠેલા હતા.

વિજય તરત સમજી ગયો કે તેઓ રાજાના યમદૂતો છે. વિજયે

એ દ્રસ્ય વસંતને પણ બતાવ્યું.

શંકર ઘોડે ચઢી ચાલતો થયો. તેણે તે વૃક્ષોની નજીક જતાંજ કંઇક સંજ્ઞા સૂચક અવાજ કર્યો. જવાબમાં રસ્તા ઉપર ઉભેલા માણસોમાંથી કેટલાકે રૂમાલ હલાવ્યા. શંકર જતો રહ્યો.

વિજયે કહ્યું, "વસંત ! મામલો રંગપર છે."

"હા, પરીણામ ભયંકર આવશે."

"મારી પણ એવીજ માન્યતા છે. ચાલો આપણે એ તરફ જઇએ."

વિજય-વસંત એ તરફ જવા એક પગલું આગળ ભરે એટલામાંજ રાજાની ગાડી આવી. ગાડીના ઘોડા મંદ ગતીએ ચાલતા હતા. ગાડીની આગળ અને પાછળ અંગરક્ષકો ખુલ્લી તલવારો હાથમાં પકડી ઘોડેસ્વાર થએલા હતા. રાજા રાણીની સાથે અકડાઇથી બેઠેલો હતો. તેની મૂછોના આંકડા વાળેલા હતા. તે ગર્વથી ચારે તરફ જોતો હતો. રસ્તાની બન્ને બાજુએ ઉભેલા લોકોમાંથી કોઇએ રાજાને સલામ સરખી પણ કરી નહિ. ફક્ત રાજસેવકો હથીઆર નમાવીને સલામી આપતા હતા. પ્રજાની વર્તણુકથી રાજાની આંખોમાં આગ વરસી રહી હતી. ગાડી રાયણના વૃક્ષ આગળ આવી. એકાએક અવાજ થયો. તરત બીજો. એમ ઉપરા સાપરી બંદુકોના પુશ્કળ બ્હાર થયા. વસંત-વિજય એ તરફ દોડી ગયાં. ત્યાં ધમશાણ મચી રહ્યું, કોલાહલ થઇ રહ્યો. અંગ રક્ષકો અને લોકોની વચ્ચે ઝપાઝપી મારામારી શરૂ થઇ. લોકોનો ધસારો જબરો હતો. સિપાહીઓ અને અંગ રક્ષકોનુ બળ નકામું થઇ પડયું. વડના ઝાડ ઉપરથી બંદુકોની ગોળીયો હજી પણ છૂટતી હતી. છેવટે રાણીની કારમી ચીસ સંભળાઇ. રાજા અને રાણી ગાડીમાંજ લોહીથી તરબોળ થઈ એક બીજાની પાસે ઢળી પડયાં. આ બનાવ એટલો તો જલ્દીથી બની ગયો કે કોઇને ખબર પણ પડી નહિ. રાજા રાણી મૂઆં, મરાયાંના પોકાર પથરાઇ રહ્યા. રાજાના અંગ રક્ષકો જીવ બચાવવા નાશી છૂટયા. એક ખૂની વડ પરથી ગાડીમાં કુદી પડયો અને મૃત-શબ તુલ્ય પડેલા રાજાના

શરીરમાં બંદુકની આગળ આવેલી સંગીન ભોંકવા ઉત્સુક થયો, કે તરતજ વિજયે ત્યાં દોડી આવી તે નામર્દીનું કામ કરનાર ખૂનીનું માથું ધડથી જુદું કર્યું. ખુની મરાતાંજ મારો—કાપોના પોકાર પાડતા લોકો વિજય વસંત અને ભુપત પર ટૂટી પડયા. એજ ક્ષણે ઘોડેસ્વાર ટુકડી ત્યાં આવી પહોંચી. લોકોપર મારો શરૂ થયો. બંદુકોના બ્હાર ઘોડાઓની દોડધામ, મરણ પામતા માણસોની ચીસો વગેરેથી ત્યાંનો દેખાવ કરૂણ થઇ પડયો.

ઘોડેસ્વારોના મારાથી બચવાને લોકો નાશવા લાગ્યા. વિજય—વસંત બચી ગયાં. ત્યાં કોઇ પણ પ્રજાનું માણસ રહ્યું નહિ. ફકત રાજ્ય રક્ષકો રહ્યા. વિજયે ગાડીમાં પડેલા ખુનીના માથા તરફ જોયું. એ પેલો રાજ્યવંશને નિર્મૂળ કરવાની પ્રતિજ્ઞા કરનાર ખુની નહોતો, પણ તેનો સાથીદાર હતો. ખરો અને ભયંકર ખૂની બચી ગયો જાણી વિજય—વસંતના શોકનો પાર રહ્યો નહિ. રાજ્ય સેવકો રાજા—રાણીનાં શબને રાજમહેલ તરફ લઇ ગયા.

વિજય—વસંત અને ભૂપત ગમગીન વદને મહેલ તરફ જવા લાગ્યાં.

રસ્તામાં ચાલતાં વસંતે કહ્યું, " આપણે આપણાં કામમાં નિષ્ફળ નીવડયાં છીએ. "

" આપણે આપણાથી બનતું કર્યું છે; પણ સમય આવે ખરા ખુનીને આપણે છોડવો નથી. "

" હું ધારૂં છું કે હવે તે ખુની તેનું આ કામ પૂરૂં થવાથી શાન્ત રહેશે. "

" અરે નારે ના, તેણે તો રાજકુમારને મારવાની પણ પ્રતિજ્ઞા કરી છે. "

વસંત—વિજય રાજમહેલે આવ્યાં. ત્યાં સર્વત્ર શોક વ્યાપી રહ્યો હતો. રાજકુમાર માતા—પિતાના મરણથી કલ્પાંત કરતો હતો. વસંત—વિજય અને બીજા સરદારો તેને આશ્વાસન આપી શાન્તી પાડવાનો પ્રયત્ન કરવા લાગ્યા.

બાદ રાજા રાણીનાં શબને સ્મશાન ક્ષેત્રમાં લઇ જઇને ભસ્મ

કરવામાં આવ્યાં. પ્રજાપીડક રાજાના અવસાનથી પ્રજા સંતોષ પામી; પણ તેની સાથે નિર્દોષ રાણી મારી ગઇ તેને માટે ઘણાં પ્રજાજનોને લાગી આવ્યું. ખુનીઓને રાણીનો જીવ લેવાને માટે પ્રજાજનો ધિક્કારવા લાગ્યા. માધવ પ્રધાન અને નોત્તમનગરના સરદારના આનંદનો પારજ નહોતો.

રાજા નહારસિંહના મરણ બાદ વનવીર સિંહાસનારૂઢ થયો. તેણે નગરની બહાર મેદાનમાં મોટી સભા ભરી સર્વ પ્રજાજનોને ત્યાં આવવાનું આમંત્રણ કર્યું.

પ્રજાજનો સભામાં એકત્ર થયા. વનવીરે લંબાણ ભાષણ કરી તેઓએ ખમેલાં દુઃખને માટે દીલગીરી દર્શાવી અને સર્વ પ્રજાજનોને રોષ ત્યાગવાની વિનંતી કરી. કુમારે પ્રજાનું શુભ કરવાની પ્રતિજ્ઞા લીધી. આથી પ્રજામાં કંઇક શાન્તિ–ધિરજ આવી; પણ ક્રાંતિકાર તેજ ક્ષણે જનો–માધવપ્રધાન અને ખૂનીઓને લગીર પણ શાન્તિ પ્રાપ્ત થઇ નહિ.

જે પ્રજાનાં માણસોને રાજ્ય તરફથી અન્યાય થયો હતો અને પરીણામે જેને ભીખારી થવું પડયું હતું; તેવાંઓને દ્રવ્ય આપી સંતુષ્ટ કર્યાં. વનવીરે પ્રજામાં સંતોષ ફેલાવવાને પૂર્ણ ખંતથી કામ કરવા માંડયું. સરદારો અને અમલદારોને પણ પ્રજા પ્રત્યે માનથી જોવાની સખ્ત આજ્ઞા આપી દીધી. આથી સ્વાર્થાંધ અમલદારો અને સરદારો હતાશ બની રાજાને ઇર્ષ્યાની નજરથી જોવા લાગ્યા. પ્રજામાં શાન્તિ સ્થપાઇ ત્યારે સરદારો અને ભયંકર ઉથલપાથલ કરવાને ઇચ્છનારાઓમાં અસંતોષની આગ જવાળારૂપે સળગવા લાગી.

## પ્રકરણ ૨૧ મું.

### બાતમી અને સૂચના.

રાજકુમાર વનવીરને તખ્તનશીન થએ આજે આઠ દિવસ થઇ ગયા હતા. પ્રજામાં કંઇક શાન્તિનું સ્થાપન થઇ ચુકયું હતું. નવો રાજા આપણું શુભજ કરશે એવી પ્રજાને સંપૂર્ણ આશા બંધાઇ હતી. વન-

વીરે અધીકારીયોને સખ્ત આજ્ઞા આપી હતી કે કોઇએ પણ પ્રજાનીપર જુલ્મ કે અન્યાય કરવો નહિ. પ્રજાને યથાર્થ ન્યાય આપવાને પૂરતું ધ્યાન આપવું. આવી આજ્ઞા ફરમાવી વનવીરે અધીકારીઓની છૂપી દેખરેખને માટે જાસુસો રાખ્યા. પોતે પણ કોઇ કોઇ વખતે જુદો પોશાક પહેરી નગરમાં ફરવા નીકળતો.

નવા રાજાની આવી નવીન રાજ્યનીતિથી અધિકારી વર્ગ ઘણોજ અસંતુષ્ટ થયો. માધવ પ્રધાને આ દાવ ખાલી જવા દેવો નહિ એમ વિચારી દરેકને પોતાના પક્ષમાં લીધા. આ અમલદારોએ સૈનિક વર્ગમાં ઉશ્કેરણી ફેલાવી, અને માધવને મદદ કરવાથી તમે ન્યાલ થશો વગેરે લાલચો બતાવી સૈનિકોનાં મન પણ ફેરવ્યાં.

માધવ અને તેના મળતીઆઓ સઘળાને મેળવી ચૂકયા; પણ સેનાધિપતિને પક્ષમાં લઇ શકયા નહિ.

સેનાપતિ બહાદુર લડવૈયો હતો અને પોતાના રાજા પ્રત્યે પૂર્ણ વફાદાર હતો. માધવ તરફની અનેક લાલચોને તેણે ધિક્કારી કાઢી. પોતાના સૈન્યની ફેરવાએલી વલણ એ ચતુર સેનાપતિ તરત સમજી ગયો. તેણે સૈનીકોની પરીક્ષા કરી તો તેને જ ાયું કે ફકત હજાર–બારસો સૈનીકોજ વફાદાર રહે એમ જણાય છે. સેનાપતિએ એવા વફાદારોની એક જુદી ટુકડી બનાવી સર્વને વફાદારીના સોગન ખવરાવી ટુંકમાં બનનાર બનાવથી વાકેફ કર્યા. સૈનિકોએ મરણ પર્યંત રાજાનું અને નગરનું રક્ષણ કરવાના સોગંદ ખાધા.

એક અંધારી રાત્રે સ્વાર્થાંધ–ક્રાંતિકારોની છૂપી સભા ભરાઇ. તેમાં ખૂની કામ કરનારાઓના સરદાર માનસિંહને પણ બોલાવ્યો. આ સભામાં ઠરાવ થયો કે આજથી પાંચમા દિવસે નગરનો કબજો લેવો. તે પહેલાં જો બની શકે તો રાજા વનવીરને ઠાર કરવો. નવા રાજાનું ખૂન કરનારને પાંચ ગામ ઉપરાંત કેટલુંક ઝવેરાત ઈનામ આપવાનું ઠરાવ્યું.

ખૂની માનસિંહે રાજાનું ખૂન કરવાનું કામ માથે લીધું.

મોડી રાત્રે આ સભાની સમાપ્તિ થઇ. જે સ્થળે એ સભા ભરવામાં આવી હતી; તે સ્થળ નગરની બહાર એક નિર્જન–ઉજ્જડ જગાએ આવેલું હતું. આ સ્થળની બાજુમાં એક શ્યામ વસ્ત્રધારીણી વ્યકિત છૂપાઇ રહી હતી. તેણે સભામાં થએલા ઠરાવ સાંભળ્યા અને પછી સભા સમાપ્ત થતાં તેણે ત્યાંથી ચાલવા માંડયું.

અંધકારમયી રાત્રિ હોવાથી સર્વત્ર અંધકાર વ્યાપેલો હતો, રાત્રિ ઘણી વિતવાથી સરકારી ફાનસો પણ હોલવાઇ ગયાં હતાં. શ્યામ વસ્ત્રધારીણી વ્યકિત નિર્ભયતાથી ચાલી જતી હતી. પહેરેગીરોએ તેને એક બે સ્થળે પૂછ્યું હતું પણ તે વ્યકિતએ યોગ્ય જવાબ આપ્યા હતા. બાદ તે વ્યકિત સેનાપતિના મકાન આગળ આવી ઉભી.

સેનાપતિના મકાન આગળ એક બંદુકધારી સિપાહી આમતેમ ફરતો હતો. શ્યામ વસ્ત્રધારી માણસને જોઇ તેણે બંદુક તાકી કોણ છે એમ પૂછ્યું.

તે માણસે તેની છેક નજીક જઈ કહ્યું. "ચંપક! ગભરાઇશ નહિ; એતો હું છું."

ચંપકે તેનો અવાજ ઓળખ્યો અને પૂછ્યું, "અલ્યા અત્યારે ક્યાંથી આવ્યો ?"

"નગરની બહારથી."

"શું શિવાલયમાં જગા ન્હોતી ?"

"અરે યાર ત્યાં તો ઘણીએ જગા છે."

"ત્યારે અહિં કેમ આવ્યો ?"

"ચંપક! તું આવોને આવો ક્યાં સુધી રહીશ ? શું તને ખબર નથી કે બળવાખોરો કેવાં ભયાનક કાવત્રાં રચી રહ્યા છે ?"

"મુઆ તે બળવાખોરો–મારી આગળ તે દુષ્ટોનાં નામજ દઇશ નહિ. હું તો તેમનાં નામ અને કામથી કંટાળ્યો છું." ચંપકે કહ્યું.

"તારે પણ આવા વખતમાં ઘણું સાવધ રહેવાનું છે."

"હું તો સાવધજ છું. આખો દિવસ ઉંઘી આખી રાત જાગું

છું. વળી સેનાપતિ સાહેબે અમને હુકમ પણ આપી દીધો છે કે રાત્રે જો કોઇ માણસ ફરતો દેખાય અગર આવતો જતો માલુમ પડે તો તેને બે વખત પૂછી ખાત્રી કરવી અને જો યોગ્ય જવાબ ન મળે તો બંદુકની ગોળીથી તેને તરતજ ઠાર કરવો."

"ત્યારે જો મેં તને જવાબ ન આપ્યો હોત તો તું મને ઠાર કરતને ?"

"જરૂર."

"અને પછી મને ઓળખી પોક મૂકી રડત કે નહિ વારૂ ?"

"હા, પછી તો એવુંજ. મારા મિત્રના મરવાથી મને રડવું કેમ ન આવે ?"

"હશે જવા દે એ વાત અને જણાવ કે સેનાપતિ સાહેબને સુઇ રહે કેટલીવાર થઇ ?"

"તેઓ થોડીવારપરજ સુઇ ગયા છે."

"મારા ધારવા મુજબ તે હજી જાગતા હોવા જોઇએ ?"

"હા, હાલમાં તેમનું મગજ વિચારોથી વ્યાકુળ રહે છે. તેથી કોઇ કોઈ વખતે આખી રાત પણ વિચારમાં બેસી રહે છે."

"જેના માથે આખા રાજ્યની અને તેની સાથે પવિત્ર વફાદારીની પૂર્ણ ફરજ અને જોખમદારી આવેલી છે તેને આવા ભયંકર સમયમાં શાન્ત નિદ્રા કેવી રીતે આવી શકે ?"

"હા, એવુંજ છે. તમારૂં કહેવું બરોબર છે." ચંપકે કહ્યું.

"મારે અત્યારે સેનાપતિને મળવું છે."

"સવારે મળીશ તો નહિ ચાલે ? ચંપકે પૂછ્યું.

"ના, કામ એવુંજ છે."

"મને તો જણાવ ?"

"આ સ્થળે તે વાત જણાવી શકાય એમ નથી, પણ હું તને જરૂર જણાવીશ."

"ત્યારે તું અહિં ઉભો રહે, હું સેનાપતિ સાહેબને તારા

આવવાની ખબર આપું."

"કદાચ તે ઉંઘી ગયા હશે અને તું જગાડીશ તો તારી ઉપર ગુસ્સે તો નહિ થાયને ?"

"કદી નહિ. મારી નોકરીને ઘણાં વર્ષ થયાં છે; પણ મેં હજી સૂધી તેમના મુખપર ગુસ્સો જોયોજ નથી. વળી આવા વખત માટે તેમણે અમને સૂચના આપેલી છે કે કંઇ પણ કામ પડે તો મને તરત જગાડવો.

"ત્યારે તો તું જલ્દી જા અને તેમને મારા આગમનની ખબર આપ."

"તું સાવધતાથી અહિં ઉભો રહેજે અને ચારે તરફ બારીકાઇથી નજર નાંખતો રહેજે."

"કેમ વારૂ? કંઈ ભય જેવું છે?"

"ખુની લોકો રાત્રિએજ ફરે છે."

"એ હું જાણું છું. તું જા."

ચંપક ચાલતો થયો અને સેનાપતિ જે સ્થળે સૂતો હતો ત્યાં આવી તેણે દ્વાર ઠેલ્યું. શ્વાન નિદ્રા અનુભવતા સેનાપતિએ તરતજ જાગૃત થઇ પૂછ્યું, "કોણ ?"

"એતો હું ચંપક."

"ઉભો રહે ઉઘાડું."

તરત દ્વાર ઉઘડયું. ચંપકે અંદર પ્રવેશી સલામ કરી. સેનાપતીએ પૂછ્યું, "કેમ શું છે ?"

"એક માણસ આવ્યો છે, તે આપને મળવા માગે છે."

"તે માણસ ખુની ટોળામાંનો નથી એવી ખાત્રી ત્હેં કરી છે ?"

"હા, તે માણસ મારો મિત્ર છે. વળી આપ નામદાર પણ તેને કદાચ ઓળખતા હશો ?"

"તેનું નામ જણાવ ?"

"ભૂપત."

"શું વિજયસિંહનો નોકર ?"

"હા, તેજ."

"જા, તેને આવવા દે."

ચંપક ચાલતો થયો અને ભૂપત પાસે આવી અંદર જવાનું સૂચન કર્યું. ભૂપત સેનાપતિ પાસે જવા ચાલ્યો.

વીજય–વસંતની સાથે રહેલા બે નોકરોમાંનો આ ભુપત હતો. તે ઘણો ચાલાક અને હિંમતવાન હતો. જાસુસનું કામ કરવામાં તે ઘણો નિપુણ હતો. કનકપૂરમાં ચાલતાં કાવત્રાંની બાતમી લાવવાનું કાર્ય વિજયસિંહે તેને સોંપ્યું હતું. આ કાર્ય કરવામાં કદાચ રાજ્ય-ભક્ત સિપાહીઓની મદદની જરૂર પડે તેને માટે વિજયે તેને રાજા તરફથી અને સેનાપતિ તરફથી મળી બે આજ્ઞા પત્ર અપાવ્યાં હતાં. ભુપતે પોતાના કામ દર્મ્યાન કનકપુરના ઘણા માણસોની સાથે કામ-પૂરતી દોસ્તી કરી હતી.

ભુપતે સેનાપતિની પાસે આવી નમન કરી કહ્યું, "નામદાર ! આપની નિદ્રામાં ભંગ પાડયો તેને માટે ક્ષમા આપશો."

સેનાપતિએ હશીને કહ્યું, "આ વિનયનો સમય નથી. બોલો, કેમ આવવું થયું ?"

"અગત્યની બાતમી આપવા."

"જણાવો ?"

"આજે છૂપી સભા ભરાઇ હતી ?"

"કયાં ?"

"પેલા ઉજ્જડ સ્થળે."

"કેટલા માણસોની હાજરી હતી ?"

"આશરે પચીશેક માણસો હશે ?"

"તમે ઓળખ્યા હતા ?"

"થોડાકને."

"કોણ કોણ હતા ?"

"માધવ અને નોત્તમનગરનો સરદાર. સૈનિકોના કેટલાક અધિકારીઓ અને પેલો ભયંકર ખૂની ?"

"કોણ માનસીંગ ?"

"હા."

"સભામાં શું થયું ?"

"ફક્ત બે ઠરાવ થયા."

"શાના ?"

"એક તો રાજાનું ખુન કરવાનો અને બીજો નગરનો કબજો લેવાનો ?"

"આ બે ઠરાવ સાથેજ અમલમાં મૂકવાના છે કે ?"

"ના."

"ત્યારે ?"

"જો બને તો પ્રથમ રાજાનું ખૂન કરી બીજો ઠરાવ અમલમાં મૂકવો."

"બીજો ઠરાવ ક્યારે અમલમાં મૂકવો તે કંઇ સાંભળ્યું છે ?"

"હા, આજથી આઠમા દિવસે."

"ઠીક." સેનાપતિ વિચારમાં પડયો."

પુનઃ ભુપતે કહ્યું, "રાજાનું ખૂન કરવાનું કામ માનસીંગે માથે લીધું છે."

"તેના સિવાય બીજો કોણ લે."

"આ ખૂનના બદલામાં તેને ગામ અને ઝવેરાત મળનાર છે."

"બીજું કાંઇ જાણવાનું છે ?"

"ના."

"તું હવે ક્યાં જઇશ ?"

"શિવાલયે."

"વિજયસિંહને કહેજે કે સત્તારના પ્હોરમાં સેનાપતિ શીવાલયમાં આવી તમને મળશે."

"બીજું કાંઇ ?"

"ના, એટલુંજ."

ભુપત સલામ કરી ત્યાંથી ચાલતો થયો અને રાત્રિના પાછલા પ્રહરે શિવાલયમાં આવ્યો.

શીવાલયમાં સઘળું શાન્ત હતું. ભુપતે વિજયને જગાડ્યો. વિજયે તેને જોઇ આશ્ચર્ય દર્શાવતાં કહ્યું, "ભૂપત ! અત્યારે ક્યાંથી આવ્યો ?"

"બહારથી."

"રાત કેટલી ગઇ છે ?"

"પરોઢ થવા આવ્યું છે."

"તું આજે અહિં સૂતો નથીને ?"

"ના, હું તો સમીસાંજનો ફરવા નીકળી પડ્યો હતો."

"કંઇ બાતમી મળી ?"

"હા." ભૂપતે તમામ વાત વિજયને નિવેદન કરી.

વિજય વિચારમાં પડ્યો. તેનો મુખ્ય વિચાર નવા રાજાનો જીવ બચાવવાનો હતો. વિજયની ખાત્રી થઇ ચૂકી હતી કે શત્રુઓનું બળ વિશેષ છે. નવો રાજા અને તેનાં મૂઠીભર માણસો ફાવી શકનાર નથી. વિજયને વિચારવશ જોઇ ભૂપતે કહ્યું. "કેમ શું વિચાર કરો છો?"

"રાજાને બચાવવાનો."

"તે આપણે તેને બચાવીશું. તેમાં વિચાર કરવાની જરૂર શી છે?"

"વિચારની જરૂર ઘણી છે. આપણે આપણું કામ ગુપ્ત રીતે જ કરવાનું છે. બળવાખોરો આપણને ઓળખી ગયા છે કે આપણે રાજાના પક્ષના છીએ."

"ભલેને જાણી ગયા ? આપણે ક્યાં તેમની સાથે લઢવું છે ? આપણે તો હરકોઇ ઉપાયે રાજાનો જીવ બચાવવો છે."

"એ તો ખરૂં, પણ રાજા ઘણો હઠીલો છે. તેને સર્વ વાતની ખબર છે, છતાં અહિંથી ચાલી નીકળવાની સ્પષ્ટ ના પાડે છે."

"ત્યારે શું કરીશું ?"

" તે વખતે જોઇ લઇશું. રાજા નહિ માને તો બળાત્કારે તેને ઉપાડી જઈશું."

" હા, એમજ. સેનાપતિનો પણ એવોજ વિચાર છે."

" હું સવારમાંજ સેનાપતિને મળીશ."

" અરે તે પોતેજ અહિં આવનાર છે ?"

" કયારે ?"

" આજ સવારમાં."

ભુપતનું વાકય પૂરૂં થયું કે તરતજ એક ઘોડેસ્વાર શિવાલયમાં આવી ઘોડેથી નીચે ઉતર્યો અને વિજયની પાસે આવી ઓટલાપર બેઠો. તેને ઓળખી વિજયે કહ્યું, " હું નહોતો ધારતો કે તમે આટલા જલ્દી આવશો. અમે હમણાં તમારીજ વાત કરતા હતા."

" વિજય! શત્રુઓનાં કાવત્રાં દિન પ્રતિદિન વધતાં જાય છે. રાજાનો જીવ જોખમમાં છે. વળી અમારા જીવ પણ સલામત નથી. આવી અવસ્થામાં મને શાન્તિ કેવી રીતે મળી શકે ?"

" વારૂ હવે આપને જે કહેવું હોય તે જણાવો ?" વિજયે કહ્યું.

" રાજાનું ખુન કરવાનું પેલા ખૂની માનસંગે કબુલ્યું છે એ જાણો છો ને ?"

" હા, હું એ માણસને પણ ઓળખું છું."

" તે ઘણો ભયંકર ખૂની છે. ખુન કરવાના કામમાં તે પ્રખ્યાત છે."

" તે પણ હું જાણું છું."

" ત્યારે કહો કે તમે રાજાને બચાવી શકશો ?"

" અમારામાં જીવ હશે ત્યાં સુધી રાજાનું રક્ષણ કરીશું. છેવટે તેને અહિંથી ઉપાડી પણ જઇશું."

" આ અઠવાડીયામાંજ સઘળું બનવાનું છે."

" મને ખબર મળી છે."

" તમે બહાદુર છો; તમે આવા રંગ ઘણા જોએલા છે; એથી મને વિશ્વાસ છે કે તમે જરૂર તેને બચાવી શકશો."

"કર્તા હર્તા પ્રભુજ છે. અમે તો નિમિત્ત માત્ર છીએ."

"ત્યારે હું હવે રજા લઉં છું?"

"પાછા કયારે મળશો?"

"કેમ કંઇ કામ છે?"

"હા, મારે રાજાની ફરવા હરવાની જગા જોવી છે."

"હું સાંજના તમારી પાસે આવી તમને મારી સાથે લઈ જઈ સઘળી જગાઓ બતાવીશ."

સેનાપતિ ચાલતો થયો. પ્રાતઃકાળ થયો. વિજયે વસંતને અને હરીદાસને સર્વ વાતથી જાણીતા કર્યા. પેલી તરફ સેનાપતિ શિવાલય-માંથી વિદાય થઇ પોતાને મકાને આવ્યો. મકાનમાં પેસતાંજ તેને ખબર મળી કે સીતાકુમારી તેની રાહ જોતી બેસી રહી છે.

સેનાપતિ મકાનમાં આવ્યો. સિતાએ પૂછ્યું, "કેમ શું કરી આવ્યા?"

"ખાત્રી કરી આવ્યો કે તેઓ જરૂર રાજાને બચાવશે."

"બસ, હું એજ જાણવા આવી હતી. રાજાએ નહિ જવાની હઠ પકડી છે; પણ તેની સલામતીની ખાતર આપણે તેને દૂર કરવાની અગત્ય છે. સેનાપતિ! ખૂબ સંભાળપૂર્વક રહેજો. મારા પિતાના જાણુ-વામાં સઘળી વાત આવી છે. રાત્રે અમારે પિતા પુત્રી વચ્ચે ઘણીજ તકરાર થઇ હતી. મારા પિતાએ તમારૂં અનિષ્ટ કરવાના સોગન ખાધા છે."

"કુમારી! હું તો કોઇનાથી ડરતોજ નથી. મારનાર અને જીવા-ડનારમાં મારી અપૂર્વ શ્રદ્ધા છે. તમે બિલ્કુલ ફીકર કરશો નહિ."

બાદ અન્ય પ્રકારની વાતોને અંતે સીતાસુંદરી ત્યાંથી ચાલતી થઇ.

# પ્રકરણ ૨૨ મું.

## છૂપી તપાસ.

"વસંત ! તેં અત્યારે ધારણ કરેલો પુરૂષ પોષાક તને ઘણોજ સુંદર દેખાય છે. જાણે કે એક બહાદુર લડવૈયો ?" વિજયે કહ્યું.

"બહાદુરની સાથે બહાદુરેજ રહેવું જોઇએ. પણ હજી પેલો સેનાપતિ કેમ આવ્યો નહિ હોય ?" વસંતે કહ્યું.

"આવતો હશે, તે બિચારાને માથે ઘણીજ જોખમદારી રહેલી છે."

"પેલો ભૂપત પણ સવારનો ભટકવા ગયો છે; તે સાંજ પડવા આવી છતાં હજી આવ્યો નથી ?"

"તે આવશે ત્યારે અગત્યની બાતમી લેતો આવશે."

આમ વાતો કરતાં વસંત–વિજય શિવાલયથી થોડેક દૂર આવેલા એક ઝાડ નીચે બેઠાં હતાં.

સાંજનો સમય હતો. સૂર્યભગવાનનાં ગરમ કિરણોમાં શીતળતા આવી હતી. દેખાવ ખુશનુમા હતો.

થોડો સમય વિતતાં ભૂપત ત્યાં તેમની પાસે આવ્યો. વસંતે પૂછ્યું, "કહે હવે શી ખબર લાવ્યો છે ?"

"વિશેષ ખબર તો કંઇ લાવ્યો નથી; પણ આજે હું રખડતા–ભટકતા માણસોની સાથે ખુબ રખડ્યો છું."

"એવા કામધંધા વિનાના રખડેલ માણસો સાથે રખડવાથી કંઇ પણ જાણવાનું મળેજ નહિ." વસંતે કહ્યું.

"મોટી બ્હેન ! તમે ભૂલો છો. મારા કામમાં એવા ભટકતાઓજ ઘણા ઉપયોગી થઈ પડે છે. ધંધાર્થી અને બીજા લોકો જે વાતો ન જાણે તેવી વાતો ભટકતાઓ સ્હેજે જાણી શકે છે. કોઇ સારી ખોટી વાત જાહેર કરવામાં એવા લોકો અગત્યનો ભાગ ભજવે છે. જો કે એવાઓની વાતોમાં ઘણી વખત સત્ય હોતું નથી; પણ કંઇક જાણી લેવાનું અને શીખવાનું તો જરૂર મળેછેજ. આવાં

કારણોથીજ હું એવા ભટકતાઓની સાથે ભાઇબંધી બાંધી ફરૂં છું." ભુપતે જણાવ્યું.

વસંત–વિજય હસ્યાં. અને પછી વસંતે પૂછ્યું, "આજે કંઇ જાણવા જેવી વાત છે કે?"

"બીજી અગત્યની બાતમી તો કંઇ મળી નથી; પણ લોકોમાં વાત ચર્ચાઇ રહી છે કે ટુંક સમયમાં સૈનિકો અને હલકા લોકો બળવો કરનાર છે. ચોરે, ચૌટે, હાટે અને ઘાટે આની આ વાતો થઇ રહી છે. પ્રજાજનો રાજાને મદદ કરવાને ઉત્સુક છે; પણ મરનાર રાજાએ અને અમલદારોએ હથીઆર લઈ લીધેલાં હોવાથી તે લોકો કેવી રીતે મદદ કરી શકે? બળવાખોરો હથીઆરો અને દારૂગોળો મોટા જથ્થામાં એકત્ર કરે છે. એક દારૂના પીઠામાં હું ગયો. ત્યાં એક પીધેલો માણસ મને મળ્યો અને બોલ્યો કે, રાજાના મરવાથી હવે અમારૂં રાજ્ય થશે. મેં તેને પૂછ્યું કે રાજા ક્યારે મરવાનો છે? ત્યારે તેણે જણાવ્યું કે આ એક બે દિવસમાં રાજાનું કાટલું થઇ જશે. આવી અનેક વાતોથી મારી તો ખાત્રી થઇ ચૂકી છે કે જે થવાનું છે; તે આ અઠવાડીયામાંજ થવાનું છે." ભુપતે કહ્યું.

"જુઓ, સામેથી સેનાપતિ આવે છે." વસંતે જણાવ્યું.

સેનાપતિએ નજીક આવી કહ્યું, "માફ કરજો કે હું આજે થોડોક મોડો થયો છું. મારે અહિં આવતાં એક જરૂરી કામ પ્રસંગે એકાદ સ્થળે રોકાવું પડ્યું હતું."

"તમારે માથે ઘણું કામ આવી પડેલું છે તે અમે પણ જાણીએ છીએ."

"આપણે હવે ચાલીશું?" સેનાપતિએ પૂછ્યું.

"હા, ચાલો."

વસંત–વિજય ઉભાં થયાં. ભૂપતને અમૂક સ્થળે મળજે કહી વિદાય કર્યો. ભુપત સાધુના વેશથી પુનઃ નગર તરફ ગયો.

સેનાપતિ પોતાની સાથે બે ઘોડા લેતો આવ્યો હતો. તે બે

ઘોડાપર વસંત-વિજય સ્વાર થયાં. સેનાપતિ પોતાના ઘોડે ચઢયો. ત્રણે-જણાંએ નગર તરફ ઘોડા દોડાવી મૂકયા.

ત્રિપુટી રાજમહેલ મુકી અર્ધા ગાઉના અંતર ઉપર આવી, ત્યાં ઝાડ-પાનથી ભરપૂર જગામાં એક નાનો મહેલ આવેલો હતો. આસ-પાસની જગ્યા ઘણી સુંદર હતી. ત્યાંના વૃક્ષો એટલાં તો એકબી-જાની નજીક આવેલાં હતાં કે ધોળે દિવસે પણ જો કોઇ અંદર છૂપાઇ રહે તો કોઇને ખબર પડે નહિ.

આ વૃક્ષોની ઘનઘોર ઘટાઓમાં વચ્ચે-વચ્ચે નાના રસ્તાઓ પણ ફરવા-હરવાને માટે કરી રાખેલા હતા. આ સ્થળે આવતાં અને ફરતાં સાયંકાળ થવા આવ્યો. ત્રણે તે સ્થળે ઘોડેથી નીચે ઉતર્યાં. સેનાપતિએ બુમ મારી ત્યાંના મકાનમાંથી એક નોકરને બોલાવી તેને ઘોડા સોંપ્યા અને પછી વસંત-વિજયને લઇ ઘટાવાળાં વૃક્ષોની વચ્ચે બનાવેલા રસ્તે ચાલ્યો. એવા એક બે રસ્તે ફરી સેના-પતિ એક સ્થળે આવી અટકયો, કે જ્યાં ઝાડોની ઘટાથી ધોળે દિવસે પણ અંધારૂં રહેતું.

આ સ્થળે થોડીક છૂટી જગ્યા આવેલી હતી. એ છૂટી જગાની બાજુમાં થઇને એક નાનો પગ રસ્તો આગળ લંબાતો હતો. આ નાનકડા મેદાનમાં પત્થરની એક બેઠક બનાવેલી હતી.

સેનાપતિએ એ બેઠક આગળ આવી કહ્યું, “ આ તેજ જગા છે, આ જગાએ દરરોજ રાતના રાજાજી આવે છે અને ઘણો સમય ગૂમાવે છે. તેમનાં માતાપિતાના મરણ પછી તો આ સ્થળે કલાકોના કલાકો ગાળે છે. ”

“ ખરેખર આ સ્થળ ઘણું ભયંકર ભાસે છે. ” વિજયે આસ-પાસ જોઇને કહ્યું.

“ હા, અને તેથીજ જે બનવાનું છે તે આ સ્થળેજ બનશે.”

“ રાજાને આ સ્થળે આવવાની ના પાડીએ તો ? ”

“ મેં ઘણીએ વખત કહ્યું, પણ માનતાજ નથી. ”

"તેમની હઠમાં કેવું ભયંકર પરીણામ રહેલું છે તેની તેમને સમજ આપવી જોઇએ."

"પણ હવે વખત નથી. એવા ભયની સમજ આપતાં તેઓશ્રી કહે છે કે હું નામર્દ—ડરપોક નથી કે જેથી ડરી જાઉં. તેમના એ શબ્દોથી હું વધારે કેવી રીતે કહી શકું ?"

"રાજા સામેના મહેલમાંજ રાત્રિ ગાળતા હશે ?"

"હા, એ મકાનજ તેમનું શયન સ્થાન છે."

"આપણે હવે અહિંથી ચાલો." વિજયે કહ્યું,

ત્રણે ત્યાંથી ઘોડે ચઢી નીકળ્યાં અને નગરમાં આવેલા એક નાનકડા મકાન આગળ આવી નીચે ઉતર્યા.

"સેનાપતિએ તે મકાનમાં વસંત વિજય સાથે પ્રવેશ કર્યો. આ વખતે આ મકાનમાં કોઈ હતું નહિ. સેનાપતિએ વસંત વિજયને એક દિવાનખાનામાં લાવી કહ્યું, "તમે આ સ્થળે બેસી થોડીકવાર વિરામ લ્યો."

"અને તમે ?" વિજયે પૂછ્યું.

"હું પણ અહિંજ છું."

"સેનાપતિ ! આપણને વિરામ લેવાનો આ સમય નથી." વસંતે કહ્યું.

"તે હું જાણું છું, પણ ખાસ એક કાર્યને માટે આપણે અહિં રોકાવાની જરૂર છે.'

"તે કાર્ય શું છે ?" વસંતે પૂછ્યું.

"તે તમને હમણાંજ જણાશે."

"શું કંઇ છૂપી વાત છે ?"

"ના."

"ત્યારે તમે પોતેજ જણાવોને ?"

"એક બાલીકા અત્રે આવનાર છે."

"તે કોણ છે ?'

" સીતા. "

" પ્રધાનની પુત્રી ? "

" હા. "

" શું કામ આવનાર છે ? "

" તેને આપણા કરતાં રાજાની ઘણીજ કાળજી છે. વનવીરને તે પોતાનું સર્વસ્વ માને છે. "

" તેના પિતા જાણે છે ? "

" હા, અને તેથી તે દુષ્ટ નિમકહરામ પિતા તેની પુત્રીને પણ દુષ્મન ગણે છે. "

" ત્યારે તો તે બીચારીને ઘણું સહન કરવું પડતું હશે ? " વસંતે પૂછ્યું.

" હા, પણ તે બહાદુર અને હિંમતવાન છે. "

" તેની માતા જીવે છે ? "

" ના, હાલ તેને અપર માતા છે. "

" આ અરસસામાંજ એક માણસ અંદર આવ્યો. તેણે ત્રણેના મુખ તરફ વારા ફરતી જોઇ કહ્યું, " સેનાપતિ સાહેબ ! તમે જેની રાહ જોઇ રહ્યા છો તે આવેલ છે. "

" ઠીક, અંદર મોકલ અને તું બહાર ઉભો રહેજે. "

તે માણસના ગયા પછી થોડીવારેજ સીતાકુમારી દિવાનખાનામાં આવી. સેનાપતિએ તેને ખુરસીપર બેસવાનું સૂચવ્યું. સીતાએ ખુરશીપર સ્થાન લઇ વસંત–વિજયને પૂછ્યું, " તમે કુશળતો છોને ? "

" પ્રભુની કૃપાથી હજી સૂધી તો કુશળજ છીએ. "

" બળવાખોરોમાંના ઘણા જણ તમને ઓળખી ગયા છે. "

" ભલેને ઓળખી ગયા. "

" તમારાં ખૂન કરવાની પણ પેરવી થઇ રહી છે. "

" અમે મરવા મારવાને માટે તો તૈયારજ છીએ. "

" ધન્ય છે, પ્રભુ તમને બચાવો અને મદદ કરો. " આમ કહી

સીતાએ સેનાપતિ તરફ જોઇ કહ્યું, "સરદાર ?"

"બ્હેન."

"મામલો ભયંકર છે."

"હા, ભયંકરતા વધતીજ જાય છે."

"લોકોમાં પણ આવીજ વાતો થઈ રહી છે."

"હું પણ સાંભળું છું."

"ટુંક સમયમાં તમારૂં અને રાજાનું ખુન થનાર છે."

"ટુંક સમયમાં નહિ પણ આ એક બે દિવસમાંજ." સેનાપતિએ જણાવ્યું.

"સંભાળજો."

"પ્રભુ મદદગાર છે."

"રાજાજીનું શું ધાર્યું ?" કુમારીએ પૂછ્યું.

"તેમને આ એક બે દિવસમાં અહિંથી ઉપાડી જવા."

"બળાત્કારે ?"

"હા, તેમ કર્યા વિના તે હઠીલો રાજા માનનાર નથી."

"ખરેખર ! આવા વખતે શું કરવું અને શું ન કરવું તેની કોઇને ખબરજ પડતી નથી. વળી મને તો ભયનોજ ભાસ થાય છે. સ્વપ્નમાં પણ હું ભયાનક ખુન થતાં જોઉં છું. મને નિરાંતે ઉંઘ પણ આવતી નથી."

"મારી પણ એજ દશા છે. પ્રભુ આ આફત જલ્દીથી દૂર કરે તો સારૂં." સીતાએ ઉદ્ગાર કાઢ્યો.

"બીજું કંઇ કહેવું છે ?" સેનાપતિએ પૂછ્યું.

"હા, તમે બધા પૂર્ણ સાવધ રહેજો. મારા પિતાના છૂપા જાસૂસો ઠેરે ઠેર રખડે છે."

"પ્રભુ સંભાળનાર છે." સેનાપતિએ કહ્યું.

"આજે તમારા પિતાજી મકાને છે કે ?" વિજયે પૂછ્યું.

"ના, તેઓ આજે સવારના બ્હાર નીકળ્યા છે. તે હજી સુધી ઘેરજ આવ્યા નથી."

"કંઇ નવીન પ્રપંચજાળ ગોઠવવામાં રોકાયા હશે." વસંતે કહ્યું.

આ અરસ્સામાંજ નીચેથી કોઇની કરૂણ ચીસ સંભળાઈ.

સેનાપતિએ ચમકીને બહાર ડોકીયું કર્યું તો નીચે ઉભેલો માણસ લોહીમાં તરબોળ થઇને પડેલો જણાયો. તેણે છેલ્લી ચીસ પાડીને પ્રાણ મુક્યો હતો. તેની નજીકમાંજ રૌદ્ર રૂપ ધારી પ્રધાન માધવ અને તેની સાથેના બે સિપાહીઓ ખુલ્લી તલ્વારો હાથમાં પકડીને ઉભેલા હતા.

માધવની તલ્વાર લોહીવાળી હતી. સેનાપતિએ જાણી લીધું કે નીચે ઉભેલા નિર્દોષ માણસનું તેણેજ ખૂન કર્યું છે.

માધવને આવેલો જોઈ સેનાપતી કંપ્યો. તેણે તેના આવવાની વાત દિવાનખાનામાં બેઠેલાંઓને જણાવી.

વિજય તરતજ ઉભો થયો અને આસપાસ જોઇ તેણે સીતાને ત્યાં આવેલી એક કોટડીમાં છૂપાઇ જવાની સુચના કરી.

સીતા વગર વિલંબે તે કોટડીમાં છૂપાઇ ગઇ.

તરતજ માધવ ઉપર આવી ઉભો. તેનો દેખાવ આ વખતે વિક્રાળ ભયકારક ભાસતો હતો. તેણે ક્રોધના આવેશથી પ્હાડી અવાજે સેનાપતિને ઉદ્દેશી કહ્યું, "કેમ અલ્યા હરામખોર! તું અને તારા ભાડુતી મદદગારો અહિંજ છો ને?"

"પ્રધાનજી! વિચારીને બોલજો. જે શબ્દો ઉચ્ચારો તેનો ખ્યાલ કરજો."

"ચૂપ થા. મારે હવે વિચાર કરવાની કે ખ્યાલ કરવાની કંઈજ જરૂર નથી."

"તે તમારી મરજીની વાત છે; બોલો તમે શું કહેવા અને કરવા માંગો છો?" સેનાપતિએ નિર્ભયતાથી પૂછ્યું.

"હું કરવા એજ માગું છું કે તારા જેવા મુર્ખાઓને પ્રથમ સમજાવવા અને ન માને તો છૂંદી નાખવા. આ એજ કામ હાલમાં હું કર્યા કરૂં છું. મારે મારો રસ્તો સાફ કરવો છે. રસ્તામાં નડતા કંટકો અને પત્થરાઓને દૂર કરવા છે. સેનાપતિ! તું હાલમાં જે કામ કરી રહ્યો છે, તે હું જાણું છું. તારા તે કામમાં ભયંકરતા છે. તારી જીંદગીનો નાશ છે અને તેથીજ હું તારૂં તે કામ અટકાવવાને તારી પાસે આવ્યો છું."

"મારૂં કામ પુણ્યમય છે. હું દેશદ્રોહી થનાર નથી."

"પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવામાં મદદ કરનારને તું દેશદ્રોહી માને છે?"

"કોણ કહે છે કે તમે પ્રજાસત્તાક રાજ્ય સ્થાપનાર છો? પ્રજા-સત્તાક રાજ્યના બ્હાને તમારેજ ગાદી ઉપર બેસવું છે એ સઘળા સારી રીતે જાણે છે."

"સેનાપતિ! તું ભૂલે છે. મારો ઇરાદો પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવાનો છે. કનકપુરની આખી પ્રજા પણ સંમત છે."

"તમે જુઠું બોલો છો. પ્રજા રાજાનેજ વફાદાર છે."

"શું તું મારૂં બોલવું અસત્ય માને છે?"

"હાજી, દેશદ્રોહીનું હૃદય અસત્યથીજ ભરેલું હોય છે."

"કોણ હું દેશદ્રોહી?" માધવે આંખ્યો વિકાશીને પૂછ્યું.

"હા, ભયંકર દેશદ્રોહી."

"ચૂપ થા અને આ પળેજ જમપુરી તરફ વિદાય થા." માધવે તલ્વાર ઉંચી કરી.

"તલ્વાર મારી પાસે પણ છે." સેનાપતીએ પણ સમશેર ખેંચી.

બન્ને તલ્વારો ચલાવવાને તત્પરતા ધરાવી રહ્યા, પણ એટલામાંજ નજીકની કોટડીનું દ્વાર ઉઘડ્યું અને તેની અંદરથી સીતાકુમારી નીકળી આવી બન્નેની વચમાં ઉભી રહી.

સીતાને એકાએક ત્યાં ઉભેલી જોતાંજ પ્રધાન સ્તબ્ધ બન્યો.

તેના ક્રોધમાં વૃદ્ધિ થઇ. તે બોલ્યો, "છોકરી! તું અહીં ક્યાંથી ?"

"તે પહેલાં તમે જણાવો કે તમે અહિં ક્યાંથી ?"

"હું મારો માર્ગ નિષ્કંટક કરવા આવ્યો છું."

"તો હું પણ મારો માર્ગ દુશ્મનોથી સલામત રાખવાને આવી છું."

"તારો દુષ્મન કોણ છે ?"

"તે મારો આત્મા અને અન્યજનો પણ જાણે છે."

"કોણ ?" પ્રધાને બુમ પાડી પૂછ્યું.

"પ્રજાસત્તાક રાજ્યના પવિત્ર નામને કલંક લગાડી જેઓ રાજ્ય પચાવી રાજા થવાની ઇચ્છા રાખે છે, તેઓ મારા અને કનકપૂરની પ્રજાના દુષ્મનો છે."

"છોકરી તું દિવાની બની છે."

"દિવાના બાપની પુત્રી કદાચ દિવાની બને તો કંઇ નવાઇ જેવું નથી."

"હું તને આજ્ઞા કરૂં છું કે ઘેર જા."

"હું પણ તમને વિનંતી કરીને કહું છું કે ખૂની કામ કરવું મૂકી દઇ તમે મારી સાથે ઘેર ચાલો."

પ્રધાન વિચારમાં પડયો. અંતે તેણે ડોળા ધુરકાવી સેનાપતિને કહ્યું, "તું વિચાર કરજે; એ દિવસની તને મુદત આપું છું. જો એટલા દિવસમાં તું ઠેકાણે આવી જઇશ તો ન્યાલ થઇશ અને નહિ તો તું અને તારા સર્વ ભાડુતી મદદગારો મરીને જગતમાંથી જશો. ખૂબ વિચાર કરજે."

આટલું કહી સેનાપતિ સીતા સાથે ત્યાંથી રવાને થયો.

તેના ગયા પછી સેનાપતિએ કહ્યું, "આપણે પણ હવે ચાલો. આપણે વધુ વખત અહિં રોકાવું તે ભયકારક છે."

"માધવ પ્રધાન સ્વાર્થાંધ બન્યો છે. મને તો તેનો કાળ સમિપજ ભાસે છે." વિજયે કહ્યું.

" આપણે તો રાજાને લઇ અહિંથી જતાજ રહેવું છે. એ કામ સફળ થયું તો ગંગા ન્હાયાં." વસંત બોલી.

" પ્રભુ આપણને વિજય આપશે." વિજયે કહ્યું.

ત્રણે જણાં બહાર નીકળ્યાં. સેનાપતિ પછીથી મળવાનું કહી તેના મકાનપર ચાલતો થયો. વસંત વિજય શિવાલયે આવ્યાં. ભૂપત રાહ જોઈ રહ્યો હતો. સઘળાં એકત્ર થઈ આજના બનાવની વાતો કરવા લાગ્યાં.

બીજે દિવસે સાંજ પડતાં વસંત-વિજય અને ભૂપત નગરમાં જવાને તૈયાર થયાં. તેમણે મેલાં અને ફાટેલાં કપડાં પહેરી લીધાં. હરીદાસની પાસે ચ્હેરો બદલવાની દવા હતી. તે દવાથી ત્રણેએ ચ્હેરા પણ બદલી નાખ્યા. તેઓને ઓળખનાર માણસ પણ તેમને જોઇ ઓળખી શકે નહિ એવો તેમનો દેખાવ થઇ રહ્યો.

અન્ય માણસો તેઓને જોતાંજ જાણી શકે કે તેઓ ભીખારીઓ-અગર છેક ગરીબ જનો છે."

આવા વેશથી તેઓ છેક સાંજના સમયે નગરમાં આવ્યાં. એક સ્થળે આવી વિજયે ભૂપતના કાનમાં કંઇક ધીરેથી વાત કરી, કે જેથી ભૂપત એક દિશા તરફ નગરના ભવ્ય મહેલ્લામાં ચાલ્યો ગયો.

વસંત વિજયે તેના ગયા પછી એટલામાં આમ તેમ આંટા માર્યા અને પછી જ્યાં રાજમહેલ આવેલો હતો. એ તરફ જઇ રસ્તાપર ફરવા લાગ્યાં.

" આપણે અહિં બેસીએ તો સારૂં." વસંતે કહ્યું.

" કામ પૂરૂં કર્યા વિના સુખેથી બેસવાનું કયાંથી હોય?" વિજયે જમીનપર બેસતાં કહ્યું.

" આ બે ત્રણ દિવસમાં નિકાલ આવી જશે." વસંતે તેની નજીક જગા લેતાં કહ્યું.

" શા ઉપરથી કહો છો?"

" નગરમાં ચાલતી વાતો ઉપરથી."

"એવી વાતોપર આપણાથી વિશ્વાસ મૂકી શકાયજ નહિ."

"આપણે મહા ગંભીર કામ હાથમાં લીધું છે." વસંતે કહ્યું.

"હા, વિના કારણે આપણું કાર્ય છોડી અહિં રોકાવું પડયું છે." વિજયે જણાવ્યું.

"વળી આપણે પ્રબળ દુષ્મનો સાથે બાથ ભીડવાની છે."

"જરૂર. દુષ્મનો પણ આપણને ઓળખી ગયા છે."

"દુષ્મનોમાં એક વધુ ભયંકર છે."

"તે કોણ?"

"માનસીંગ. તેણેજ રાજાનું ખૂન કરવાના સોગન ખાધા છે."

"ઠીક, ચૂપ થાવ. જુઓ સામેથી કોઇ માણસ આવે છે." વસંતે કહ્યું.

વિજયે ચૂપ થઇ જોયું. એક માણસ તેમની તરફ તિક્ષણ નજરે જોતો જોતો ત્યાંથી ચાલ્યો ગયો.

વિજયે કહ્યું "વસંત! કંઈ સમજ પડી?"

"ના."

"પેલો ચાલ્યો જનાર માણસ કોઈક ભેદી હતો. તેની નજરમાં કાતીલ ઝેર હતું."

"મરશે, આપણે શું?"

"ત્યારે ચાલ આપણે રાજાના ફરવાના એકાન્ત સ્થળની તપાસ કરીએ કે જ્યાં રાજા એકલો ફરે છે. આ ઉપરાંત આપણે તપાસ કરી જાણી લેવું જોઇએ કે તે એકાન્ત સ્થળ ખુની માનસંગ જાણે છે કે નહિ."

"રાજા એકલો તે એકાન્ત સ્થળે ફરે છે એવું તે ખૂની કેવી રીતે જાણી શકે?" વસંતે પુછ્યું.

"અરે ખૂની કામ કરનારા તો પળેપળની ખબર રાખે છે."

વસંત વિજય ત્યાંથી ચાલી રાજાના શયન ભુવને આવ્યાં, કે જે સ્થળ ઝાડપાનથી ભરપુર હતું. તે સ્થળે આવી વિજયે પ્રથમ આસ-

પાસ દ્રષ્ટિ ફેંકી અને પછી જમીનપર ઉગેલા ઘાસ તરફ બારીક નજરે જોયું. થોડીવારે વિજય બોલ્યો, "વસંત! આ જગાએ થોડીકવારપર કોઇ આવી ગયેલું હોવું જોઇએ?"

"શા ઉપરથી કહો છો?"

"જો, માણસના ચાલવાથી આ ઘાસ દબાઇ ગયું છે અને પેલા વેલાઓ છૂદાઈ ગયા છે."

"કદાચ કોઇ આવ્યું પણ હોય."

"મને લાગે છે કે ખૂની અગર તેના માણસો આ સ્થળથી માહિતગાર છે અને તેઓજ છૂપી તપાસ રાખતા હોવા જોઇએ."

"હવે આપણે ચાલો, ભૂપત પેલા સ્થળે રાહ જોતો હશે."

"હા, ચાલો." કહી વસંત વિજય નગરના એક ભવ્ય મકાન આગળ આવી ઉભાં. ત્યાં એક ચિંથરે હાલ માણસ ઉભો હતો. વસંત વિજયે તેને ઓળખી પૂછ્યું. "કેમ?"

"બધું બરાબર છે." ભુપતે જવાબ આપ્યો.

"કયાં છે?"

"પાસેજ એક જમવાની વીશી છે; તેમાં તે મહેરબાનનો મુકામ છે."

"તેં ખાત્રી કરી છે?"

"બરાબર."

"તું આપણા સ્થળે જા, અમે થોડીવાર પછી આવીએ છીએ."

ભૂપત ચાલતો થયો. વસંત વિજય ભુપતે બોલાવેલી વીશી નજીક ગયાં, કે તરત ત્યાં ઉભેલા એક માણસે તેમને અટકાવીને કહ્યું.

"કયાં જાવ છો?"

"આ વીશીમાં."

"કેમ?"

"કંઇ ખાવાનું મળે તેથી."

"આ વીશીમાં કંઇ પણ મળશે નહિ. બીજે જાઓ કે જેથી

સારૂં ખાવાનું મળશે. આ વીશી નથી પણ દારૂની દુકાન છે."

"ઠીક ભાઇ." કહી વિજય–વસંત ત્યાંથી આગળ વધ્યાં. વિજયે કહ્યું, "તે માણુસ ખુનીનો છે. આપણુને ન જવા દેવાનું કારણુ એજ કે અંદર માનસંગ હાજર છે."

"આપણે હવે કયાં જવું છે?"

"આપણે પ્રથમ સીતાને મળી રાજાની મુલાકાત લેવી છે." કહી વિજય વસંતને સિતાએ જણાવેલા એક મકાન તરફ લઇ ચાલ્યો.

---

## પ્રકરણ ૨૩ મું.

---

### મુલાકાત અને ખૂની હુમલો.

કનકપૂરના વસ્તીવાળા મહેલ્લામાં એક નાનું મકાન આવેલું હતું. તે ઘરમાં એક વૃદ્ધ બ્રાહ્મણ રહેતો હતો. તે બ્રાહ્મણુના મકાને સીતાકુમારી વારંવાર આવતી હતી. વસંત–વિજયને પણ તેણે જણાવ્યું હતું કે મારી મુલાકાતની જરૂર પડે તો તે સ્થળે આવી મળવું.

વસંત–વિજય તે સ્થળે આવ્યાં. વૃદ્ધ બ્રાહ્મણ ઘરની વચ્ચે બેસી એક પુસ્તક વાંચતો હતો. વસંત–વિજયે તેની પાસે આવી પ્રણામ કર્યા.

બ્રાહ્મણ તેમને ઓળખતો હોવાથી બન્નેને બેસવાનું આસન આપ્યું.

વસંત વિજયે આસન પર જગા લીધી. બાદ વિજયે પૂછ્યું, "બ્હેન આવી ગયાં કે?"

"ના, તે આજે આવ્યાંજ નથી."

"આવશે ખરાં?"

"કંઈ કહી શકાય નહિ. આ સમય વિચિત્ર છે."

"અમારે તેમને મળવું છે."

"ખાસ જરૂરી કામ છે?" બ્રાહ્મણે પૂછ્યું.

"હા, જો તેમ ન હોત તો આટલી રાત્રે અહિં શા માટે આવત."

"તમે થોડીવાર બેસો. હું માણસ મોકલી તેમને અહિં બોલાવું છું." કહી તે વૃદ્ધ બ્રાહ્મણ ઉભો થયો અને શરીર પર કામળો ઓઢી બહાર નીકળ્યો. નજીકના ઘરમાં એક છોકરો રહેતો હતો. તેની પાસે જઇ વૃદ્ધે તેના કાનમાં કંઇ ધીરેથી વાત કરી, કે જેથી તે છોકરો હાથમાં લાકડી લઇ દોડયો.

બાદ તે બ્રાહ્મણ વસંત-વિજયની પાસે આવી બેઠો. અન્ય વાતો થવા લાગી. આશરે અર્ધા કલાકે એક ગાડી ત્યાં આવી ઉભી અને તેમાંથી સીતાકુમારી નીચે ઉતરી તે બ્રાહ્મણના ઘરમાં આવી. બ્રહ્મદેવે તેને બેસવાનું આસન આપ્યું.

સીતા આસન પર બેસતાં બોલી, "તમેજ મને બોલાવી છે ને?"

"હા." વસંતે કહ્યું.

"બોલો શું ખબર છે?"

"અમે તપાસ કરી ચૂકયા."

"શું માલમ પડયું?" સીતાએ પૂછયું.

"રાજાને ફરવા-હરવાની જગા ખુનીઓથી અજાણી નથી."

"નજ હોઇ શકે."

"રાજાને ત્યાં ફરતો અટકાવવો જોઇએ."

"પણ તે નથી માનતા. બહુ જક્કી છે."

"પણ તેમની જક નાશકારક પરીણામ લાવશે."

"હા, અને તેથીજ એ ભયંકર કામ તમને સોંપવામાં આવ્યું છે. બોલો તમે તેને બચાવી શકશોને?"

"પ્રભુ કૃપાથી અમે જરૂર તેને બચાવીશું."

"ખુનીને તમે ઓળખો છો?" સીતાએ પૂછયું.

"હા, તે આજે નગરમાં પણ આવી ગયો છે."

"આવ્યોજ હશે."

"તમારા પિતા હાલ શું વ્યવસાયમાં છે ?" વિજયે પૂછ્યું.

"તેમની મને ખબર નથી. આજે મેં તેમને જોયાજ નથી."

"ચાલુ કાર્યમાંજ રોકાયા હશે."

"એમજ."

"ત્યારે તમે હવે પધારો."

"તમે કઈ તરફ જાવ છો ?" સીતાએ પૂછ્યું.

"અમારો વિચાર અત્યારે રાજાને મળવાનો છે."

"શું કામ ?"

"કંઇક ચેતવણી આપવા અને અમારો એક માણસ તેમની પાસે રાખવા."

"તે કયો માણસ?"

"જે ભુપતના નામથી ઓળખાય છે તે."

"હા, તેને ત્યાં રાખવાની જરૂર છે. કયાં છે તે માણસ ?"

"તે ત્યાંના દરવાજે અમારી રાહ જોઇને ઉભો હશે."

"સારૂં; તમે જાઓ અને પુરતી સંભાળ રાખજો."

સીતાકુમારી ગાડીમાં બેસી વિદાય થઇ.

વસંત–વિજય પુનઃ રાજાના એકાન્ત નિવાસસ્થાનમાં આવ્યાં. રસ્તામાંજ ભુપત મળ્યો. તેણે કહ્યું, "ખૂની વીશીમાંથી નીકળી આ તરફ આવ્યો છે."

"ખરૂં કહે છે ?" વિજયે ચમકીને પૂછ્યું.

"હા, હું તેની પાછળજ અહિં સુધી આવ્યો છું. પણ કોણ જાણે કે અહિંથી તે કયાં ગૂમ થઇ ગયો."

"તેં બરાબર નજર ન રાખી ?" વસંતે પૂછ્યું.

"તે રાંડનાએ મને જાણી જોઇનેજ ભૂલાવામાં નાંખેલો હોવો જોઇએ." ભૂપતે કહ્યું.

"એમજ, લે ચાલ હવે અમારી સાથે."

"આપણે કયાં જવું છે ?" ભુપતે પૂછ્યું.

" સામેના મહેલમાં."

" એતો રાજાનું શયનભુવન છે."

" હા, આપણે ત્યાં જઇ રાજાને મળવું છે."

" કેમ તેમની કંઇ જરૂર પડી છે?"

" ના, પણ આજથી તારે ત્યાં રહી રાજાના અંગરક્ષકનું કામ કરવાનું છે."

" એટલે?"

" રાજા જ્યાં જાય ત્યાં તારે જવું. જ્યાં સુવે ત્યાં સુવું. રાજાની પાસેથી તારે લગીર પણ દૂર ખસવું નહિ."

" કોઇ સ્થળે જતાં અને કાર્ય કરતાં રાજા મને ના કહે તો?"

" તારે તેમનાથી દૂર પણ ઉભા રહેવું અને જવું."

" આમ કરવાનું કારણ?"

" ખૂનીયો તેમના કામને પૂર્ણ કરવા બહાર પડી ચૂકયા છે. આ બે દિવસમાંજ જે બનવાનું છે એ બનશે."

ત્રણે રાજ્યભુવન આગળ આવ્યાં. દીપકો ઝગમગી રહ્યા હતા. એક ગવૈયો અંદર ગાન ગાઇ રહ્યો હતો. તેનો અવાજ લાંબે સુધી પથરાઇ રહ્યો હતો. મહેલ આગળ સિપાહીઓ ખુલ્લાં શસ્ત્રે પહેરો ભરી રહ્યા હતા, પણ તેમનાં મુખ ઉદાશ અને ખીન્ન જણાતાં હતાં.

એ સઘળા વફાદાર હતા, પણ તેઓ સારી રીતે જાણુતા હતા કે નગર પર અને વફાદારો પર ભયનાં વાદળ ઝઝુમી રહેલાં છે. સૈનિકો-સરદારો અને અમલદારો બેવફા બની ચૂકયા છે. પ્રજામાં પણ ગભરાટ વ્યાપી રહ્યો છે. મોટો બળવો થાશે ધારી લોકો દ્રવ્ય જમીનમાં ભંડારવા લાગ્યાં છે. ઘણા દિવસથી ચર્ચાતી વાતો આ બે દિવસમાંજ ખરી થનાર છે. રાજા વનવીરના વફાદારો રાજાને હિંમત આપતા હતા. પણ મનમાં સમજતા હતા કે ફાવી શકાવાનું નથી. રાજાના રક્ષણાર્થે સઘળા વફાદાર રાજપૂતોએ પ્રાણાર્પણ કરવાનો નિશ્ચય કરેલો હતો. સેનાપતિ અને અંગરક્ષકોનો સરદાર શંકર રાજાની પાસેજ રહેતા

હતા. પણ તે સર્વને ભયનાજ ભણકારા વાગી રહ્યા હતા.

રાત્રિના અગીઆર વાગ્યા હતા. ગાનાર ગાન પૂર્ણ કરી ચાલતો થયો. રાજા અને સેનાપતિ દિવાનખાનામાં રહ્યા. અંગ રક્ષકોનો સરદાર શંકર અન્ય કામને અર્થે ચાલતો થયો.

વનવીરે થોડો સમય મૌન ધારી પૂછ્યું. " સેનાપતિ! મામલો ગંભીર થતો જાય છે."

" હા, લશ્કરીયો સાથે રાજયના સેવકો પણ બદલાઇ ચૂકયા છે. નગરજનોમાંના ગરીબ લુચ્ચાઓ અને હરામખોરો મોટો બળવો થવાથી અને રાજાનો નાશ થવાથી પૈસાવાળા બની જવા ધારી બેવફાઓની સાથે જોડાઇ ગયા છે. હું જ્યાં જ્યાં જાઉંછું ત્યાં આની આજ વાતો થઇ રહી છે. નામદાર! આ બે દિવસમાંજ જે થવાનું છે એ થશે." સેનાપતિએ કહ્યું.

" ત્યારે તો જરૂર એ બનાવ બન્યા વગર નહિજ રહે કેમ ?" રાજાએ ગંભીરતાથી પૂછયું.

" ના, બળવાખોરોએ સઘળી તૈયારી કરી મૂકી છે."

" તેમની તૈયારી આપણે ધૂળમાં મેળવો? તમે તે લોકોને એવાં પગલાં ભરતાં કેમ અટકાવી શકતા નથી? હું આશ્ચર્ય પામું છું કે તમે આજસુધી તેવાઓને પકડી કારાગૃહમાં કેમ પૂર્યા નહિ? તેઓ છૂટા રહેવાથીજ વાત આટલે બધે આવી છે. વળી આ બધાનું મૂળ માધવ છે."

" તે હું જાણુંછું."

" જાણો છો છતાં તેને હજી સુધી છૂટો શા માટે રાખો છો? તેને એકદમ કેદ કરી કારાગૃહમાં પૂરી દયો."

" જો મેં એમ કર્યું હોત, તો ક્યારનુંએ તોફાન શરૂ થયું હોત. આપણું તમામ લશ્કર તેનેજ જોઇ રહ્યું છે."

" સૈનિકો આવી રીતે એકદમ બદલાઇ જશે એવું હું ધારતો નહોતો."

"લાલચ અને લોભ એવી વસ્તુઓ છે કે માણુસ તત્કાળ ફરી જાય છે. મારા નામવર! મારે તમને કહેવાનું એજ કે સમય બદલાઇ ચૂક્યો છે તેથી આપે કોઇની પર મુદ્દલે વિશ્વાસ રાખવો નહિ."

"આમાં શું પરીણામ આવશે?" વનવીરે પૂછ્યું.

"શત્રુઓનો જય અને આપણો પરાજય."

"જો એમ થાય તો આપણી દશા ઘણીજ ખરાબ થાય."

"હા, અને તેથીજ હું આપ નામદારને વારંવાર કરગરી રહ્યો છું કે આપ જલ્દીથી કોઇ નિર્ભયસ્થાને ચાલ્યા જાવ."

"શું હું જતો રહું? ભયથી નાશી જાઉં?" વનવીરનું મુખ રાતુંચોળ થયું. તેણે ગુસ્સાથી કહ્યું.

"નહિ, હું મરણના ભયથી નાશી નહિ જાઉં. ભલે તે લોકો મને નાલાયક રાજા ગણે; પણ હું તેમને બતાવી આપીશ કે હું નામર્દ તો નથીજ. તેઓ બળવો જગાડશે અને મને પકડવા અથવા મારવા આવશે તો પણ હું તેઓની સામે બહાદુરીથી ઉભો રહીશ. પછી જે થવાનું હશે તે થશે."

"બસ એથીજ નક્કી થાય છે કે મરણને મળવું." સેનાપતિએ દિલગીરી દર્શાવી કહ્યું.

"હું બહાદુરીથી મરણને શરણ થવા ઘણો ખુશી છું. સરદાર! હવે આ વાત આટલેથીજ અટકાવો. મારૂં માથું ફરી ગયું છે. મારે વિચારની જરૂર છે. તમે જાઓ. હું મેદાનમાં થોડીકવાર ફરી આવું." રાજા વનવીર ઉભો થયો.

"મારા કૃપાળુ રાજા! હું આપની આજ્ઞા માથે ઉઠાવું છું. પણ આવા વખતમાં આપે એકલા ફરવું ઉચીત નથી."

"એટલે?" વનવીરે પૂછ્યું.

"ખૂનીયો તેમની ઇચ્છા પૂર્ણ કરવા ફરે છે."

"તો ભલેને હું વ્હેલોજ મરી જાઉં. જે મોડું તે વ્હેલું. મારા

ભલા સેનાપતિ! જાઓ, સુખેથી નિદ્રા લ્યો. આપણી ચિંતા પ્રભુને ઘણી છે.” કહી રાજાએ નીચે ઉતરવા માંડયું.

સેનાપતિ સજળ નયને રાજાને જતો જોઇ રહ્યો. રાજાના ગયા પછી તેણે એક લાંબો નિઃશ્વાસ મૂકયો.

આ વખતેજ વસંત–વિજય અને ભૂપત ત્યાં આવી પહોંચ્યાં. તેમણે રાજાને બહાર આવતો જોયો. ત્રણે ઉભાં રહ્યાં.

વનવીર નજીક આવ્યો. ત્રણ અપરીચિત જનોને જોઇ તે ઉભો રહ્યો. પણ તત્કાળ વિજયે તેની નજીક જઈ પૂછ્યું. “આપ નામદાર અત્યારે કઈ તરફ જાઓ છો?”

રાજાએ તેનો અવાજ ઓળખી પૂછ્યું, “કોણ વિજયસિંહ?”

“હા, આપ કઇ તરફ પધારો છો?”

“મગજ વ્યાકુળ હોવાથી એકાન્ત તરફ જાઉં છું.”

“આટલી રાત્રે?”

“શું ફિકર છે?”

“આવા વખતે સાવધ રહેવાની ઘણી જરૂર છે.”

રાજા હસ્યો. વિજયે વિચાર કરી કહ્યું. “આપની ઇચ્છા હોય તો ભલે પધારો; પણ આ ભુપતને સાથે લેતા જાવ.”

“તે મારી સાથે આવીને શું કરશે?”

“આપની આજ્ઞા ઉઠાવશે.”

“મારા આજ્ઞાધારકો તો બધા બળવાખોર થઇ ગયા છે.”

“તેમને તેમના પાપની શિક્ષા પ્રભુ કરશે.”

“તમે મારી સાથે કયારે રહેવા આવનાર છો?” વનવીરે પૂછ્યું.

“ઘણું કરીને કાલ સવાર અગર સાંજથી અમે અહિં આવી રહીશું.”

“જરૂર આવજો. તમારો સહવાસ મને પસંદ છે.”

રાજા ઝાડી તરફ ચાલતો થયો. ભુપત પણ તેની પાછળ–પાછળ જવા લાગ્યો.

વસંત–વિજય ત્યાંથી કયાં ગયાં તે જાણી શકાયું નહિ. રાત્રિનો સમય હોવાથી બધે ચૂપકિદી પથરાએલી હતી. ઝાડી તરફ જવાના રસ્તાની બન્ને બાજુએ થોડે થોડે અંતરે ફાનસો પ્રકાશી રહ્યાં હતાં. પણ વૃક્ષોની ઘટાને લીધે સર્વત્ર અંધારૂંજ જણાતું. વનવીર ઝાડીના રસ્તાઓથી અજાણ્યો નહોતો. તેને એવી ટેવ પડેલી હતી કે દરરોજ રાત્રિના સમયે મોડા સુધી ઝાડીમાં ફર્યા કરતો. ચારે તરફ ચાલતી વાતોથી વનવીરનું મગજ વ્યાકુળ બની ગયું હતું. મગજનો ભાર ઓછો કરવાના ઈરાદે તે આ એકાન્ત સ્થાનમાં આવી ફરતો હતો. તે અત્યારે વિચારાવસ્થામાં હતો. પોતાની પાછળ ભુપત આવે છે એવું પણ તેને ભાન નહોતું. વિચારમાંને વિચારમાં તે એક ધીચ ઝાડી આગળ આવ્યો; કે જ્યાં એક નાનો અને સાંકડો રસ્તો આવેલો હતો. વૃક્ષો પણ પુષ્કળ આવેલાં હતાં. રાજા વિચારમાં ચાલ્યો જતો હતો; કયાં જાય છે? કંઈ તરફ જાય છે એનું પણ ભાન તેને રહ્યું ન હોય એમ જણાતું હતું. એવામાંજ પાછળ–પાછળ ચાલ્યો આવનાર ભુપત એકદમ આગળ દોડી આવ્યો અને રાજાને આગળ વધતો અટકાવ્યો.

વનવીરે વિચારમાંથી મૂક્ત થઇ પૂછ્યું, "ભૂપત! શું છે?"

ભૂપત જવાબ આપે તે પહેલાં તો એક ઘટાવાળા ઝાડ ઉપરથી એક રાક્ષસી કદનો માણસ જમીન પર કુદી પડ્યો; અને અંધકાર હતો છતાં તેણે તેના ઉંચા કરેલા હાથમાં પકડેલો છૂરાનો ચળકાટ સ્પષ્ટ જણાયો.

તે ખૂની તેના હાથમાંનો છૂરો રાજાને ભોંકે એ પહેલાં તો આપણો બહાદુર ભૂપત વિજળીની ઝડપે દોડી તેને વળગી પડ્યો. ભુપતના વળગવાથી ખુની જમીન પર પછડાયો. ભુપતે તેના શરીર પરથી તેને તરતજ ઓળખી લીધો કે આ માનસીંગ છે. જમીન પરથી માનસિંહ ઉભો થયો અને એક નજીકના રસ્તા તરફ દોડી વૃક્ષોની ઘટામાં અદશ્ય થઈ ગયો. ભૂપત તેની પાછળ દોડવા ઉત્સુક

થયો; પણ રાજાએ તેને તેમ કરતો અટકાવ્યો. વળી વિજયે કહેલું કે રાજાને એકલો મૂકી જઇશ નહિ એ યાદ આવતાં ભુપત ખુનીની પાછળ નહિ જતાં રાજાની પાસેજ ઉભો.

રાજાનું મુખ આ વખતે લેવાઇ ગયું હતું. તેનું શાન્ત-ગંભીર વદન નિસ્તેજ અને ફિક્કું જણાયું. આ અરસામાંજ ઝાડીની અંદરથી માણસોનાં આવવાનાં પગલાં સંભળાયાં. તેઓને ખુનીઓ ધારી રાજા સ્વસ્થ થઇ ઉભો. ભુપત પણ સાવધ થઇ રાજાની આગળ આવી ઉભો. આવો વફાદાર માણસ પોતાની પાછળ મોકલવાથી રાજાનું હૃદય વિજય પ્રત્યેના ઉપકારના ભારથી દબાયું. થોડીવારે જે તરફથી માણસોના આવવાનાં પગલાંનો અવાજ સંભળાતો હતો, એ તરફથી એકાએક ફાનસનો પ્રકાશ આવ્યો. તે પ્રકાશમાં જણાયું કે રાજાની તરફ કોઇક બે માણસો ચાલ્યા આવે છે. થોડેક નજીક આવતાં ભુપત તેમને ઓળખી તેમની તરફ દોડયો. વનવીર હજી આ ભયંકર અને આશ્ચર્યકારક ઘટનાના વિચારમાં હતો.

આવનારાં વસંત-વિજય હતાં. તેઓ તેમના સ્થાને નહિ જતાં ત્યાં એટલામાંજ ફરતાં હતાં; ખુની માનસીંગને નાશી જતો દૂરથી તેમણે જોયો હતો; અને તે પછી તેઓ જ્યાં રાજા હતો ત્યાં આવ્યાં.

ભુપતે સઘળી હકીકત તેમને જણાવી. વિજયે રાજાની પાસે આવી કહ્યું, " આપ નામવર બચી ગયા જાણીને હું ઇશ્વરનો ઉપકાર માનું છું. આવો ખુની હુમલો જરૂર થશે ધારીનેજ મેં ભુપતને તમારી સાથે રહેવાનો હુકમ કર્યો હતો.

" તમારો ઉપકાર માનું છું. વિજયસિંહ ! તમે મારૂં એક કામ કરો. " રાજાએ કહ્યું.

" ફરમાવો. " વિજયે કહ્યું.

" મારી ઉપર ખુની હુમલો કરનાર કોણ હતો; તેની તપાસ કરો. એ નીચ માણસને ગમે ત્યાંથી પણ શોધી કહાડો. "

" આપની પર ખની હુમલો કરનારા પાપાત્માને હું ઓળખું છું."

"ત્યારે તો તેને એકદમ કેદજ કરો." રાજાએ આજ્ઞા આપી.

વિજય મનમાં હસ્યો અને બોલ્યો, "અરેરે ! આ બાળરાજા બે દિવસ પછી રાજા કહેવાતો પણ મટી જશે."

પુનઃ વનવીરે પૂછ્યું. "કેમ એને કેદ કરી શકશો ને ?"

"મારાથી બનતું કરીશ. હાથમાં આવતાં તેને જરૂર કેદ કરીશ."

"વિજયસિંહ ! તમારા પ્રયત્નથીજ આજે મારો જીવ બચ્યો છે, મારા લાયક જે કાંઇ કામ હોય તે સુખેથી જણાવજો."

"મારે આપની પાસેથી એક વચન લેવું છે ?"

"વચન કરતાં મારો શબ્દ બહુ છે. બોલો ?"

"આવતી કાલે રાત્રે આજ વખતે આ સ્થળે આપશ્રી મને મળવાની કૃપા કરશો.

"શા માટે ?"

"તે હું અત્યારે કહી શકતો નથી. પરંતુ વિશ્વાસ રાખજો કે હું તમારો શત્રુ નથી પણ મિત્ર છું."

"એવી ખાત્રી મને પૂરેપૂરી થઇ ચૂકી છે." રાજાએ કહ્યું.

"ત્યારે આપ મારા કહેવા પ્રમાણે કરશોજ. નામદાર ! અત્યારે હું જે કાંઇ આપને કહું છું તે ફક્ત આપના ભલાને માટેજ."

"હું જરૂર મળીશ."

"ઉપકાર થયો."

"બોલો બીજું કાંઇ ?"

"આ ભુપતને તમારી પાસેજ રાખજો."

"બહુ સારૂં, એતો હવે મારો મિત્ર થઇ ચૂકયો છે." રાજાએ તેના રોજના આનંદી સ્વભાવથી કહ્યું.

"ત્યારે અમે હવે રજા લઇએ છીએ."

"હા, પણ પેલાને પકડવાનું ભૂલતા નહિ."

"સારૂં."

"આપશ્રી પણ હવે મહેલમાં પધારો." વસંતે કહ્યું.

"તમે જાઓ, હું થોડીવાર પછી જઇશ."

"ના, કૃપા કરી અમારી સાથેજ ચાલો. અમે તમને મહેલમાં મુકીને જઇશું."

"આટલી ઉતાવળનું કારણ શું છે?"

"આ જગા સલામત નથી."

"એટલે શું દરેક પળે ખૂનીયોજ હોતા હશે ?"

"હા, કનકપૂરમાં આજકાલ ખૂનીયો વધી ગયા છે, ખૂનો કરવાં એતો સ્હેલું કામ થઇ પડયું છે."

"ચાલો ત્યારે." કહી રાજા આગળ ચાલ્યો.

વસંત-વિજય રાજાની સાથે મહેલ આગળ આવ્યાં. બિચારો સેનાપતિ અને રાજાનો અંગરક્ષક સરદાર શંકર રાજાની આતુર નેત્રે રાહ જોઇ દ્વારમાંજ ઉભેલા હતા. રાજાને સહિ સલામત જોતાંજ તેઓએ આનંદ પ્રદર્શિત કર્યો.

વસંત-વિજય સર્વની રજા લઈ શિવાલયે આવી વિરામ અર્થે શૈય્યાવશ થયાં.

---

## પ્રકરણ ૨૪ મું.

### સપડાયાં.

"સીતા! હું નહોતો ધારતો કે તું મારી પુત્રી થઇ શત્રુની ગરજ સારીશ." માધવ પ્રધાન તેના મકાનનાં એક એકાન્ત ભાગમાં તેની પુત્રીને ધમકી આપી રહ્યો હતો.

સીતા બોલી, "પિતાજી! મને પણ સ્વપ્ને ખ્યાલ ન્હોતો કે તમે એક નાના છોકરાના જીવના શત્રુ થશો."

"રાજ્ય ખટપટ એવીજ હોય છે?"

"તો તમારે શા માટે એવી પાપી ખટપટમાં પડવું પડે છે?"

"છોકરી! તને શું ખબર! રાજ્ય લોભ એ એક એવી વસ્તુ છે કે જેના માટે ભયંકર પાપ કર્મ પણ કરવું પડે."

" તમને રાજ્ય લોભ લાગ્યો છે, તો ભલે સુખેથી રાજ્ય લઇ લ્યો. ચાલો હું પોતેજ તમને સિંહાસનારૂઢ થવાની વ્યવસ્થા કરી આપું; પરંતુ તમે જે નિર્દોષના લોહીથી હાથ રંગવા તત્પર થયા છો; તે વિચાર દૂર કરો. તે નિર્દોષ છે. તેના જીવવાથી તમને કંઇ પણ હરકત થનાર નથી."

"સીતા! હું તારી વાત અને દલીલોને માન્ય કરી શકતો નથી. જ્યાં સુધી એ જીવે છે અને જીવતો રહે ત્યાં સુધી અમે સુખેથી રાજ્ય ચલાવી શકીએજ નહિ. વળી તું જેને નાનો માને છે; તે જો કે વયમાં નાનો છે; પણ બળ-બુદ્ધિ અને કાર્યમાં મોટો છે. જો તે જીવતો રહે તો ભવિષ્યમાં તે અમારો શત્રુ જરૂર થઇ પડે."

"તે તમારો શત્રુ ન થાય એવા તેની પાસે સોગન લેવરાવું તો?"

"હું સોગનને સમજતો નથી."

"લાચાર છું કે હું મારા બાપને પણ સમજાવી શક્તિ નથી."

"ક્યાંથી સમજાવી શકે? તું બાળક છે, બુદ્ધિહીન છે."

"હું બાળક છું, પણ તમારા જેવી પાપી નથી."

"શું હું પાપી છું?"

"હા, પાપીજ નિર્દોષના લોહીથી હાથ રંગે છે."

"તું જેને નિર્દોષ માને છે, તેને હું ભયંકર માનું છું."

"રાજ્ય લોભથી તમારી આંખ્યોએ અંધકારનાં પડળ વળ્યાં છે એથીજ તમે પાપ-પુણ્યને જાણી શકતા નથી. પિતા! બાપુ! વિચારો; ભયંકર પાપથી પેટ ન ભરો. કુદરત કર્તાનો કારમો કોપ તમારી પર ઉતરી રહ્યો છે. જેનાથી તમે સુખી છો; અરે જેનાથી તમે તમારૂં પાપી પેટ ભરી આટલે દરજ્જે ચઢયા છો; તેના કુળનો અરે એકના એક વારસનો ઘાત કરતાં ડરો; ઇશ્વરની ખાતર પણ ડરો." આટલું બોલતાં સીતાકુમારી હૃદય ભરાઇ આવવાથી રડી પડી.

નરપશુને તેની પુત્રીના શબ્દોથી અથવા તો અશ્રુઓથી કંઇ પણ અસર થઇ નહિ. તે મોટા અવાજે બોલ્યો, "ચાલ ઢોંગ છોડી

દે. હું તને આજથી આજ્ઞા કરૂં છું કે તારે મારા કામમાં માથું મારવું નહિ."

"ત્યારે શું તમે તેનું ખુન કરશોજ ?" સીતાએ ધ્રુજતા અવાજે પૂછ્યું.

"હા, જરૂર."

"એ પાપ કર્મનાં ફળ અવશ્ય ભોગવવાં પડશે."

"તે વખતે જોઇ લેવાશે."

"હા, પ્રભુ અન્યાય થાય છે, જુલ્મ થાય છે." સીતાએ ઉંચે જોઈ પ્રભુને પોકાર કર્યો.

"અન્યાય નહિ પણ ન્યાય થાય છે; પ્રજાપિડક રાજાના સંતાનનો ઘાત થવાથી પ્રજાસત્તાક રાજ્ય સ્થપાય છે."

"એટલે તમે રાજા નહિ થવાના ?"

"થવાનો; પણ રાજ્યનો કારભાર પ્રજાના માણસોથી જ ચલાવવાનો."

"શું ખબર કે તમે પ્રજાને પણ પાયમાલ નહિ કરો."

"એટલે ?"

"પાપી રાજા પોતાનો સ્વાર્થ પૂર્ણ થતાં પ્રજાને નહિ પીડે એવી ખાત્રી શી ?"

"પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવાનો મારો પ્રયત્ન અને આજ સુધીનાં મારાં કામ પ્રજાની ખાત્રીને માટે પૂરતાં છે."

"પ્રજા જાણે છે કે તમે નિમકહરામ સ્વાર્થાંધ થયા છો અને એક નિર્દોષના લોહીથી રંગાઇ કનકપૂરની ગાદી પર બિરાજવા ઇચ્છો છો; પણ મારો આત્મા કહે છે કે કનકપુરનું રાજ્ય સિંહાસન તમારા જેવા પાપીને માટે છેજ નહિ. આ મારૂં વચન સત્ય થશે."

"અપશુકનીયાળ છોકરી ! ચાલ જતી રહે અહિંથી." પ્રધાને ગુસ્સે થઇ કહ્યું.

સીતા વધુ નહિ બોલતાં ત્યાંથી ચાલતી થઇ. પ્રધાન ગુસ્સાના આવેશથી થોડીકવાર મૌન ધારણ કરી ત્યાં બેસી રહ્યો.

એવામાં એક સેવકે ઉપર આવી જણાવ્યું કે, " આપને એક ગૃહસ્થ મળવા માગે છે."

" તે કોણ છે ? "

" હું ઓળખતો નથી. "

" ઠીક, જા; આવવા દે. "

સેવક ચાલતો થયો. થોડીવારે એક કદાવર પુરૂષે દાખલ થઇ પ્રધાન સામે જોયું અને પછી બે પરવાઇથી પ્રધાનની આગળ પડેલી ખુરશી પર બેઠો.

પ્રધાનને તેના આવા અયોગ્ય વર્તનથી ઘણો ગુસ્સો ચઢયો; પણ એ માણસને કંઈ કહેવાય એવું નહિ હોવાથી ગુસ્સાના ઘુંટને ગળી ગયો.

પ્રધાન એક બીજી ખુરશી ખેંચી લાવી તેની સામે બેઠો; અને પૂછયું, " કહો કેમ આવવું થયું છે ? "

" હું એક અગત્યની ખબર આપવા આવ્યો છું." તે માણસે કહ્યું.

" જણાવો ? "

"આજ કે કાલ સુધીમાં સઘળો ફેંસલો આવી જશે; પણ સંભાળજો; તેના પક્ષમાં પણ ઘણાજ બહાદુર અને બળવાન માણસો છે. વળી પ્રજા પણ તેને મદદ કરે છે. "

" એટલે આપણે શું તેઓનાથી બ્હી જવું ? " પ્રધાને ટટાર બેસી પૂછયું.

" આપણી પાસે બીક કે ભય આવીજ શકે નહિ; પણ કામમાં કંઇકવાર લાગે. "

" તમે તમારા કાર્યનો આરંભ કર્યો ? "

" હા, ગઇ રાત્રેજ હું એ વિચારથી તે તરફ ગયો હતો. "

" કામ ફત્તેહ થયું ? "

" ના, તે સ્હેજમાં બચી ગયો. પેલા વિજય પરદેશીનો માણસ તેની પાસે હોવાથી મારો દાવ ખાલી ગયો."

" શું તમારો પ્રયત્ન નિષ્ફળ ગયો ? "

" હા, પણ આ માનસીંગ નિરાશ થાય એવો નથી. હું તેને જરૂર પૂરો કરીશ. પણ તે પહેલાં તે પરદેશીયોથી આપણે ઘણું સંભાળવાનું છે. હું અને તમે તો એમજ માનતા હતા કે એ પરદેશીયો આપણા કામની વચ્ચે માથું મારશે નહિ; પણ તેઓ તો આપણા માર્ગમાં કંટકરૂપ થવા લાગ્યા છે. "

" તે હરામખોરોને તે દિવસે મેં સખ્ત ધમકી આપી હતી; છતાં તેઓ હજી ગયા નથી. આથીજ મારી ખાત્રી થાય છે કે તેઓ આપણી પ્રત્યે દુષ્મનાવટ ધરાવે છે." માધવે કહ્યું.

" તેઓએ રાજાના પક્ષવાળાઓને રાજાને બચાવવાનું વચન આપ્યું છે. રાજા પણ તેઓનું કહ્યું માને છે. રાજાની પાસે તેઓએ એક માણસ મુકયો છે. તે માણસ ઘણોજ કાર્યદક્ષ અને હિંમતવાન છે, રાજાને છોડી તે લગીર પણ આઘો જતો નથી. એ પરદેશીયો રાજાને આ નગરમાંથી લઇ જવાના છે. "

" શું તેઓ રાજાને લઇ જનાર છે ? " પ્રધાને વ્યાકુળતાથી પૂછ્યું.

" હા, આપણે ગફલતમાં રહીશું તો તેઓ તેમના કામમાં વિજય મેળવશે. "

" રાજા જીવતો જાય તો ભવિષ્ય ભયંકર થાય. "

" એ હું પણ જાણું છું. "

" ત્યારે કરવું શું ? " પ્રધાને અકળાઇને પૂછ્યું.

" હું બતાવું. "

" શું ? " પ્રધાને આશાવાન થઈ પૂછ્યું.

" તે પરદેશીયોને કેદ કરો. "

" વિના કારણે કેદ કરવાથી તોફાન થશે તો ? "

" જોઇ લેવાશે. "

" હું તેઓની પર આરોપ મૂકી કેદ કરીશ. "

" કયારે ? "

"આવતી કાલે ?"

"ખરેખર તમારી બુદ્ધિ સાથે તમને ઘણીજ દુષ્મનાવટ હોય એમ લાગે છે."

"કેમ ?"

"જાણતા નથી કે આજકાલમાં આપણે ફત્તેહ મેળવવાની છે ?"

"અરે હા, એ તો હું ભૂલી ગયો."

"એ પરદેશીયોના કેદ થયા પછીજ સૌ કાંઇ બની શકશે."

"હું આ વખતેજ તેમને પકડાવી કેદમાં પૂરાવું છું, બોલો પછી કાંઇ ?"

"હા, પણ સંભાળજો. તે પરદેશીઓ કાચા–પોચા નથી."

"પચાસ હથીઆરબંધ સિપાહીઓને મોકલીશ."

"ઠીક."

પ્રધાન ઉભો થયો. માનસીંગ ત્યાંથી ચાલતો થયો. તેના ગયા પછી પ્રધાને પચાસ માણસોની ટુકડી મંગાવી એક સરદારને તેઓની સાથે શિવાલય તરફ મોકલીશ.

વાચકો ! તે સરદાર અને તેના લશ્કરીઓ આવી પહોંચે એ પહેલાં ચાલો આપણે શિવાલયમાં જઇને જોઇએ કે ત્યાં શી ઘટના બની રહી છે.

આ વખતે શિવાલયમાં વસંત–વિજય બહાર નીકળવાને તૈયાર થઇ હરીદાસની સાથે કંઇક વાત કરી રહ્યાં હતાં. કેટલીક વાતોને અંતે હરીદાસે પૂછ્યું. "તે કામ આજેજ કરી નાખશોને ?"

"હા."

"ત્યારે હવે આપણો મેળાપ કયાં થશે ?"

"એ અત્યારે કહી શકાય નહિ."

"ઠીક, જુઓ સામેથી શંકર આવતો હોય એમ જણાય છે." હરીદાસે હાથ લંબાવી કહ્યું.

"હા, એ શંકર જ છે. સારૂં થયું કે તે પણ વખતસર આવી પહોંચ્યો." વિજયે કહ્યું.

શંકરસિંહે વિજયની નજીક આવી કહ્યું, "વિજયસિંહ! આજેજ સાંભળવાનું છે."

"ફિકર નહિ, પ્રભુ કૃપાએ આપણી ફત્તેહ જ છે."

"મને કંઈ આજ્ઞા છે?" શંકરે પૂછ્યું.

"તમારેજ સઘળી ગોઠવણ કરવાની છે."

"મારે જે કરવાનું હોય તે જણાવો?"

"તમારે રાત્રિના દસ વાગે પાંચ પાણીદાર ઘોડા તૈયાર રાખવા."

"સારૂં, પછી?" શંકરે પૂછ્યું."

"રાજાને પણ તૈયાર રાખવો."

"એટલે?"

"તેને તે વખતે મહેલની બહાર જવા દેવો નહિ."

"પણ તમે તેને લઇ જશો કેવી રીતે?"

"જો માનશે તો સમજાવીને અને નહિ માને તો છેવટે બળજોરીથી તેને બેભાન બનાવીને લઇ જઇશું."

"બેભાન કેવી રીતે બનાવશો."

"સુંઘવાની દવાથી."

"એવી દવા મેળવી છે?"

"હા, મારી પાસે જ છે."

"વારૂં બીજું કાંઇ?"

"રાજાને કોઇ પણ બાબતની ખબર પડવા દેશો નહિ."

"તે બાબતથી બેફિકર રહેજો. તમે ત્યાં કયારે આવશો?"

"રાત્રે."

"ઠીક ત્યારે હું જાઉ છું."

"જાઓ અને સેનાપતિને પણ સાવધ રહેવાનું સૂચવજો."

શંકર માથુ નમાવી ચાલ્યો ગયો.

તેના ગયા પછી વિજયે વસંતને કહ્યું; "આજે આપણે મેદાન પડવાનું છે."

" તે પડીશું. ફીકર શી છે ?"

"તોફાનીઓને આપણા કાર્યની જાણ પડી ગઇ હોય એમ લાગે છે."

" આપણે તેઓની આંખ્યોમાં ધૂળ નાખીને રાજાને ઉપાડી જઇશું."

વિજયે ભુપતના જોડીદારને બોલાવી કહ્યું, " મોહન! જો, સાંભળ. આજે આપણે આપણું છેવટનું કામ કરવાનું છે. તું બરાબર સાવચેત રહેજે."

" મારી ચિંતા કરશો જ નહિ." મોહને કહ્યું.

" તું અમને ક્યાં મળીશ ?"

" તમે કહો ત્યાં ?"

" તું થોડીવાર પછી આપણો સઘળો સામાન અને ઘોડાઓ લઇ અહિંથી નીકળી જજે અને અહિંથી ઉગમણી દિશામાં જે ગામ પહેલું આવે તેમાં કુંભારને ઘેર રાત વાસો રહેજે. એ ગામમાં ચાર દિવસ રોકાજે. પ્રભુ કૃપાએ તો અમે કાલ સાંજ સુધીમાં અગર તો પરમ દિવસે સાંજ સુધીમાં જરૂર તારી પાસે આવી પહોંચીશું. છતાં કદાચ અમારાથી આવી શકાય નહિ તો એમ સમજજે કે અમે સંકટમાં સપડાયાં છીએ. પછી તું ત્યાં નહિ રોકાતાં નૌત્તમનગર તરફ જજે અને ત્યાં કોઇ દેશભક્તને મળી ભુજંગસિંહ સરદારનો પત્તો મેળવી તેમની છાવણીમાં જજે અને અમારા સમાચાર જણાવજે. સમજ્યો ભાઇ?" વિજયે કહ્યું.

વસંત-વિજયથી છૂટો પડતાં મોહનની આંખ્યોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. વસંત-વિજયે તેને હિંમત અને ધિરજથી થોડા વખતને માટે પોતાનો વિયોગ સહન કરવાનું જણાવી જવાનું કહ્યું. બાદ તે બંન્ને હરીદાસ વગેરેને મળી ત્યાંથી ચાલતાં થયાં. વૃદ્ધ હરીદાસે તેમનું કાર્ય સફળ થાય એવો આશિર્વાદ આપ્યો.

નગરની બહાર એક નાનું ઝુંપડું આવેલું હતું. વસંત-વિજય

ત્યાં આવી ઉભાં. વિજયે આસપાસ જોઇ કહ્યું, "વસંત! આપણે આપણા કામની આજેજ પૂર્ણાહુતી કરવાની છે."

"તે આપણે પૂર્ણ કરીશું. બિચારો બાળરાજા..."

વસંત આગળ બોલે એવામાં જ લશ્કરીઓ આવતા જણાયા. વસંત-વિજય બાજુપર ખશી ઉભાં રહ્યાં. તેમને સ્વપ્ને પણ ખબર નહોતી કે તે સૈનિકો પોતાને જ પકડવાને આવે છે. બન્ને નિર્ભયતાથી ઉભાં રહ્યાં હતાં. સૈનિકો તેમની પાસે આવ્યા અને બન્નેને ઘેરી ઉભા રહ્યા. આવું જોતાં જ વસંતનું મુખ ગુસ્સાથી લાલચોળ થઇ ગયું. વિજયે તેને શાન્ત રહેવાની ઇસારત કરી સૈનિકોના સરદારને પૂછ્યું, "અમને ઘેરીને ઉભા રહેવાનું શું કારણ છે?"

"તમને કેદ પકડવાનો હુકમ છે." સરદારે કહ્યું.

"કોનો હુકમ છે?" વસંતે ગુસ્સાથી પૂછ્યું.

"પ્રધાનજીનો. સરદારે જણાવ્યું.

"અમને પકડવાનો હુકમ આપવાનું કાંઇ કારણ જાણો છો કે?"

"ના, પ્રધાનજી પાસેથી કારણ જાણી શકશો. ચાલો તાબે થઇ જાવ."

વસંત-વિજય બોલ્યા વિના તાબે થયાં અને સૈનિકો સાથે ચાલ્યાં. વિજયની દિલગીરીનો પાર રહ્યો નહિ. તેનો વિચાર આજ રાતના રાજાને લઇને પસાર થવાનો હતો. તે મનમાં શોચતો હતો કે, મારી ધારણા મારા મનમાં જ રહી. આવી રીતે અચાનક આફત આવી પડવાથી સમજાય છે કે હજી પણ ભાવી ભયંકર છે. બીચારો બાળરાજા આજે રાત્રિએ ખુનીની કાતીલ કટારનો ભોગ થશે. નાશી જવાની સઘળી તૈયારી કરી સેનાપતિ પણ આતુરતાથી રાહ જોશે. આવી રીતના શોકોદ્‌ગાર કાઢતો વિજય ચારે તરફ નજર ફેરવતો સિપાહીઓની વચ્ચે ચાલ્યો જતો હતો. વસંતની દિલગીરીનો પણ પાર નહોતો. લશ્કરીયોથી ઘેરાએલાં આ બન્ને કેદીઓને જોવા લોકોનાં ટોળે ટોળાં મળ્યાં હતાં; પણ તેમાંના કોઇની હિંમત નજીક

જવાની ચાલતી નહોતી. સૈનિકો બન્ને કેદીઓને એક નાના કિલ્લામાં લઇ આવ્યા, કે જ્યાં પત્થરની બાંધેલી કેટલીક કોટડીયો આવેલી હતી. એમાંની એક કોટડીમાં વસંત વિજયને લઇ જવામાં આવ્યાં. સુભાગ્યે તેમના હાથ પગમાં હજી સુધી બેડીયો નાંખવામાં આવી નહોતી. એને માટે તે બન્નેએ મનમાં પ્રભુનો ઉપકાર માન્યો. તેમને જે ઓરડામાં લાવીને રાખવામાં આવ્યાં હતાં, તે ઓરડીની દિવાલો પત્થરની હતી; પાછળની પછીતે એક મોટી બારી પવન આવવાને માટે મૂકેલી હતી. તે બારીમાં મજબુત અને જાડા લોખંડના સળીયા આવેલા હતા.

સૈનિકોનો સરદાર હજી તેમની પાસે ઉભો હતો. વિજયે તેને કેટલાક પ્રશ્નો પૂછયા; પણ એકે પ્રશ્નનો જવાબ તે સરદાર આપી શક્યો નહિ. એ પછી તે સરદારે કહ્યું; તમે બન્ને ઉભા થાવ; મારે તમારી જડતી લેવી છે ?"

"શું કરવું છે ?" વસંતે ક્રોધથી પૂછ્યું.

વિજયે વસંતનો હાથ દાબતાં ધીમેથી કહ્યું, "શાન્ત રહે, વધુ બોલીશું તો આપણે સાંકળોથી બંધાઇશું."

સરદાર સાહેબની આજ્ઞા મુજબ વસંત–વિજયે પોતાની ઝડતી લેવા દીધી. સરદારે બન્નેએ પહેરેલાં કપડાંના ગજવાં ખુબ ધ્યાનપૂર્વક તપાસ્યાં. બન્નેના ગજવામાંથી બે નાની પિસ્તોલો અને થોડાંક કારતુસો સિવાય સરદારના હાથમાં કંઇ આવ્યું નહિ.

સરદાર કરડી નજરે બન્નેની તરફ નજર ફેંકી ઓરડામાંથી બહાર નીકળ્યો અને ઓરડાનું બારણું બંધ કરી ઉપર તાળું લગાવ્યું. વસંત ગુસ્સાથી કંપતી હતી, પણ વિજય શાન્ત હતો. વસંત ઓરડાની અંદર ચારે તરફ ફરી વળી. તેણે બારણાં–દિવાલો અને પછીતની બારી તપાસી અને અંતે બોલી, "આપણે પૂર્ણ રીતે સપડાઇ ચૂકયાં છીએ. આ સ્થળેથી હવે છૂટકો થઇ શકશે જ નહિ."

વિજય બોલ્યો, "તું શાન્ત થા. હજી રાત્રિ પડી નથી. આપ-

ણુને વખત છે. તે અરસ્સામાં અહિંથી મૂક્ત થવાનો પ્રયત્ન કરવો જોઇએ."

"કોઇ પણ પ્રયત્ને આ કોટડીમાંથી મૂક્તિ મેળવી શકાશે નહિ." વસંતે નિરાશ થઇ જણાવ્યું. વિજયે પછીતની બારી આગળ જઇ લોઢાના સળીયા તપાસ્યા–હલાવ્યા, પણ તે જાડા અને મજબુત સળીઆ લગીર પણ હાલ્યા નહિ. વિજયની આશા નષ્ટ થઈ. તે ગમગીન ચ્હેરે વસંતની નજીક આવી બેઠો. તે વારંવાર પછીતની બારી તરફ જોતો. દિવસ પૂરો થતો હતો, તેમ તેના હૃદયમાં શોકનો વધારો થતો હતો. આવી અવસ્થામાં બન્ને ઘણીવાર બેસી રહ્યાં. સાયંકાળનો સમય સમિપ હોય એમ તેમને જણાયું. બન્નેએ નિઃશ્વાસ નાખ્યા.

એવામાં જ બહારની બાજુએ કોઇના આવવાનો અવાજ સંભળાયો. વસંત વિજયને છૂટવાની આશા બંધાઇ. બન્ને આતુર નજરે દ્વાર તરફ જોઇ રહ્યાં.

બારણાં ખખડયાં, બારણાં ઉપર વાસેલું તાળું ઉઘડ્યું અને તે સાથે જ ઓરડાનાં દ્વાર ખુલ્લાં થયાં. તેની અંદર થઇને માધવ પ્રધાન બન્નેની સામે આવીને ઉભો રહ્યો. ઓરડાની બહાર અનેક સૈનિકો ઉભેલા હતા. વસંતે માધવ તરફ ધિક્કારમય નજર કરી; પણ વિજયે તેને જોતાં જ સલામ કરી મુખ હસ્તું રાખ્યું.

માધવ બોલ્યો, "મેં તમને અગાઉ ચેતવણી આપી હતી કે તમે આ શહેર છોડીને જતા રહો. પણ તમે ગયા નહિ અને અમે જેને અમારા શત્રુઓ માનીએ છીએ તેઓને તમે ખુલ્લી મદદ આપવા લાગ્યા. વળી તમે એક એવા માણસને અહિંથી ઉપાડી જવા ઇચ્છો છો કે તે માણસ અમારો અને રાજ્યનો ભયંકરમાં ભયંકર શત્રુ છે. રાજકીય બાબતોમાં તમારો હાથ ઉંડો હોવાથી તમને કેદ કરવાની મારે જરૂર પડી છે. હું પરદેશીયો સાથે સખ્ત વર્તન ચલાવતો નથી. આથી જ તમને મ્હોતની સજા નહિ કરતાં આ ઓરડામાં કેદ કરવામાં આવ્યા છે."

"અમારો છૂટકો અહિંથી કયારે થશે ?" વસંતે પૂછ્યું.

"બે ત્રણ દિવસમાં." માધવે જણાવ્યું.

"ત્યાં સુધી અમારે અહિંજ પૂરાઇ રહેવું પડશે ?" વિજયે પૂછ્યું.

"હા, સમય જોતાં અને તમે કરેલાં કામનો વિચાર કરતાં તમને પૂરી રાખવા એજ વ્યાજબી માનું છું."

"અમે તમારા મદદગાર થઇએ તો ?"

"નહિ, અમે પરદેશીઓ પર વિશ્વાસ રાખતા નથી. અમે અમારા આપ બળ પરજ ઝુઝીએ છીએ."

"જનસમાજમાં તમારૂં પગલું ગેરવ્યાજબી-અન્યાયી ગણાય છે."

"હું તેવી દરકાર રાખતો નથી. જનસમાજ સત્તાના જોરથી ઠેકાણે આવી જશે."

"શું તમે એક નિર્દોષ બાળરાજાનું ખુન કરશો ?" વિજયે પૂછ્યું.

"જરૂર, સાંપના બચ્ચાને તો મોટું થવા દેવુંજ નહિ."

"આ અન્યાયનો જવાબ..."

"બસ ચૂપ થા." માધવ ડોળા ઘુરકાવતો ત્યાંથી ચાલતો થઇ બહાર નીકળ્યો.

ઓરડાનાં દ્વાર પુનઃ બંધ થયાં. વસંત-વિજય અંદર પૂરાઇ રહ્યાં. તેમના મનના વિચાર હાલને માટે તો તેમના મનમાંજ સમાયા.

